હાજી સુલેમાન લોધીઆ ગ્રંથમાળા પુસ્તક ૫.

જનાબ ખાનબહાદુર શમ્સુલ્ઉલમા મોલવી હાફિજ
નજીર અહ્મદ સાહેબ દેહલવી એલ. એલ. ડી.

કૃત

# અયામા.

ભાષાન્તર કર્તા,

**અમીરમિયાં હમ્દૂમિયાં ફારૂકી.**

ખમાસાના ચકલે—અમદાવાદ.

પ્રસિદ્ધ કરનાર,

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી** તરફથી

**હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ** બી. એ.,

આસિસ્ટંટ સેક્રેટરી—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

કિંમત દશ આના.

## મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળાનો

# ઉપોદ્ઘાત.

---

મુસલમાન કોમમાં સાંસારિક રીતરિવાજોમાં સુધારો થાય, નીતિની વૃદ્ધિ થાય અને સામાન્ય જ્ઞાન તથા વિદ્યાનો પસાર થાય તેવાં પુસ્તકો ઇનામ આપીને રચાવવા માટે કાઠિઆવાડના ધોરાજી ગામના વતની અને વેપાર અર્થે દક્ષિણ આફ્રિકાના કેપટાઉનમાં રહેતા તથા "પૃથ્વી પ્રદક્ષિણા" નામના પુસ્તકના કર્તા **મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆએ** રૂ૦ ૨૫૦૦) ની સાડાત્રણ ટકાની સરકારી પ્રામીસરી નોટો સન ૧૯૦૩ માં સોસાઇટી હસ્તક સોંપી હતી. ફંડની આવકમાં કાયમનો વધારો થાય તે માટે સોસાઇટીએ તેજ સાલમાં સદરહુ નોટો વેચી તેનાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનાં સવાચાર ટકાનાં રૂ. ૨૨૦૦) નાં ડીબેંચરો લીધાં છે. તેના વ્યાજમાંથી **"મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળા"** ના નામથી આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છેઃ—

| | | |
|---|---|---|
| ૧. | મુસલમાનોની રાજકીય તથા વિદ્યા સંબંધી ચઢતીનો ઇતિહાસ અને તેમની પડતીનાં કારણો... | ૦—૨—૦ |
| ૨. | ઇસ્લામનો ભરતીઓટ. ... ... ... | ૦—૮—૦ |
| ૩. | સર સૈયદ એહેમદનું જીવન ચરિત્ર. ... ... | ૦—૮—૦ |
| ૪. | મિરાતે સિકંદરી. ... ... ... ... | ૧—૦—૦ |
| ૫. | અયામા. ... ... ... ... ... | ૦—૧૦—૦ |

**ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી ઑફિસ,**
**અમદાવાદ,** તા. ૨૦—૪—૧૯૧૬.

# પ્રસ્તાવના.

જનાબ ખાનબહાદુર શમ્સુલ્ઉલમા મોલવી હાફિજ નઝીરઅહમદ સાહેબ દેહલવી એલ. એલ. ડી. ના નામથી દરેક કેળવાએલો મુસલમાન સારી પેઠે વાકેફ છે. એઓએ ઉર્દૂ ભાષામાં નૉવેલના રૂપમાં ઘણીજ રસિક રીતે મુસલમાનોના ધર્મ સંબંધી હકીકતો લખી છે, જે હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી હોંસે હોંસે વંચાય છે. એમાંનાં 'તવબતન્નસૂહ', 'મિરાતુલ ઉરૂસ' વગેરે એ તો એટલી ખ્યાતિ સંપાદન કરી છે, કે નામદાર સરકારની ઉર્દૂ શાળાઓમાં ટેક્સ્ટ બુક તરીકે તેમનો સ્વીકાર થયો છે. આ અયામાનું પુસ્તક પણ એમનુંજ રચેલું છે.

મુસલમાનોમાં વિધવાવિવાહ સશાસ્ત્ર છે. પણ સેંકડો વર્ષથી હિંદુસ્તાનમાં રહેવાથી હિંદુઓના સમાગમના કારણથી મુસલમાનોમાં વિધવાવિવાહનો ચાલ કેટલેક અંશે બંધ થયા જેવો છે. પણ વિધવાવિવાહની અગત્ય છે તે આ પુસ્તકમાં નૉવેલ રૂપે સમજાવવામાં આવ્યું છે.

જનાબ મોલવી સાહેબ ( મર્હુમ ) ના ગુજરી જવાથી એમના એ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર કરવાની રજા મહેરબાની કરીને એમના પુત્રે આપી તે માટે તેમનો ઉપકાર માનું છું.

એક ભાષામાંથી બીજી ભાષામાં તરજુમો કરવાથી મૂળ પુસ્તકની બધી ખૂબીઓ જળવાતી નથી એ સર્વ માન્ય વાત છે તે પ્રમાણે આ તર્જુમામાં પણ દ્રષ્ટિગોચર થશે તો તે માટે સુજ્ઞ વાંચનાર માફી આપશે એવી આશા છે.

મૂળ પુસ્તક મુસલમાનોને ઉદ્દેશીને લખાએલું છે પણ તેનો વિષય બધાને લાગુ પડે એવો છે તો આ પુસ્તક વાંચી તે ઉપર જો અમલ થશે તો મારી મહેનતનો બદલો મળ્યો એમ સમજીશ.

મુસલમાની ધર્મને લગતા પારિભાષિક શબ્દો એવા છે કે જેનો પુરો ખુલાસો કરવા જતાં લંબાણ થઇ જાય એમ છે માટે તેવા શબ્દોના ટુંકાણમાં અર્થ આપવામાં આવ્યા છે.

ખમાસાનો ચકલો, } અમીરમિયાં હમ્દૂમિયાં ફારૂકી.

અમદાવાદ. } ભાષાંતર કર્તા.

# અનુક્રમણિકા.

બિસ્મિલ્લા હિર્રહેમા નિર્રહીમ.

# અયામા.

## પ્રકરણ ૧ લું.

### ઉપોદ્‌ઘાત.

શહેર કુટુંબ કે ફળીઉં તો શું, એવું કોઇ ઘર પણ જવલ્લેજ હશે, કે જેમાં વૃદ્ધ, આધેડ, જુવાન કે નાની બાળા વિધવા ન હોય! જ્યારે લગ્નથી વર કન્યા જિંદગીપર્યંતનો સંબંધ જોડે છે, તો તેનું પરિણામ સ્ત્રી વિધવા કે પુરૂષ વિધુર થાય એજ હોવું જોઇએ. લગ્નથી દંપતીએ જિંદગી-પર્યંત સાથે રહેવાના કોલકરાર કર્યા છે, મરવા માટે કર્યા નથી. વસ્તી-પત્રક પરથી સિદ્ધ થાય છે, કે જંગલી અને અનાર્ય પ્રજા બાદ કરતાં દરેક ઠેકાણે સ્ત્રીઓનું પ્રમાણ પુરૂષ કરતાં સહેજ વધારે હોય છે; પરંતુ એ પ્રમાણ એટલું બધું વધારે નથી, કે જે તરફ જુઓ તે તરફ વિધવાઓજ નજરે પડે! વિધવાઓનું પ્રમાણ એટલું બધું વિશેષ હોવાનું એક કારણ એ પણ છે, કે સામાન્ય રીતે લગ્ન વખતે પુરૂષ કરતાં સ્ત્રી નાની ઉમર-નીજ પસંદ કરવામાં આવે છે. તેથી પુરૂષનું આવરદા સ્ત્રીના પહેલાં પુરૂં થઈ જવાથી સ્ત્રી વિધવા થઇ પાછળ રહે છે. વળી એક બીજું કારણ પણ છે. તે એ છે, કે સ્ત્રીઓ કરતાં પુરૂષો ઓછા સહનશીળ હોવાના કારણથી હજુ તો મરનાર સ્ત્રીનું કફન પણ મેલું થયું હોતું નથી ને એમનું મન ડામાડોળ થાય છે, અને એમ થાય તેમાં કંઇ આશ્ચર્ય નથી. દુન્યામાં મરનારની પાછળ કોઇ મરતું નથી. રાજી કે નારાજી

મનથી જીવવુંજ પડે છે. તો જ્યારે જિંદગીના દિવસો ગુજારવાનાજ છે, તો જીવને મુસીબતમાં નાંખી જીવતર શા માટે કડવું કરે ! એ તો સ્ત્રીઓ-નાંજ કાળજાં છે, (બલ્કે સત્ય પૂછો તો કાળજાં નથી, હતભાગ્ય છે) કે જેઓ રંડાપાની દુઃખદાયક જિંદગી ગુજારે છે. કહેછે કે કિયામતને દિવસે દરેક માણસને પોતપોતાની પડી હશે, કોઇને અન્યના દુઃખની પરવા હશે નહિ; પરંતુ અમે તો જોઇએ છીએ, કે વિધવાઓ માટે તો હમણાં પણ કિયામત જ છે. રંડાપો ઘણો દુઃખદાયક છે, એમ મોંડે તો સૌ કોઇ કહેશે, પરંતુ એ પ્રમાણભૂત કહેવાય નહિ; પણ જ્યારે એવી રીતે દુઃખમાં ફસાયલી સ્ત્રીઓને રંડાપાના દુઃખમાંથી બહાર કાઢવા માટે કંઇ યુક્તિ કરતા જોઇએ ત્યારેજ રંડાપો દુઃખદાયક છે એ એમનું કહેવું સત્ય મનાય. કંઇ પણ દુઃખ નથી એમ કહેવું, અને દુઃખ તો છે પણ અમે તેને માટે કંઇ યુક્તિ કરવા ચાહતા નથી એમ કહેવું એ બન્નેનું પરિણામ તો એકજ છે. રંડાપો એક એવું દુઃખ છે, કે જેને જુઓ તે હાથપર હાથ મૂકીને બેઠો છે. તે પોતે પણ કષ્ટમાં ફસાયલો હોવાથી રડે છે, માથું કૂટે છે, અને દુઃખથી અંદર ને અંદર ઓગળતો જાય છે, પણ મુસીબતમાંથી છૂટવા માટે કંઇ યુક્તિ કરે એવું થઇ શકતું નથી. અમે પણ સેંકડો વિધવાઓ જોઇ છે, અને સંબંધ સગાઇ પ્રમાણે કેટલીકની એવી દયાજનક સ્થિતિ ઉપર અફસોસ પણ કર્યો છે; પરંતુ ખુદા સાક્ષી છે, કે જ્યાં સુધી આજાદી બેગમની હકીકત સાંભળી નહોતી, ત્યાં સુધી વિધવાઓ ઉપર આટલો બધો જુલમ થાય છે એમ અમે જાણતા નહોતા. ખુદાની મરજી વિધવાઓનું કલ્યાણ કરવાની હશે, કે આજાદી બેગમે મરતી વખતે વિધવાઓ ઉપર શું દુઃખ પડે છે તે જાહેર કરી દીધું. જો આજાદી બેગમ પણ મનમાં હજારો આશાઓ અને મોંમાં ઘુઘરીઓ ભરી (ચુપ થઇને) દુન્યાથી નિરાશ થઇને જતી રહી હોત, તો જેવી રીતે બીજી લાખો કરોડો વિધવાઓ દુન્યાથી જતી રહી, અને પોતાની રામકહાણી કોઇને

કહી કે બીજાની સાંભળી નહિ તેમ એનો રંડાપો પણ મનમાં ને મનમાં બળાપો કરવા લાયક થાત. એના રંડાપાનો પણ ફકત રીતરિવાજ પ્રમાણે ખરખરો થાત ને જુઠી દીલસોજી દેખાડવામાં આવત. પરંતુ આઝાદી બેગમે કરેલા ઉપકારને કોઇ વિસરી શકતું નથી. છતાં એણે પણ એટલી કસર રાખી, કે કહ્યું તો ઘણું પણ કંઇ કરી દેખાડયું નહિ. જો ખુદા તેને હિંમત આપત અને રંડાપાના સમયમાં તેના મનમાં જે વિચારો ઉદ્દભવ્યા હતા, તે બધા નહિ, તો બે ચાર પણ અમલમાં મૂકત, તો દુન્યાની આંખો ઉઘડી જાત, ને જોઇ શકત કે વિધવાઓને બેસાડી રાખવાથી કેવાં અનિષ્ટ પરિણામ આવે છે, અને તે વિધવાના હકમાં, તેનાં સગાં સંબંધીઓના હકમાં, કુટુંબના હકમાં, કોમના હકમાં ને દેશના હકમાં કેટલાં બધાં નુકસાનકારક નીવડે છે.

આઝાદી બેગમ કંઇ વિરલ વિધવા નહોતી પરંતુ તેની જિંદગીમાં તેના ઉપર એવા અવનવા સંજોગો આવ્યા છે, કે જેની તે એક વિરલ સ્ત્રી હતી, એમ તો કહી શકાય ખરૂં.



## પ્રકરણ ૨ જું.

### આઝાદી બેગમની આરંભની હાલત ને તેની કેળવણી.

આઝાદી બેગમ એવા ઘરમાં જન્મી હતી, કે જેના કુટુંબમાં દીકરીઓનો ટોટો હતો. એ કુટુંબમાં સ્વાભાવિક રીતેજ કન્યાઓ ઓછી જન્મતી, અને જો કોઈ જવલ્લે જન્મતી, તો લોકો તેને થોડા દિવસની મેહમાન સમજતા હતા, અને એમનું એ ધારવું દૈવજોગે એક વર્ષની અંદરજ સત્ય પડતું હતું. છઠી, અકીકા અને મુંડણની ક્રિયાઓ તો યાદ આવે છે; પણ એક વર્ષ પછી થનારી ક્રિયાઓ—વર્ષગાંઠ બોટણુ વગેરે—ને

માટે તો અમે ઘરડી ઘરડી સ્ત્રીઓને પૂછી જોયું તો પણ એ કુટુંબમાં કોઇ પણ છોડીની એ ક્રિયાઓ થઇ હોય એવું અમને બતાવી શકયું નહિ. તેથી આઝાદી તદ્દન દીકરીજ નહોતી પણ પૌત્રી, દૌહિત્રા, ભાણેજ અને ભત્રીજી પણ હતી.

આઝાદીનો જન્મ થયો ત્યારે સંપૂર્ણ નીરોગી ને હૃષ્ટપુષ્ટ હતી. માથાપર ચાર પાંચ આંગળ લાંબા ગુચ્છાદાર વાળ હતા. છઠીની પહેલાં જ્યારે તે માના ખોળામાં સૂઇ રહી હોય ત્યારે વર્ષ સવા વર્ષના છોકરા જેવડી દેખાતી હતી. પ્રથમથીજ છોડીઓના જીવવા તરફથી વહેમ તો હતોજ, તેમાં વળી એની આવી સ્થિતિ, તેથી એ જીવશે એમ કોઇ ધારતું નહોતું. પરંતુ એનું શરીરજ એવું નીરોગ હતું કે કોઇ પણ રોગ એની પાસે આવીજ શકતો નહિ. તેને ખુદાએ ઉતાવળે મોટી કરી દીધી ને તે વેલબુટાની પેઠે વધી અને જાળાની પેઠે પથરાઇ ગઈ. પેહેલી વર્ષ-ગાંઠને દિવસે તે દોડતી દોડતી ફરતી હતી, અને બીજી વર્ષગાંઠને દિવસે તો બંગાળી મેનાની પેઠે બોલતી હતી. તે નાનપણમાંજ એવી ચાલાક અને તીવ્ર સ્મરણશક્તિવાળી હતી, કે તેની અસાધારણ ચાલાકી જોઇને તેનાં સગાંવહાલાં ડરતાં હતાં કે રખેને એ મરી જાય નહિ.

ઘરમાં કેળવણીની ચર્ચા જોઇને તેણે પોતાની મેળેજ ભણવું શુરૂ કર્યું, અને આ દેશના મુસલમાની ઉચ્ચ કુટુંબની સ્ત્રીઓએ જેટલું શીખવું જોઇએ, તેટલું આઠ નવ વર્ષની ઉમરમાં તેણે શીખી લીધું. બે વિરૂદ્ધ શક્તિઓના ખેંચાણની વચ્ચે એની કેળવણી હતી. એના પિતાએ મિશન કૉલેજમાં માધ્યમિક કેળવણી લીધી હતી. જોકે તેને સ્કૂલ છોડે ઘણો સમય થયો હતો, અને નિશાળ છોડયા પછી તેણે પુસ્તકો ઉપરની અભિ-રૂચિ તદ્દન મટાડી દીધી હતી; પરંતુ કેળવણીના આરંભની છાપ એના મન ઉપર પડેલી હોવાથી તે હિંદુસ્તાનીઓની બધી વાતોને નાપસંદ કરી ધિક્કારતો હતો. તે બરાડા પાડીને સુધારક અને એટલી તો અંગ્રેજીની અસર તેને

થઇ નહોતી; પરંતુ ઘરખટલાની નાની નાની વાતોમાં પણ તે મોં ફુલાવતો હતો, જેથી તેના ખરા વિચાર વારંવાર બધા જાણી શકતા હતા. તે બડબડતોજ રહેતો અને ઘરનાં બધાં કામકાજ એની મેળે દસ્તૂર પ્રમાણે થતાં હતાં. અલબત્ત ઓલાદના સંબંધમાં તે વિજયી નીવડયો.

દસ્તૂર પ્રમાણે બચ્ચાં પાંચ વર્ષનાં થાય તો તેમની બિસ્મિલ્લાહ થવી જોઇએ. તે પછી તે મક્તબમાં જાય, કાયદો શીખે તે પછી અંમાનો સીપારો શીખી કુરાન ને ફારસી ભણે. પણ એણે એ બધી બાબતોને ઊડાવી દીધી. બિસ્મિલ્લાહ કેવી ને મક્તબ કેવી! છોકરાંઓને સંખ્યા શીખવી ઉર્દૂ શુરૂ કરી દીધું. ઉર્દૂનો કંઇક મહાવરો થયો, નામ ઠામ ને સહેલાં વાકયો લખતાં શીખ્યાં, થોડાક આંક આવડયા ને જરાક હુશ્યાર થયા કે નિશાળમાં લઇ જઇને નામ લખાવી દીધાં, કે જ્યાં ખુદાના દર્શન કે પેગંબર સાહેબ (સ. અ.) ની કૃપાનું નામ પણ લેવામાં આવતું નથી. ખાનદાનમાં એ વિષે ઘણી ચર્ચા થવા માંડી, અને એક દિવસ એજ વિષયપર દંપતીમાં તકરાર થઇ ગઇ.

બચ્ચાંઓની કેળવણી વિષે વાદવિવાદ ચાલતો હતો તેવામાં પતિ બોલ્યો, તમે બચ્ચાંઓની બધી રીતે સંભાળ લોછો, પણ તેમની કેળવણીની કંઇ ખબર રાખતાં નથી. મેં ડિસ્ટ્રિકટમાંથી આવીને પરીક્ષા લીધી, તો બંનેમાંથી એકને પણ પાછલું આવડતું હોય એમ જણાતું નથી. શું એ રોજ નિશાળે નથી જતાં? અથવા ઘેર પાઠ નથી કરતાં? માસ્તર મારી શરમને લીધે દરગુજર કરતા હશે પણ તે કયાં સુધી? જો એવી રીતે ચાલશે તો નિશાળમાંથી એમનાં નામ એક દિવસે કમી થશેજ.

સ્ત્રી:—એ નિશાળને આગ લાગે. હું તો ખુદાથી ચાહું છું કે મારાં બચ્ચાંઓનાં નામ કાલે કમી થતાં હોય તો આજજ થાય.

પતિ:—ઓહો! તમે તો નિશાળની તરફથી ઘણાં ગુસ્સે થએલાં દેખાઓ છો?

સ્ત્રી—ગુસ્સે ભરાએલાં શું? મેં તમારી ધાસ્તીના કારણથી આજ સુધી તમને કંઇ કહ્યું નથી; પણ જો મારૂં ચાલે તો હું કોઇપણ મુસલમાનના છોકરાને તે તરફ જોવાએ ન દઉં. સ્કૂલમાં જઇને કોઇપણ મુસલમાન મુસલમાન રહી શકે છે?

પતિ—આ તો આજે નવી વાત સાંભળવામાં આવી, કે નિશાળમાં જવાથી માણસ નાસ્તિક થઇ જાય છે! ત્યારે તો તમારા માનવા પ્રમાણે હું પણ નાસ્તિક અને જેણે જેણે નિશાળોમાં કેળવણી લીધી છે, તે બધા નાસ્તિક. વળી સૌથી વધારે નાસ્તિક તમારા મામાના દીકરા, કે જેઓ એમ. એ. માં પાસ થયા છે. તેમજ જેટલા મુસલમાન માસ્તરો છે તે બધા નાસ્તિકકાર. જરા વિચારીને તો વાત કરો. તમે તમારા પિતાનેજ પૂછી જોજો, કે જે માણસ મુસલમાનને નાસ્તિક કહે તેને કેવો જાણવો? તમને એટલી પણ ખબર નથી કે સ્ત્રી પુરૂષ બંનેમાંથી એક પણ નાસ્તિકપણાનું કામ કરે તો તેમના નિકાહ તૂટી જાય છે (પછી તે વિવાહિત સ્ત્રીપુરૂષ સશાસ્ત્ર કહી શકાય નહિ).

સ્ત્રી—આખું શહેર ત્રાહે ત્રાહે કરી રહ્યું છે. મારા પિતાનેજ લોકો આવી આવીને સતાવે છે, કે તમારા જેવા મોટા મોલવી ને કથા કહેનારની દીકરીનાં બચ્ચાંઓ મિશન સ્કૂલમાં દાખલ થાય એ શું? તેઓ કહે છે કે,

**દોહરો.**

કામામાંથી નીકળે, જો નાસ્તિકનો રોગ;
ફરી મુસલમાની રહે, કયે સ્થળે નીરોગ.

મેં એની શરમના કારણથી લોકોના વિવાહ વગેરેમાં જવાનું બંધ કર્યું છે.

પતિ—તમારા પિતાએ પણ એ વિષે તમને કંઇ કહ્યું છે?

સ્ત્રી—એટલું તો તેમણે પણ કહ્યું હતું, કે શહેરમાં ઘણી સ્કૂલો છતાં મિશન સ્કૂલમાં છોકરાઓને બેસાડયા એ ઘણું અયોગ્ય કામ કર્યું છે.

એ લોકો પોતાના ધર્મની વાતો શીખવી શીખવીને છોકરાઓને ધર્મભ્રષ્ટ કરી નાખે છે. વળી તમે બચ્ચાંઓને કુરાન પઢાવ્યું નથી, તેથી પણ મારા પિતા ઘણા નારાજ છે. મુસલમાનનાં બચ્ચાં, ને કુરાનનો એક શબ્દ પણ જાણે નહિ, એ ગજબની વાત છે! તમારાં બચ્ચાં છે. ખુદાને ત્યાં જઇને તમે એનો જવાબ આપજો. તમે રૂઠો કે રીસાઓ એ કૃત્યમાં હું તમારી ભાગિએણ નથી.

પતિ—છોકરાંઓ જ્યારે કુરાનના અર્થ જાણતા નથી, તો પોપટની પેઠે એકલા શબ્દોચ્ચારથી શો ફાયદો છે?

સ્ત્રી—હજારો લાખો સ્ત્રી પુરૂષો કુરાન પઢે છે, ને અર્થ જાણતા નથી, તે સૌ તમારા સમજવા પ્રમાણે તો મૂર્ખજ છે।

પતિ—બેશક, તમે એમનું પઢવું યોગ્ય જાણોછો, પણ હું તો એવું માનુંછું, કે વગર સમજે જે નમાજ પઢે છે, તેની નમાજ પણ થતી નથી.

સ્ત્રી—મેં જરાક સ્કૂલના છોકરાઓને નઠારા કહ્યા તે ઉપર તમે એટલા બધા નાચ્યા કૂદ્યા, અને હવે આખી દુન્યાના મુસલમાનોને નાસ્તિક કહો છો, તો તમે જાણો.

પતિઃ—*"અર્ધો વૈદ જીવનું જોખમ, અને અર્ધો મુલ્લા ઇમાનનું જોખમ" એ કહેવત સાચી છે. તમે મુસલમાનોને નાસ્તિક કહોછો, ને હું કહુંછું કે વગર સમજે નમાજ પઢનારની નમાજ પણ થતી નથી, એ એમાં, કેટલો ફેર છે તે જરા સમજો. પણ એ બાબતની તકરાર કરવાની જરૂર નથી. પોતપોતાનો અભિપ્રાય છે. અર્થ સમજ્યાવિના બાળકો કુરાન પઢે એ તેમને ફાયદાકારક છે, કે નહિ તેજ મને સમજાવો.

સ્ત્રી—તમેં ફાયદો કેવા પ્રકારનો માગો છો? છોકરાં કુરાન પઢી શકે એ ફાયદો થોડો છે? કુરાનના શબ્દોમાં પણ પુણ્ય ને લાભ છે.

---

*નીમ હકીમ ખત્ર એ જાન, નીમ મુલ્લા ખત્રએ ઈમાન.

પતિ—બાળકોને કુરાન શીખવવામાં આવે છે, તે પુણ્ય ને ભલાઇ માટે શીખવવામાં આવે છે કે તેમને લખતાં વાંચતાં આવડે તે માટે?

સ્ત્રી—બંને મતલબ છે.

પતિ—પુણ્ય છે એમ સમજતાં હો તો તેની તો આશાજ રાખશો માં. કુરાન એવી પવિત્ર કિતાબ છે, કે તેને માટે ખુદા ફરમાવે છે, કે "પવિત્ર લોકો સિવાય બીજો કોઇ તેને સ્પર્શ કરી શકતો નથી." પણ અમે જોઇએ છીએ કે તેના ફર્મા ફર્મા ને પાનાં પાનાં છુટાં કરીને અતિશય અપમાનથી અવિવેકી બચ્ચાંઓને આપવામાં આવે છે. જેને તેઓ ફાડે છે, બગાડે છે ને કુચા કરે છે. એમના પઢેલા સીપારા એવા મેલા ને ગંદા હોય છે, કે તેને જોવાનું પણ મન થતું નથી. કુરાનની સાથે આટલી બધી બેઅદબી ને પુણ્યની આશા નવાઇની વાત છે!

સ્ત્રી—બેશક રક્ષણ થતું નથી. અને થઇ શકે એમ પણ નથી. પરંતુ નિર્દોષ બાળકોને એ વિષે ખુદા પૂછવાનો નથી.

પતિ—જો બાળકોને પૂછપરછ થવાની નથી તો તેમને પુણ્ય પણ થવાનું નથી.

સ્ત્રી—પરંતુ મોટા થઇને કુરાન પઢશે તે વખતે તેમને પુણ્ય થશેજ.

પતિ—વગર સમજે પઢવાથી પણ પુણ્ય થશે?

સ્ત્રી—હા હા, વગર સમજે પઢશે તો પણ પુણ્ય થશે.

પતિ—એવા આધાર વિનાના પુણ્ય માટે તમારાં પિઅરીઆં ને તેમના જેવી આસ્થાવાળા ભલે બબડે, હું મારાં બચ્ચાંઓને એવી મહેનતમાં નાખવાનું ઇચ્છતો નથી. ઉર્દૂ લખતાં વાંચતાં સારી પેઠે શીખી લે, એટલું જ હું ચાહુંછું. મને આશા છે, કે જેટલા દિવસમાં એ કુરાન પૂરૂં કરી શકત, તેટલાજ દિવસમાં આમ કમનથી શીખે છે, છતાં પણ સારી પેઠે ઉર્દૂ લખતાં વાંચતાં શીખી જશે. વળી ગણિત વગેરે શીખશે તે તો નફામાં.

સ્ત્રી—હું કહું છું કે કુરાન પ્રથમ શીખાવવાથી તમે તમારી આ ધારણામાં જલદી ફળીભૂત થઇ શકત.

પતિ—એ કેવી રીતે?

સ્ત્રી—હું તમારી પેઠે અંગ્રેજી ભણી નથી, અને કોઇ અંગ્રેજી શીખે એવું ખુદા કરે પણ નહિ એમ ઇચ્છું છું, છતાં શું એટલું પણ સમજી શકતી નથી?

પતિ—નહિ નહિ, તમે બધું સમજો છો, પણ મને સમજાવો તો ઠીક.

સ્ત્રી—જાણી જોઇને અજાણ્યા શા માટે થાઓ છો? એ તો તમારા ઉપર વીતેલી છે, અને સેંકડો બાળકોને ભણાવીને તમે અનુભવ મેળવેલો છે. તમે જાણો છો, કે જોડણી કરીને વાંચતાં જલદી આવડે છે, અને કુરાન જોડણી કરીને શિખાય એવી રીતે છાપેલાં હોવાથી પ્રથમ કુરાન શીખવી પછી ઉર્દૂ શીખવવામાં આવે તો તે જલદી શીખી શકાય છે. તમે એને દેવનું પ્રાબલ્ય કહેશો પણ હું તો કુરાનના રૂડા પ્રતાપ છે એમજ કહીશ એમ કરવાથી ત્રણ મહીનામાં ઉર્દૂ ઝપાટાબંધ વાંચી શકાય છે. કુરાન ન પઢયા તેનોજ તમારાં બાળકો પર ફિટકાર છે કે આજ સુધી રેં રેં કરે છે, ને ઉર્દૂ વાંચી શકતાં નથી.

પતિ—આ તમારી મોટી ભૂલ છે. નવા શિખાઉને કુરાનમાં જોડણીની મદદ મળે છે, અને ઉર્દૂ સ્વભાષા હોવાથી અર્થ સમજવામાં મદદ મળે છે. સરખી મગજશક્તિવાળા બે બાળકો હોય ને તેમાંથી એકને કુરાન શીખવવાનું ને બીજાને કાના માત્રા (જેર, જબર વગેરે) વાળું ઉર્દૂ શીખવવાનું કામ એકજ વખતે શુરૂ કરવામાં આવે, તો તમને માલુમ પડશે, કે ઉર્દૂ શીખનાર ઝપાટાબંધ ચાલ્યો જશે ને કુરાન પઢનાર રેં રેં કરતો રહી જશે.

સ્ત્રી—ખુદાને માટે મારો પીછો છોડશો કે નહિ? મેં તમારી કેળવણીમાં માથું માર્યું નથી, ને ભવિષ્યમાં પણ કંઇ કહેવાની નથી. ફક્ત

છોડીની કેળવણી વિષે વાંચો છે. પણ તેને નોકરી કરવી નથી, અથવા લોકોમાં પોતાની ખ્યાતિ ફેલાવવી નથી. સારૂં નઠારૂં જેવું મને આવડે છે, તેવું તેને ધીમે ધીમે શીખવી દઇશ.

પતિ—હું છોકરાઓની તરફની તો કેટલેક અંશે નિશ્ચિંત છું, કેમ કે હજુ અણુસમજુ છે. શીખવી ભણે એટલી એમની ઉમર નથી. વળી હું હમેશા ઘેર રહેતો નથી. છતાં પણ એમની કેળવણીનો હું બંદોબસ્ત કરી લઇશ. મને પસ્તાવો આજાદીની બરબાદીનો છે. તેને તમે તમારા જેવીજ બનાવશો.

સ્ત્રી—કેમ મારામાં શા કીડા પડયા છે? મને શીવતાં નથી આવડતું? રાંધતાં નથી આવડતું? લખતાં વાંચતાં નથી આવડતું? ગૃહવ્યવસ્થા નથી આવડતી? બાળબચ્ચાં ઉછેરતાં નથી આવડતું? અથવા શું હું કુઅડ છું? અણઘડ છું? તમે મારી શી કદર કરવાના હતા? તમારાં કુટુંબીઓને પૂછી જુઓ, ફળીઆના લોકોથી ખાતરી કરો તો જણાય. તમારા જેટલી તો શું તમારાથી દોઢી બમણી કમાઇવાળાના ઘરના સરસામાન સાથે તમારા સરસામાનનો મુકાબલો કરો. બેચાર દિવસ ઘરમાં બેસીને જુઓ કે કેટલી બધી બાઇડીઓ મારા જેવી બેહુનરને ઘેરીને બેસે છે. કોઈ લુગડાં વેતરાવવા આવે છે, કોઇ સલાહ લેવા આવે છે, કોઇ દવા પૂછવા, કોઈ કાગળ લખાવવા વંચાવવા, કોઇ કિતાબ સાંભળવા ને કોઇક ધાર્મિક બાબતો વિષે ખુલાસો પૂછવા આવે છે. વિવાહ વગેરે જે જે ટાણાંટચકાં મારા લગ્ન પછી તમારા ને મારા કુટુંબમાં તથા આ મહેલ્લામાં થયાં છે, તેમાંના એકમાં પણ હું ન નોતરાઇ હોઉં, એવું તમે જાણતા હો તો બતાવો. હવે વાદવિવાદ શુરૂ થયો છે, તેથી જો ફરી જઇને હા ન પાડો તો ભલે, નહિ તો શું તમને ખાત્રી નથી કે જો ખુદા આજાદીને જીવતી રાખશે, તો તે પણ મારા જેવી થશે, ને તેથી જેને ઘેર જશે તે તેના પગ ધોઇ ધોઇને પીશે!

પતિ—હું તમને ઘણા સમયથી કહું છું, અને હવે ફરી પણ કહુંછું કે જરા અમારા પાદરી સાહેબને ઘેર જઇને તેમનું ઘર જુઓ, તો પછી તમારી આ બધી શેખી ક્ષણમાત્રમાં જતી રહેશે.

સ્ત્રી—હું પાદરીને ઘેર જાઉં એવું ખુદા ન કરે. એવી મહેરબાનીથી તો મને માફ રાખો.

પતિ—કેમ ગભરાઓછો શા માટે? સાહેબના બંગલામાં પરદો કરાવીશું, તેથી મડમ સાહેબને તમે બેજ હશો અથવા તેમની છોડીઓ ને દાસીઓ હશે. પાદરી સાહેબ બિચારા અમારાથી પણ વધારે ગરીબ ને બચડવાળ છે; તેથી ગરીબીમાં ગુજારો કરે છે. ગૃહસ્થાઇના ઠાઠમાઠ જેટલી શક્તિ નથી, અને તેથી તેવો ઠાઠ છે પણ નહિ. પરંતુ વ્યવસ્થા, સુઘડતા, ચોકખાઇ, કરકસર, હુનર, લાયકી પ્રીતિ અને ભલાઇ જુઓ તો ખબર પડે. કહો તો ડોળી મંગાવું. હમણા કલાકમાં પાછાં આવીશું. હમણા શરદી પણ ઓછી છે.

સ્ત્રી—હું તો જતીએ નથી ને આવતીએ નથી.

પતિ—બસ હતભાગ્યની એજ નિશાની છે ના. મારી ખાતર એક વખત ચાલો ને જુઓ. જો જરા પણ તમારી મરજી વિરૂદ્ધ બનાવ બને તો હું તેનો જોખમદાર છું.

સ્ત્રી—ત્યાં જવું એજ મારી મરજીથી વિરૂદ્ધ છે પરનાત, પરજાત, પરધર્મ તેથી મારા એવા શા ભોગ લાગ્યા છે કે ત્યાં જઇને મારૂં નામ બદનામ કરૂં?

પતિ—હું સાથે હોઇશ તોપણ નામ બદનામ થશે?

સ્ત્રી—ભલેને તમે સાથે આવો તોપણ શું?

પતિ—પરદો મારો હક છે, ને તેથી તમારે મારૂં કહેવું માનવું જોઇએ.

સ્ત્રી—હું તમારી આગળ હાથ જોડું છું. તમે બળાત્કાર કરો નહિ.

જો સ્ત્રીઓ ધણીનો હક સમજીનેજ પરદો કરતી હોય તો કુંવારીઓ અને વિધવાઓ બજારમાં ઉઘાડે મોઢે ફરતી ફરે. પરદો માણસનો હક નથી પણ ખુદાનો હક છે. ખુદાએ સ્ત્રીઓને પરદાની આજ્ઞા કરી છે.

પતિ—બસ એટલી વાત ઉપરજ તમારે ને મારે શરત છે. સ્ત્રીએ સ્ત્રીનો પરદો કરવો જોઇએ એવું તમે કોઈ પુસ્તકમાંથી દેખાડી આપો. અથવા જમાઅતની નમાજમાં સ્ત્રીઓની સાથે સ્ત્રીઓનું શામિલ થવું, જાજરૂ પેશાબ માટે ગામડામાં રિવાજ છે તે પ્રમાણે શહેરની બહાર જવું, ધર્મયુદ્ધમાં ઘવાયલાઓની માવજત કરવી, લડવૈઆની સેવા કરવી, અને અન્ય પુરૂષો સાથે બોલવું ચાલવું એ વાતો હું હદીસોથી સાબિત કરી આપુંછું. એ પ્રમાણે જુઓ, વાંચો ને સમજો ત્યારે તો માનશો કે નહિ? વળી અમારા તમારા જેવી એ સ્ત્રીઓ સાધારણ પંક્તિની નહોતી, પણ પેગંબર સાહેબ ( સ. અ ) અને તેમના સોબતીઓ ( રિ. અ.) ની સ્ત્રીઓ અને દીકરીઓ. તમે એમનાથી પણ ઉત્તમ નીકળ્યાં કે સ્ત્રીથી પરદો કરવાનું કહોછો. વળી ભંગીએણ, ધોબણ, ખાળપણ, મનીઆરી ને ફળનારીની સામે નીકળોછો એ શું ?

સ્ત્રી—બેશક પરદાની બાબતમાં પહેલાં કરતાં હાલ સખ્તી વધી ગઇ છે; પરંતુ તે વખતના લોકોની દાનત પવિત્ર હતી. હવે આટલી સખ્તી થયા છતાં પણ અટકતા નથી. તેથી ખુદા જેનો પરદો રાખશે તેનો રહેશે. વળી ભંગીએણ વગેરેની જે દલીલ તમે રજૂ કરો છો તે નિરર્થક છે. કેમકે તેમની સાથે અમારે ઘણું કામ પડે છે.

પતિ—જે કારણસર હું તમને પાદરી સાહેબને ત્યાં લઇ જવાનું ઇચ્છું છું તે સૌથી મોટી જરૂરનું કામ છે. તેમનાં સ્ત્રી ને બચ્ચાંઓથી મળીને અને તેમનું ઘર જોઇને તમારા વિચારો અને તમારા ઘરનાં રૂપરંગ બદલાઇ જશે.

સ્ત્રી—મારૂં મનજ ખુદાએ એવું ડામાડોળ બનાવ્યું નથી. હું મારી

હાજતોને સારી પેઠે સમજું છું. મને મારા લોકોમાંજ જીવવું ને મરવું છે. હું ફિરંગીઓના ઢંગ જોઇને શું કરવાની છું? પરદાથી બેપરદા થાઉં ત્યારે તેમની નકલ કરી શકું.

પતિ—કેમ રાત દિવસ ઘરમાં રહેવાથી તમે ગભરાતાં નથી?

સ્ત્રી—ગભરાવાનું કારણ શું? છ સાત પૈસા ડોળીના ભાડાના થાય એટલે દૂર જવું હોય છે તો પણ આખે રસ્તે ગભરાટ થાય છે, ને એજ બીક રહે છે કે કયારે પોહોંચીશ!

પતિ—બેશક સોદા કવિએ સત્ય કહ્યું છે, કે

**દોહરો.**

પીખી નાખેલાં પીંછાં, ઘણો છે તમ ઉપકાર;
છુટી જવાની બીક તો, રહી મને ન લગાર.

અહીં એક પાંજરૂં લટકતું હતું, જેમાં એક પોપટ પાળેલો હતો, ને જેને નોળ ઝાલી ગયો હતો તે તમને યાદ હશે. તે બિચારો પાંજરામાંથી બહાર નીકળતો હતો, પણ ઉડી શકતો નહોતો. હું જયારે એની એ સ્થિતિ જોતો હતો, ત્યારે આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ ઉપર અફસોસ કરતો હતો, ને સમજતો હતો કે પરદાના કેદખાનામાં પડયા પડયા એમનાં દિલ મરી ગયાં છે. ખેર તમે નથી આવતાં તો આબાદીને રજા આપો.

સ્ત્રી (નખરાથી)—હા એને ખુશીથી લઇ જાઓ. એની આંખ તો ફાટેલી છેજ. સાત વર્ષની થઇ છતાં પખાલીથી એ પરદો કરતી નથી, છાણાંવાળાથી સંતાતી નથી, પુરૂષ નોકરો અને સોદો વેચનારાઓની આગળ જઇને ઉભી રહે છે, ને ઘણુંએ રોકું છું છતાં એટલા જોરથી બોલે છે કે શેરીમાં સંભળાય છે. તમે એને લઇ તો જશો પણ એનાં જે વાલી વારસો છે તે એને ને તમને સારી પેઠે સ્વાદ ચખાડશે.

એ વાત સાંભળીને આબાદીનો પિના ડરી ગયો, ને એ વાત ઉડી ગઇ.

એવીજ રીતે આજાદીના કાન વીંધાવવા વિષે પણ ઘણીવાર તકરાર થઈ. આજાદીની મા સત્ય કહેતી હતી, કે નાનપણમાંજ કાન વીંધાવ્યા હોત તો સારૂં થાત. કેમકે નરમ ચામડી હોવાથી હરકત પડત નહિ. હવે તો એ કાનને અડકવા પણ દેતી નથી. જ્યારે આજાદી કાન વીંધનારનો સાદ સાંભળતી ત્યારે નાસી જતી હતી. ઘરમાં કેટલીક સ્ત્રીઓ એવા કઠણ કાળજાની પણ હતી, કે તેઓ ધારત તો કાન વીંધી નાખત. આજાદી પણ એ વાત સમજી ગઇ હતી. એને એક બે વખત પકડીને દાબી પણ ખરી, પણ પછાડા મારવા લાગી તેથી જવા દીધી. એક તો એના દિલમાં ધાસ્તી પેસી ગઇ હતી અને વળી તેનો બાપ ઘણી વખત તેને સમજાવતો હતો, કે તમે કાન વીંધાવશો નહિ. બહુ હેરાનગતી ભોગવવી પડશે. વળી તમારી માટી પાકણી છે, તેથી વરસો સુધી આરામ થશે નહિ. એવાં એવાં કારણથી તેણે કાન વીંધાવ્યાજ નહિ.

એ સાંભળીને આજાદીની મા કહેતી હતી કે એમાં મને શું સમજાવોછો ? મારી બલાથી. નાક કાનથી એજ બુચી રહેશે. અમને તો ફાયદો છે. એટલું ઘરેણું ઓછું આપવું પડશે. વાહ વાહ આ વાત તો તમે આપણા ફાયદાની કહી. એ સાંભળીને પિતાએ દીકરીની તરફ જોઇને કહ્યું ના બેટા તમે તમારી માના બહેકાવવાથી એવી ભૂલ કરશો નહિ. ખુદા એવો રૂડો દિવસ દેખાડશે તો નાક કાનને બદલે હાથ ને ગળામાં ચહો એટલાં ઘરેણાં ઘાલી લેજો. વળી પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો, કે મને તો આશા છે, કે આજાદી મોટી થઇને સાધારણ હિંદુસ્તાની સ્ત્રીએની પેઠે મૂર્ખ રહેશે નહિ. સ્ત્રીઓને કેટલી શોભાની જરૂર છે તે તે સારી પેઠે સમજશે. મને ભરોસો છે, કે એ પોતેજ ઘરેણાંને બદલે નોટો ને જમીન જાગીર લેવાનું વધારે પસંદ કરશે.

તમે લોકો કોઇ વાતમાં અકલ દોડાવતાં નથી એ એક લાચરીની વાત છે. ખુદાએ માણસો સરજવાનું કમી કરી દીધું હોય એમ જણાય

છે. આ સમયનાં માણુસો માણુસજ નથી, પરંતુ ઘેટાં છે. આગલું ઘેટું જે રસ્તે વળે છે તેજ રસ્તે બધાં જાય છે. જૂના લોકોએ જે દસ્તૂર ઠરાવ્યા છે તેમાં તેમની ભૂલ હોય એ શકય છે, કેમકે તેઓ ફિરિસ્તાની પેઠે નિર્દોષ નહોતા. તેઓ પણ અમારા જેવા માણુસોજ હતા, અને દરેક માણુસ ભૂલને પાત્ર છે. વળી કોઇ અમુક કામ અમુક વખત સુધી યોગ્ય અને લાભકારક હોય છે. પણ હવે સમય બદલાઇ ગયો છે. દરેક રીતે રાજકર્તા તરીકે જે લોકો લાયક છે, તેમના તાબામાં ખુદાએ રાજ્ય સોંપ્યું છે. એ રાજ્યમાં દેશ સારી રીતે ઉન્નતિ પામ્યો છે, અને પામતો જાય છે. ચારે દિશાએ આગગાડી થઈ ગઇ છે, અને એક દિવસ એવો આવશે, કે કરોળીઆની જાળની પેઠે આખા દેશમાં રેલ્વે પથરાઇ જશે. રેલ્વેના પ્રતાપથીજ અમે મહીનાના રસ્તા અઠવાડીઆમાં અને અઠવાડીઆંની મુસાફરી કોઇપણ જાતની મુસીબત ને થાક વગર કલાકોમાં કરી શકીએ છીએ. એક પૈસામાં જ્યાં મરજી હોય ત્યાં કાગળ મોકલી શકીએ છીએ. અંગ્રેજી રાજ્યના અગણિત લાભોમાં એક વીજળીનો તાર છે, કે જો પ્રાચીનકાળમાં હોત તો અદ્ભુત ચમત્કાર ગણાત. છ આનાની નજીવી રકમમાં હિંદુસ્તાનમાં ગમે તેટલી દૂર ( કલકત્તા, બ્રહ્મદેશ, મુંબઇ, મદ્રાસ, પેશાવર વગેરે ) ચપટી વગાડતાંજ ખબર મોકલી શકીએ છીએ. ગામેગામ નિશાળો, સ્થળે સ્થળે દવાખાનાં સ્થાપન થયાં છે. સુખચેનની હજારો વસ્તુઓ સસ્તી ને ઉત્તમ યુરોપથી તૈયાર થઇને ચાલી આવે છે. વાઘ ને બકરી એક આરે પાણી પીએ છે, એવું કહાણીઓમાં સાંભળતા હતા, તે હવે આંખે જોઇએ છીએ. એવી રીતે ઘણીજ શાંતિ ને બંદોબસ્ત આ રાજ્યમાં છે.

પ્રાચીનકાળની અવ્યવસ્થાના કારણથી લોકો પોતાની દોલત જમીનમાં દાટતા હતા, કે ઘરેણાના રૂપમાં રાખતા હતા, ને એમ કરીને પોતાની સારી હાલત જગમાં જાહેર થવા દેતા નહિ. ઘરેણું નાની વસ્તુ ને કીમતમાં વધારે હોવાથી જરાક જોખમ આવતાંજ ખુણેખાચરે દબાવી

ઈને કે નેફામાં છુપાવી દઈને નાશી જતા હતા. પણ હવે દરેક માણસનાં આબરૂ, જીવ અને ધન દરેક રીતે સુરક્ષિત છે. ગરીબની કે અમીરની, રાજાની કે પ્રજાની, મુસાફરની કે વતનીની, વ્યક્તિની કે સમષ્ટિની દોલત સમાન રીતે સુરક્ષિત છે. અર્થાત અમલદારી બદલાઇ, બંદોબસ્ત બદલાયો બલ્કે જમીન ને આસમાન બદલાયાં પણ અમારા દસ્તૂર બદલાયા નહિ. "ખજાનો ખજાનાને ને ધન ધનને ખેંચે છે." એ કહેવત તમે સાંભળી હશે. તો શું ખજાનામાં ને ધનમાં લોહચુંબકની પેઠે આકર્ષણશક્તિ છે? એનો અર્થ ફક્ત એટલોજ છે, કે ધનવડે ધન ઉત્પાદન કરી શકાય છે. મુસલમાનોની દરિદ્રતાનું રડવું સામાન્ય છે, અને મુસલમાનો ગરીબ છે એ વાત પણ સત્ય છે; પરંતુ એમની નિર્ધનતાનું મુખ્ય કારણ એ છે, કે ધનવડે ધન કેવી રીતે કમાવવું તે એ લોકો જાણતા નથી. જો ખુદા એમને દોલત આપશે તો એ લોકો દાટશે, દબાવશે અથવા ઘરેણાં બનાવી નિરૂપયોગી કરી નાંખશે. અર્થાત આગલા વખતમાં બીજા ચોરી જતા હતા, ને હવે પોતાની દોલત પોતે ચોરશે. પરંતુ તેને વધારે અથવા તે વડે કંઇ કમાય એવું કરશે નહિ.

સ્ત્રી—તમારા એવાજ વિચાર છે, તો હવે દીકરીની વાત પણ કોઇ ઠેકાણે થવા દેવાના નથી. તમારી તો એવી ટેવ છેજ. તમે લોકોમાં કહ્યું હોય તો આશ્ચર્યની વાત નથી; કેમકે એનું માગું આજ સુધી કોઈ ઠેકાણેથી આવ્યું નથી. બચ્ચાંઓના હકમાં સારી ભલાઇ કરી રહ્યા છો!

પતિ—એમાં વાર શી થઇ ગઇ છે?

સ્ત્રી—વાર થતાં શી વાર લાગવાની છે? જો કે આપણા લોકોમાં છોડીઓને ચૌદ પંદર વર્ષે પરણાવી દે છે, પણ એનો બાંધો એવો મજબૂત છે, કે એને તો બારમે વર્ષે પરણાવી દેવાની જરૂર છે.

પતિ—ખુદા ખુદા કરો અઢાર, નહિ તો સોળ.

સ્ત્રી—તો ખરી વાત કેમ કહેતા નથી, કે દીકરીને બેસાડી મૂકવા-

નીજ સલાહ છે! એકની એકજ દીકરી છે. પરંતુ દીકરીઓને બાદશાહ કે વજીર સરખા પણ બેસાડી રાખી શકયા નથી તો તમારી શી શક્તિ?

પતિ—એ તો ૧૬ વર્ષ સુધી બેસશેજ, અને ૧૬ પણ એટલા માટે કહ્યુંછું કે તમે એના હાડને ટોકો છો. અણુસમજુનું પરણેતર તે પરણેતર કહેવાય? વર કન્યા એટલી ઉમરનાં તો થાય, કે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય જાહેર કરી શકે. હું તો માનુંછું કે ૧૬ વર્ષથી ઓછી ઉમરમાં અભિપ્રાય આપવા જેટલી સમજ પણ આવતી નથી, તો પછી અભિપ્રાય ધૂળ આપી શકશે!

સ્ત્રી—હોશમાં આવો. તમારૂં ધ્યાન કયાં છે? હવે તો ૧૬ વર્ષની સ્ત્રી ત્રણ નહિ તો બે બચ્ચાંની મા થઇ જાય છે.

પતિ—તેથીજ એ બચ્ચાં રડતી સુરતનાં ને ઊંધણસી જેવાં નમાલાં થાય છે. વળી બીજા દેશના મુકાબલામાં મોતનું પ્રમાણ વધારે અને ઉમરની સરાસરી ઓછી આવે છે તેનું કારણ પણ એજ બાળલગ્ન છે. વળી એ કારણથીજ આખી ઉમર સુધી દંપતીમાં અણબનાવ રહે છે.

સ્ત્રી—ખુદાને વાસ્તે એવી વાતો ના કરો. સાંભળી સાંભળીને કુંવારાઓના મોંનો પ્રકાશ પણ ઊડી જાય છે.

આજાદીના માબાપમાં એવીજ રીતના વાદવિવાદ પ્રતિદિવસ થતા હતા, અને એ વિના બીજી વાતો હોય પણ શી, કે જેમાં એ કાળ નિર્ગમન કરી શકે? આજાદીના મનપર એ વાતોની કંઇ પણ અસર તો થતીજ હશે. કંઇક સહેજ કસર રહી ગઈ હતી, તે પાદરી સાહેબનાં મડમના સંબંધથી પુરી થઇ. આજાદીના પિતા ખાજા આજાદે પાદરી સાહેબને ઘેર જવા માટે ઘણોક આગ્રહ કર્યો, ને જ્યારે જોગ મળતો ત્યારે આગ્રહ કરતો, પરંતુ તેનું કંઇ ચાલ્યું નહિ. એ લોકો પાદરી સાહેબને બંગલે જાય એ તો ઘણું મુશ્કિલ હતું. આજાદીની માએ તો પાદરી સાહેબની મડમ કે તેમની દીકરીઓ પણ એમને ઘેર આવે એની પણ રજા આપી નહિ.



## પ્રકરણ ૩ જું.

### આજાદી અંગ્રેજી સોસાઇટિના રીતરિવાજથી વાકેફ થાય છે.

ઘરમાં રોજ આખી રાત દીવો બળતો હતો; પણ આજે વાથી કે દીવેલ થઇ રહેવાથી દીવો હોલવાઇ જવાથી મેડાપર તદ્દન અંધારૂં હતું. એવામાં કંઇ કારણસર આજાદી મેડા ઉપરથી ઉતરી રાત્રે નીચે આવતી હતી. જુવાનીની ઉમર, હાથપગમાં ચાલાકી ને સ્ફુરતા હોવાથી ધબધબ ઉતરવા મંડી. ભોગજોગે દાદરના એક પગથીઆપર બિલાડી સુતી હતી. તે ઉપર પગ પડતાંજ તેણે ભયાનક સાદે બોલવા માંડયું. એથી ગભરાઇને આજાદી પોતાના શરીરનું સમતોલપણું જાળવી શકી નહિ, ને તેથી ગબડીને નીચે પડી. પડતાંજ તેણે બૂમો પાડી. બિલાડીનો વિકરાળ સાદ, આજાદીના પડવાનો ધબાકો ને તેથી તેની બુમરાણ સાંભળી આખું ઘર જાગી ઊઠયું. આવીને જોયું તો આજાદી ઊંધી પડી પડી કરાંઝતી હતી. તેને ઊઠાડીને સવળી કરવા જતાં તે ધ્રૂજી ઉઠી, ને પૂછ્યું તો જવાબ પણ આપી શકી નહિ. એ વખતે ગરમી પણ નહોતી, છતાં ચોટના કારણથી આજાદી પરસેવામાં જાણે નાહેલી દેખાતી હતી. ઘણા વખત સુધી પંખો હલાવવાથી ને ટાઢા પાણીથી મોં ધોવરાવવાથી તેને જરા ભાન આવ્યું, ને બોલી કે મારા જમણા પગમાં જબરી ચોટ લાગી છે. મારાથી શ્વાસ પણ લેવાતો નથી. માટે કંઈ બોલ્યા ચાલ્યા વિના મને છાનીમાની પડી રહેવા દો. આ વખતનો લોકોનો ગભરાટ અવર્ણનીય હતો. ચોટ આજાદીને લાગી હતી, પણ માના હોશ ઊડી ગયા હતા. કહેવા કંઇ જતી હતી ને મોંમોથી કંઇ નીકળતું હતું. ચોટની ચિકિત્સા કરવાની કોઇને આવડત નહોતી, તેથી એક બીજાની સામે ટગરટગર જોઇ રહ્યાં હતાં. રાતનો વખત, દીકરીની જાત ને જે લોકો ચોટના કામમાં હુશ્યાર હતા તેમાં કોઇ ભાડભુંજો, કોઇ ઘાંચી, કોઇ કસાઇ ને કોઇ હજામ હતા; તેથી

એ કામ જાણનાર કોઇ સ્ત્રી છે કે નહિ તે માટે સાગે ઘણી નજર દોડાવી પણ કોઇ જણાઇ નહિ. હવે સમય વીતવા માંડયો હતો, ને તેથી ચોટ ઠંડી પડી જવાની બન્નેને બીક હતી. તેથી છેવટે આજાદીની મા હાદીબેગમે પોતના વરને કહ્યું.

પાદરીનાં મડમને તમે ઘણી વખત લાવવાનું કહેતા હતા, ને આવા કામમાં તેમનાં વખાણ પણ કરતા હતા; માટે જો બની શકે તો એમને બોલાવી લાવો. આજાદીની માના મોંમાંથી આ શબ્દો નીકળતાંજ ખાજા આજાદ અર્ધા કલાકમાં મડમ સાહેબને લઇને હાજર થયા. ખાજા આજાદ જ્યારે ગયા ત્યારે મેમ સાહેબ પોતાના બંગલામાં સૂતાં હતાં. તેમને ચાકરડીએ જગાડયાં. હકીકત સાંભળતાંજ રાતનાંજ લુગડાં પહેરી હથીઆરોની થેલી ને દવાઓની પેટી બગલમાં મારી સાથે થયાં.

અહીં આવતાંજ તેમણે આજાદીને પ્રથમ કંઇ દવા પીવડાવી. જે ગળાની નીચે ઉતરતાંજ બેચેની દૂર થઇ ગઇ. પછી પગની આંગળીઓ જોરથી ખેંચી, પગ હલાવ્યા ને બધી રીતે પોતાના કાયદા પ્રમાણે તપાસી જોઇને કહેવા લાગ્યાં, કે એને દુઃખ થવાની બીકથી હું વધારે છંછેડતી નથી; પરંતુ થાપો ઉતરી ગયો હોય એમ મને જણાય છે. જો તમે રજા આપો તો કલોરોફોર્મ સુંઘાડીને હું એને નિરાંતે તપાસી જોઉં.

હાદી બેગમ—આપ શું સુંઘાડશો, ને તેથી શું થશે?

મેમ સાહેબ—કંઇ નહિ. આ શીશીમાં એક અરક છે, તે રૂમાલપર છાંટીને એના નાક આગળ ધરીશ. તેથી એ થોડી વાર બેશુદ્ધ થઇ જશે. હું એને ચત્તી અને પડખે સુવાડીને ક્યાં ચોટ લાગી છે, ને કેવી લાગી છે તે જોઇ લઇશ.

હાદી બેગમ—કેટલા સમય સુધી બેશુદ્ધ રહેશે?

મેમ સાહેબ—મને આવ્યાને જેટલો સમય થયો છે, તેટલો વખત.

હાદી બેગમ—એને દુઃખ થશે?

મેમ સાહેબ—ચોટની તો કંઇ ઇજા થવાની નથી. પણ હોશ આવ્યા

પછી થોડીક વાર માથું દુખશે, અને જીવ ચુંથાશે; કેમકે એ દવા દારૂના અરકની છે, અને એમાં જબરો નિશો હોય છે. પરંતુ હું કેફનો ઉતાર આપીશ. તેથી હોશ આવી જશે.

હાદી બેગમ—અરેરે! એને દારૂ સુંઘાડશો! દારૂ તો અમારા ધર્મમાં હરામ છે.

મેમ સાહેબ—હું જાણું છું કે મુસલમાનોમાં દારૂ હરામ છે, અને અમે પણ એને નઠારી વસ્તુ ગણીએ છીએ; પણ મંદવાડ વખતે કંઇ ઉપાય નથી. પરંતુ હું માનું છું કે થાપો ઉતરી ગયો છે, અને મારી એ માન્યતા ખરી છે; તેથી એને બેહોશ કરવાની આવશ્યકતા છે; કેમકે એમ કર્યા વિના થાપો ચડાવી શકાય એમ નથી. જો કલોરોફોર્મથી બેહોશ કરવામાં નહિ આવે, તો થાપો ચડાવવાના દુઃખથી બેહોશ થઇ જશે, ને તેમાં વધારે ધાસ્તી રહેલી છે. એને સુખ થાય એવું જો તમે ઇચ્છો છો તો તાકીદ કરો, કેમકે સોજો ચડી ગયા પછી હરકત પડશે.

હાદી બેગમ તો આનાકાની કરતાંજ રહ્યાં પણ ખાજા આનંદે મેમ સાહેબને અંગ્રેજીમાં સમજાવ્યું, કે એ સ્ત્રી ઘણી વહેમી અને ધર્માંધ છે, હું એને કલોરોફોર્મ સુંઘાડી બેહોશ કરવાની રજા આપું છું. એટલું કહીને શરમના કારણથી આનંદ ત્યાંથી જતા રહ્યા. એકલાં મેમસાહેબે કલોરોફોર્મ સુંઘાડી થાપો ચડાવીને પાટો બાંધી દીધો. પાટો બાંધી રહેવા આવ્યાં કે આનંદીએ લાલ લાલ આંખો ઉઘાડી. મેમસાહેબે બધાંને ધીરજ આપી ને બીજી દવા પીવરાવી, અને જતી વખતે કેટલાંક પડીકાં આપતાં ગયાં, કે જો તબીઅત ઠીક રહે તો કલાકે કલાકે અને નહિ તો અર્ધે અર્ધે કલાકે એક એક પડીકી પાજો. મને આશા છે, કે સવાર સુધીમાં બધો નિશો ઉતરી જશે. પાટો બાંધવામાં વધારે બળની જરૂર છે, અને મારા હાથમાં એટલી શક્તિ નથી, તેથી પાટો બરાબર બંધાયો નથી. સવારે હું મારી મોટી દીકરી મિસ મેરિને પાટા અને પડીકાં લઇને મોકલીશ, ને તે ઠીક બાંધી જશે.

હાદી બેગમ—શું આપની દીકરી પણ એને દારૂ સુંઘાડશે ?

મેમ સાહેબ—નહિ. હવે સુંઘાડવાની જરૂર નથી. ફકત પાટા કસીને બાંધવાના છે. હવે આપ ગભરાશો નહિ. મારા સમજવા પ્રમાણે થાપો બરાબર બેસી ગયો છે.

હાદી બેગમ—હવે એ હરીફરી કયારે શકશે ?

મેમ સાહેબ—હમણા તો ઘણી ખબર રાખવી જોઇએ. વધારે નહિ તો એક અઠવાડીઆ સુધી એ એવી રીતે સૂઇ રહે કે જરા હાલેચાલે પણ નહિ. એક અઠવાડીઆ પછી હું પોતે આવીને પાટો છોડીશ. તે વખતે એ કયારે હરીફરી શકશે તે બતાવીશ.

બીજે દિવસે હજુ સારી પેઠે તડકો પણ નીકળ્યો નહોતો, કે મિસ મેરિ પાટાનો સામાન લઇને આવી પોંહોંચી, અને સારી રીતે મજબુતીથી પાટા બાંધી બંને પડખામાં એવી રીતે તકિયા ગોઠવી દીધા કે આબાદીથી હાલીચાલી શકાય નહિ. આબાદીનું આરોગ્ય એવું સારૂં હતું, કે એ એક મહીનામાંજ તંદુરૂસ્ત થઇ જાત. પણ તે એવી ચંચળ પ્રકૃતિની હતી, કે ગમે તેટલી કોશિશ કરતાંએ તે નિરાંતે બેસી રહી શકી નહિ. મિસ મેરિ બીમારને ને તેના ઘરનાં બૈરાંને ધમકાવતી હતી, કે ચોટને બહુ વખત થઇ ગયો છે, તેથી જો પગ જુઠો પડી જશે તો જિંદગી સુધી લંગડી રહી જશે, ને અમે પણ બદનામ થઇશું. પરંતુ હું જોઉંછું કે તમે જરા પણ ધ્યાન આપતાં નથી. હું જ્યારે આવું છું ત્યારે પાટો ઢીલો જોઉં છું. માટે જો એ હાલતાં ચાલતાં નથી તો બંધન કેમ ઢીલું થઇ જાય છે ?

હાદી બેગમ—અમારૂં ચાલે છે, ત્યાં સુધી લક્ષ રાખીએ છીએ. એ પોતે પણ સમજુ છે. ભૂલ થવા દે એવી નથી. પણ સૂઇ ગયા પછી પગ કાબૂમાં ન રહે તો લાચારી છે.

મિસ મેરિ—એમાં લાચારી શેની ? વારાફરતી એક એક માણસ રાત્રે જાગે તો એમ થાય નહિ. પણ તમે કંઇ પણ કરતાંજ નથી.

એ દરમ્યાન આજાદીને તાવ આવવા લાગ્યો, ને હજુ તો તાવ ગયો એ નથી ને મરડો શુરૂ થયો. તેથી હવે આજાદી પુરેપુરી માંદી થઇ, અને લોકોનાં મન ડામાડોળ થવા લાગ્યાં. પરંતુ મેમ સાહેબે કહ્યું કે આજ સુધી અમે એનો ઇલાજ તમારી મરજી પ્રમાણે કરતાં હતાં, પણ હવે અમારી મરજી પ્રમાણે કરીશું. ઉપાયનો કંઇ વાંક નથી. તે તો કાયદા પ્રમાણે બરાબર થાય છે. પણ બધો વાંક તમારો છે. એની માવજત બરાબર થતી નથી. હવે અમારી નજરની સામે એણે સદા રહેવું જોઇએ જો કે મારા બંગલામાં એને તમારા ઘર કરતાં વધારે આરામ મળે એમ છે; પણ તમે એને મારે બંગલે મોકલવાનાં નથી એ મને ખાતરી છે. તેથી હવે અમારામાંથી એક માણસ અહીં રહેશે. રાત્રે મેરિ સૂઇ રહેશે. તાવ ને મરડો સાધારણ છે. હું એની તંદુરસ્તીનો વીમો ઉતારૂં છું. સવા દોઢ મહીના સુધી તો અમે એની પાછળ મહેનત કરી, ને હવે જયારે એને આરામ થવાનો સમય આવ્યો, ત્યારે બીજા આવીને જશ ખાટી જાય એવું અમે કરવા દેવાનાં નથી.

મેરિએ ઘર વાળીઝાડીને સાફ કરાવ્યું. હવાવાળી જગાએ ખાટલા વળાવ્યા, આજાદીનાં ઓશીકાં ને પાથરણાં બદલાવ્યાં ને દવા, ખોરાક તથા લેપ વગેરેનો બંદોબસ્ત પોતે કર્યો; તેથી એકજ અઠવાડીઆમાં બધો કકળાટ જતો રહ્યો. ફકત શરદીની વખતે સહેજ દરદ થાપામાં થતું હતું; તેને માટે લેપ જારી હતો.

આજાદી જો કે ગડબડમાં તો પડી ગઇ હતી, પણ અંગ્રેજોની ઉત્તમ માવજતથી ત્રીજે મહીને સારી પેઠે નીરોગી થઇ ગઇ, અને મંદવાડમાંથી ઉઠી ત્યારે તેનો રંગ ગુલાબના ફુલની પેઠે શોભતો હતો. મેમ સાહેબ તો કવચિતજ આવતાં, પણ મિસ મેરિ તો આજાદીને આરામ થયા પછી પણ દરરોજ આવીને કલાકો સુધી બેસતી હતી. આજાદી તો મિસ મેરિને જોઇ ગાંડી ગાંડી થઇ ગઇ હતી; પરંતુ હાદી બેગમ પણ તેને એટલું ચાહતાં હતાં, કે અસવતાં વાર થતી તો રાહ જોઇને બેસી રહેતાં,

અથવા દેળાસર જવાનું કહેતી તો રોકી રાખતાં હતાં. આબાદી અને મેરિ વચ્ચે ધર્મ અને નાત જાતની જે ભિન્નતા હતી, તેજ ભિન્નતા મિત્રતાનું કારણ થઇ પડી. એ બંને એક બીજા પર એવી રીતે પ્રીતિ રાખવાને ઇચ્છતી હતી, કે જાણે એકજ ઘરમાં જન્મી, એકજ ઠેકાણે ઉછરીને મોટી થઇ અને સાથેજ રમી હોયની! કલાકો સુધી એમની વાતો ચાલતી પણ પુરી થવા આવતી નહિ. આબાદી ૧૨ વર્ષની ને મેરિ ૧૯ વર્ષની હોવાથી બંને સરખી ઉમરની નહોતી, પણ ખુદા જાણે મેરિનો સ્વભાવ મળતાવડો હતો તેથી, કે આબાદીની બીમારીમાં મેરિએ તેની જે ચાકરી લોભ, લાલચ કે આગલી પાછલી ઓળખાણ ન છતાં ફક્ત પરોપકારાર્થે કરી હતી તેથી, એ બંને વચ્ચે જેવી પ્રીતિ હતી, તેવી અમે તો બે સગી બેનોમાં પણ જોઇ કે સાંભળી નથી!

આરંભમાં તો આબાદી મેરિથી હળી ગઇ નહિ; કારણ કે કુંવારી છોડી એક અજાણી ને પરધર્મની સ્ત્રી સાથે એકદમ હળી જાય એ અસંભવિત છે. પરંતુ ત્રણ મહીના સુધી રોજના બબે ત્રણત્રણ ફેરા, અને રાતનો સહવાસ, વળી માંદાને વૈદનો સંબંધ તેથી ભિન્નતા જતે ઓળખાણ થઇ ને ઓળખાણ થતાંજ પ્રીતિ બંધાઇ. આબાદીની ઉમર જોતાં તેનુ કદ આ દેશની સ્ત્રીઓ કરતાં નાનું નહોતું, પરંતુ મેરિ તો ખાસી રીતે જુવાન સ્ત્રી જેવડી દેખાતી હતી. તેનું કદ જોઇને સ્ત્રીઓ પોતાની સાથે સરખામણી કરીને ધારતી હતી, કે કંઇ નહિ તો એ બે ત્રણ બચ્ચાંની મા હશે. એજ કારણથી એક દિવસ આબાદીએ મેરિને પૂછયું, કે તમે તમારાં બાળકોને કોઇ દિવસ અમારે ત્યાં લાવતાં નથી એનું શું કારણ છે? અમારો જીવ એમને જોવાને ઘણો ઉત્સુક છે.

મિસ મેરિ (હસીને)—મારાં તો હજુ લગ્ન પણ થયાં નથી. હું ફક્ત નામની મેરિ* (મરિયમ) છું. શું સમજ્યાં?

*હજરત મરિયમને પરણ્યા વિના હજરત ઈસા પેદા થયા હતા, તે તરફ ઈશારો છે.

આજાદી—શું તમારામાં જે સ્ત્રીઓ કુંવારીજ રહે છે, અને જેની હકીકત તમે એક દિવસ કહી હતી, તેમાંનાં તમે છો ?

મિસ મેરિ—નહિ, હું નન (સાધુ) નથી, અને નન બનવું પસંદ પણ કરતી નથી. બલ્કે મારાં મા (જયારે તે જીવતાં હતાં ત્યારે)એ મને નન બનાવવાની ઇચ્છા દેખાડી હતી, પણ મેં તેમને ચોકખી ના પાડી હતી. તેથી તેઓ મારાથી નરાજ થઇને મર્યા હોય તોપણ નવાઇ નથી. મારાં માના વખતની લખનૌની એક ઘરડી ધાવ છે, તેણે મને ધવરાવીને ઉછેરી મોટી કરી છે, અને હમણાં વૃદ્ધ થવાથી હું તેને પેન્શન આપુંછું. તેણે પોતાની જુવાનીમાં નનોની નોકરી કરી હતી, તેથી તે તેમની હાલતથી સારી પેઠે વાકેફ હતી. તે મારી ધાવ હોવાથી મારા ઉપર ઘણી પ્રીતિ રાખતી હતી ને હજુ રાખે છે. તે વખતે મારી ઉમર નાની હતી તેથી તેણે મને સમજાવ્યું હતું, કે મિસિ બાબા મેં લખનૌમાં નસીરૂદ્દીન હયદર બાદશાહની અક્ષુતીઓ ( કોઇનો સ્પર્શ ન થયો હોય એવી ) ની અને નનોની સારી પેઠે સેવા કરી છે, તેથી કહું છું, કે તમે નન બનવાની હા પાડશો નહિ. હું તમારાં મા કરતાં તમને વધારે ચાહું છું એમ તો કહી શકતી નથી, પરંતુ એમની બુદ્ધિ ધર્માંધપણાથી નાશ પામી છે, તેથી તે તમને જીવતાં નરકમાં નાખવાનું પગલું ભરે છે. હું તેમની સાથે એ વિષે ઘણી વાર વઢીછું અને હજુ વઢીશ; પણ મારી વહાલી મિસબાબા મારી આટલી વાત માનજો કે હું જે કહું છું તે તમારા લાભની છે, મને કંઇ ફાયદો નથી. તમે નન બનો એવો દુષ્ટ દિવસ ખુદા ન લાવે, નહિ તો જિંદગી પર્યંત પસ્તાશો. ધાવની આ પ્રમાણેની નિઃસ્વાર્થી શિખામણે મને અસર કરી, ને મેં મારાં માને છચોક ના પાડી દીધી. તેમણે એ વાતનો ઘણો પસ્તાવો કર્યો, અને જોકે તે પોતાનાં મોતે મર્યા છે, પણ આ શોક તેમનો જીવ જલદીથી લીધો એમાં સંશય નથી.

આજાદી—તો શું આ મેમ સાહેબ આપનાં મા નથી ?

મેરિ—મારાં મા છે, પણ ઓરમાન. મારાં માના મુઆ પછી મારા પિતાએ એમની સાથે પુનર્લગ્ન કર્યું છે. પહેલા ઘરનાં પણ એમને બચ્ચાં છે અને મારા પિતાથી પણ પાંચ સંતાન થયાં છે. તેથી કુટુંબ બહોળું થઇ ગયું છે, અને જો ધર્મ તરફની ધીરજ નહોત, તો હું કહી શકું છું કે અમારી સ્થિતિ સારી નથી.

આઝાદી—ઓરમાન મા તો આપના ઉપર શી પ્રીતિ રાખતાં હશે?

મેરિ—એ પ્રીતિ રાખે કે ન રાખે તેની મને પરવા નથી. મારે માટે મારાં મા એટલું બધું મૂકી ગયાં છે, કે તેની આવકમાંથી હું સારી રીતે ગુજરાન કરી શકું એમ છે.

આઝાદી—પાદરી સાહેબ આપની સાથે કેવી રીતે વર્તે છે?

મેરિ—એમાં વર્તવાનું શું? હું એમની પાસે રહીજ નથી. આણુની પાસે સ્કૂલ છે, ત્યાંજ રહી ને ત્યાંજ ભણી છું. હમણાં ચારેક મહીનાથી અતિથિ દાખલ અહિં આવી છું.

આઝાદી—ઘણું કરીને માના મરણથીજ આપના લગ્નને આટલી વાર લાગી હશે.

મેરિ—વાર તો કંઇ લાગી નથી. અમે એટલીજ ઉમરમાં પરણીએ છીએ. એ પહેલાં પરણાવી દેવાં એ તો ઢીંગલા ઢીંગલીના લગ્ન જેવું છે.

આઝાદી—હવે મેમ સાહેબને શી ગરજ, પાદરી સાહેબજ કોઇ ઠેકાણે વાત નક્કી કરવાના હસે.

મેરિ—લગ્ન મારાં ને વાત પાદરી સાહેબ નક્કી કરે એ શું! મેં મારી વાત પોતેજ નક્કી કરી છે. તમને અમારા રીતરિવાજની ખબર નથી. અમારામાં એવો દસ્તૂર છે, કે સ્ત્રી પુરૂષ બંને એક બીજાને પસંદ કરે છે. માબાપ અને બીજા મુરબ્બીઓની રજા લેવી, એ તો ફક્ત એક રિવાજ છે.

આઝાદી—તો શું તમારામાં કુંવારી છોડીઓ પારકા પુરૂષો સાથે વાતચીત કરી શકે છે?

મેરિ—બેશક, જેવી રીતે અમે ને તમે. વળી જો એક બીજાથી મળે નહિ, તો અન્યોન્ય એકબીજાના સ્વભાવ અને ખરી હકીકતથી શા રીતે જાણીતાં થાય ? વળી જાણ્યા પિછાણ્યા વિના જિંદગી સુધીને માટે એક બીજાના હાથમાં હાથ આપવો. એ તો આંધળાની નિશાનબાજી જેવું કૃત્ય છે. "લાગ્યું તો તીર નહિ તો તુક્કો."

આનંદી—ધારો કે આપ અમુક પુરૂષ સાથે લગ્ન કરવાને રાજી થયાં, અને પાદરી સાહેબ ના પાડે તો પછી શું થાય ?

મેરિ—એવો બનાવ ભાગ્યેજ બને છે, બલ્કે બનતોજ નથી. મારામાં પણ સમજશક્તિ છે, જેને માટે પાદરી સાહેબ અને બીજા ઇતરાજી કરી શકે, એવા માણસ સાથે હું સંબંધજ કેમ રાખું ? રૂપરંગ, કુટુંબ, જાતિ લાયકાત, તન્દુરસ્તી, સ્વભાવ, ટેવ, ઉપજ ને ધંધો એ વાનાં જોવાં જોઇએ, ને તે શું હું જોઇ શકતી નથી ? વળી પરણવું તો મારે છે, તેથી મારેજ જોવાની આવશ્યકતા છે. સ્ત્રી પુરૂષમાં જ્યારે એ પ્રમાણેનો સંબંધ થાય છે, ત્યારે ઘરવાળાંથી એ વાત છાની રહી શકતી નથી, અને ગુપ્ત રાખવાનો દસ્તૂર પણ નથી. ઘણું આવવું જવું, કાગળપત્ર, ભેટ નજરાણું વગેરે ઘણી બાબતો એવી છે, કે તેથી એક બીજા તરફ વળણ છે એમ સ્પષ્ટ જણાઇ આવે છે. જો ઘરવાળાંને એ સંબંધ પસંદ નથી હોતો તો મુલાકાત વધવા દેતાંજ નથી.

આનંદી—આપે જ્યાં આપની વાત નક્કી કરી છે, તે વાત પાદરી સાહેબે મંજૂર કરી છે ?

મેરિ—વાત એ છે, કે હું દરેક પરીક્ષા ઘણા માનની સાથે પસાર કરતી આવી છું, તેથી બે વર્ષથી લોકો દરખાસ્ત કરે છે, પણ મેં વિચાર્યું કે હવે થોડીજ કસર બાકી રહી છે, તેટલા માટે હું મારી કેળવણી અપૂર્ણ શા માટે રહેવા દઉં ? હમણાં છ મહીનાથી મારી કેળવણી પૂરી થઇ છે. હું અહીં એટલા માટે આવતી રહી કે પિતાની પાસે રહીશ, તો પરણવા-

માં મને તેમની સલાહની સહાય મળશે. કેમકે દુન્યામાં મારૂં પિતા વિના બીજું કોણ છે ? જેઓનો વિચાર મારી સાથે પરણવાનો હતો, તેઓમાંના બે જણ મારૂં અહીં આવવાનું સાંભળીને અહીં પણ આવ્યા છે. વળી અહીંના કેટલાક અંગ્રેજોએ પણ એવી ઇચ્છા દેખાડી છે. છેવટે મેં ચાર મહીના સુધી પુખ્ત વિચાર કરીને એક જણને પસંદ કર્યો છે. પરંતુ અદ્યપર્યંત હા, ના નો જવાબ આપ્યો નથી, ફક્ત વાત બાકી રાખી છે. એમનામાં બીજું તો કોઇ દૂષણ નથી, ખાનદાની પુરૂષ છે, લાયક છે, ઠંડા સ્વભાવના છે, ને દિલના પણ ભલા છે. જો કે હમણાં માસિક રૂ. ૪૦૦ ના નોકર છે, પણ ઉન્નતિ થાય એવા ખાતામાં હોવાથી વખત જતાં નંબર પ્રમાણે પ્રોમેશન મળતું જશે. ફક્ત એક નઠારી ટેવ છે. ઘોડાની શરત રમે છે, કે જે એક પ્રકારનું જુગટું છે, ને તે મને નાપસંદ છે. મેં એમની સાથે કરાર કર્યો છે, કે ઘોડાની શરત રમવાનું છોડી દો, તો હું હા પાડું. હજુ તેમણે પણ હા કહી નથી ને મેં પણ જવાબ આપ્યો નથી. તેથી પિતાની રજા મેળવી નથી. પરંતુ મેળમેળાપમાં તેમની તરફથી કાંઇ ન્યૂનતા થઇ નથી. બિચારો અજબ જંજાળમાં છે. નાનપણથી શરતની ટેવ છે, ને આ તરફ મારી પ્રીતિ છે હા ના નો જવાબ આપતાં આટલી વાર થઇ તેથી જણાય છે કે સ્વભાવનો દૃઢ છે. જો હા પાડશે તો બરાબર વચન પાળશે. જો તેમ ન હોત તો મોંમાંથી હા કહી દેતાં વાર લાગત નહિ. પણ મેં તેને પૂરી રીતે તપાસ્યો તો મારી ખાતરી થઇ કે તેને મારી પ્રીતિ છે, તેથી મને સંપૂર્ણ આશા છે, કે શરતની લત તે છોડી દેશે. પણ જો તે એ બાબતની હા નહિ પાડે તો હવે હું પણ વધારે આગ્રહ કરીશ નહિ; કેમકે હું જાણું છું કે પરણ્યા પછી તેના ઉપર હું વધારે દબાણ કરી શકીશ, ને તે વખતે તેને માનવુંજ પડશે.

આઝાદી—આપે મહેરનો (પરદાનો) ફેસલો કર્યો છે ? અમારા લોકોમાં

તો એના ઘણા વાંધા પડે છે, અને એજ કારણથી નક્કી થએલી વાતો પણ તૂટી જાય છે.

મેરિ—અમારામાં મહેર હોતીજ નથી. કેમકે પુરૂષ પોતાની સ્રીને છોડી શકતો કે તેના જીવતા સુધી બીજી પરણી શકતો નથી.

એવી રીતે ઘણી વાતચીત મેરિ અને આબાદીની વચ્ચે થતી હતી, ને તેથી બંનેની પ્રીતિ વધતી જતી હતી. વળી મેરિએ ઘણાંક નોવેલ આબાદીને સંભળાવ્યાં. કેટલીક વખતે મોટા મોટા આલ્બમ લાવીને લોકોની, ઇમારતોની, પહાડોની અને એવી બીજી છબીઓ દેખાડી, જેમાંની કેટલીક તો મેરિએજ ચીતરેલી હતી. એક દિવસે મોટો ગાંસડો મજૂરના માથાપર મૂકાવીને લાવી; જેમાં ગલપટ્ટા, મોજાં, હાથનાં મોજાં, ટેબલક્લોથ, મિલાફ, ને કિનારી વગેરે વસ્તુઓ હતી, અને એ બધી એનીજ બનાવેલી હતી. કોઇ વખતે અંગ્રેજી વાજું વગાડતી, ગાતી અને વધારે આનંદમાં હોય તો નાચતી પણ હતી. ઘણીક વખતે તેણે હિંદુસ્તાની લુગડાં પહેરી દર્પણમાં પોતાનો ચહેરો જોઇ બૈરાંને પૂછ્યું, કે મને આ લુગડાં ત્રાહિતનાં જેવાં તો જણાતાં નથી ? પણ આ સોબત લાંબો સમય પોંહોંચી નહિ.

આબાદી રોગમાંથી વિમુક્ત થતાંજ ચોથે મહીને મેરિનું લગ્ન થઇ ગયું, ત્રીજે પોહોર પરણ્યાં અને સાંજરેજ બંને જણાં *હનીમૂન માટે પહાડપર જતાં રહ્યાં. પરંતુ આટલી ઓળખાણથી પણ આબાદીની માહિતી બદલાઇ ગઇ. મેરિ હતી ત્યાં સુધી તો એની વાતોમાં એટલી બધી લીન રહેતી, કે જાણે તેને દુન્યાની ખબરજ નથી. પરંતુ તેના ગયા પછી લાંબા સમય સુધી તે શોકાતુર રહી. તેની આંખોમાં મેરિની સૂરત ફર્યા કરતી હતી, ને તેની વાતો યાદ આવતી હતી.



*પરણ્યા પછી દંપતી પોતાનું વતન છોડી કોઈ બીજે ઠેકાણે થોડા દિવસ માટે જઈ રહે છે તે. હની-મધ, મૂન-મહીનો. મહીના સુધી આનંદ કરવો.

# પ્રકરણ ૪ થું.

## આજકાલના વિવાહની ચર્ચા, અને પોતાના લગ્ન વિષે તેના વિચાર.

એજ અરસામાં આનંદીની સગાઇની વાતો આવવા લાગી. જ્યારે કોઈ ઠેકાણેથી રૂકો અથવા જવાની વાત આવતી, ત્યારે બીજા લોકો તો તે વિષે વાતચીતમાં લાગી જતા; પણ આનંદી એ વાતથી એવી અલગ રહેતી, કે જાણે એનો એ વાત સાથે કંઇ સંબંધજ નથી. લોકો તેને પૂછે ને સલાહ લે એની તો આશાજ શી? આનંદી એ લોકોની વાતો ધ્યાનથી સાંભળે એ વાત પણ લોકોને રૂચતી નહોતી. જ્યારે બાયડીઓ આંખના ઇશારા કરવા લાગી, ત્યારે આનંદીની માએ પરિચારિકાની મારફતે તેને કહેવરાવ્યું, કે જ્યારે તમારી સગાઇની વાત ચાલતી હોય, ત્યારે તમારે ત્યાંથી ઊઠીને ચાલ્યા જવું. કદાપિ એવો જોગ ન હોય તો નીચી નજર કરીને માથું નમાવી દેવું. તમે બેશીને સાંભળો છો એ લોકાચાર વિરૂદ્ધ હોવાથી સ્ત્રીઓ એની ચર્ચા કરે છે. વહેવાઇઓમાં એ વાતની ખબર પડે એ ઠીક નથી. તમારી બેનપણીઓને પણ એ વિષે કંઈ કહેવું નહિ; કેમ કે કેટલીક છોડીઓ એવી હોય છે, કે પોતે ઝીણી ઝીણી વાતો પૂછી જોઇ પછી ફળીઆમાં તેનો ઢંઢેરો કરી ફજેત કરે છે.

આનંદીએ માના કહેવાપર ને પરિચારિકાના સમજાવવાપર અમલ તો કર્યો; પરંતુ તે મનમાંને મનમાં કહેતી હતી, કે એક સ્ત્રી મેરિ પણ છે, કે જેણે પોતાનો સ્વામી પોતે ખોળી લગ્ન કર્યાં છે, અને એક સ્ત્રી હું પણ છું, કે બોલવું તો રહ્યું, સાંભળવાની પણ આજ્ઞા નથી. શું એક અજાણ્યા માણસ કે જેનું મોં પણ મેં જોયું નથી, અને સ્વભાવથી હું

વાકેફ નથી તેને હવાલે આ લોકો મને કરી દેશે? કેટલો ગજબ કેટલું અંધેર! જો મેં તેને નાપસંદ કર્યો, અથવા મારે તે તેને ન બન્યું તો હું તો જીવતીજ મુઆ દાખલ થવાની! મારાં માબાપમાં મારા કરતાં વધારે બુદ્ધિ છે, એ વાત ખરી; તેમણે દુન્યાનો ઘણો અનુભવ મેળવ્યો છે, અને ખરા દિલથી મારા હિતેચ્છુ છે, અને મારે માટે સારામાં સારૂં ઠેકાણું ખોળી કાઢવામાં કચાશ રાખશે નહિ એ વાત ખરી; પરંતુ વેઠવું તો મારે પડશે. માબાપ પરણાવવાની ફરજમાંથી મુક્ત થશે, ને લોકો ખાઈપીને ગાઇ વગાડીને ચાલતાં થશે, કોઈ કોઈની ચીતામાં બળવાનું નથી. ફક્ત હું એકલી ને આ પહાડ જેવી દુઃસહ જિંદગી! જો મારૂં ભાગ્ય સારૂં હશે ને કોઈ સારા સાથે પાનું પડશે તો બેડો પાર થશે, અને નહિ તો એક ઘડી પણ મહા દુઃખદાયી થઇ પડશે. હું એક સાધારણ વાત જાણુંછું, કે મારાં માને મિઠાઈ બહુ ભાવે છે, અને હું ઘરમાં ગમે તેટલી મિઠાઇ પડી હોય તોપણ ચાખતી નથી. તો જેવી રીતે ખાવા પીવામાં એમની ને મારી પસંદગી ભિન્ન ભિન્ન છે, તે પ્રમાણે આ વિષયમાં પણ તેમનો તે મારો વિચાર જુદો જુદો હોય તો શકય છે.

આજ કાલ મારાં માબાપમાં તકરાર ચાલ્યાં કરે છે, જો કે હું સાંભળું છું પણ વચ્ચે બોલી શકતી નથી. પરંતુ મારી સમજ પ્રમાણે પિતાનો અભિપ્રાય મને ઉચિત લાગે છે. મા નાહક હઠ કરે છે. એમની વચ્ચે બોલવાનો મારો અધિકાર નથી. પણ એ બંનેના અભિપ્રાયોમાં એટલી ભિન્નતા છે, કે એક રાત કહે છે, તો બીજું દહાડો કહેછે. એજ કારણથી મારા મામલામાં પિતા જે અભિપ્રાય આપે છે, તે ઉપર ઉપરથી આપે છે. કેમકે તેમના ચહેરા ઉપરથી જણાય છે કે તેઓ એ વાત પસંદ કરતા નથી, ફક્ત મારાં માના આગ્રહથી તેઓ કંઈક બોલે છે.

હવે માનો કે માએ પોતાની પસંદગીનો જમાઇ ખોળી કાઢયો (કેમકે એવું થવાનાંજ ચિન્હ જણાય છે) ને પિતાનું તો કંઈ ચાલ્યું

નહિ, તો છેવટે મારાજ ભોગ મળવાના છે. એ બંનેનો સ્વભાવ એવો છે, કે સવારે વઢે છે, અને સાંજરે ભૂલી જાય છે; પણ મારો સ્વભાવ બીજી રીતનો છે. મારાથી કોઇનું કહ્યું વેઠાતું નથી. કોઈ મારી વાત કાપી નાખે છે તો મને એટલો ક્રોધ ચડે છે કે જાણે તેને બચકું ભરી લઉં. તેથી મને લાગે છે કે જેનો સ્વભાવ મારી સાથે મળતો ન આવતો હોય તેવા માણસ સાથે મારો એક દિવસ પણ નિભાવ થવાનો નથી. માટે આવા લગ્ન કરતાં તો કુંવારા રહેવું ઉત્તમ છે. વિચાર કરવામાં વખત ખોવો એ ઠીક નથી. હું વિચારમાં ને વિચારમાં રહું, ને એ લોકો પોતાનું ધાર્યું કરી લે એવું થાય નહિ તો સારૂં.

હવે હું શું કરૂં તેની સમજ પડતી નથી. મારી બેનપણીઓમાં તો કોઇ કાબિલ નથી. એમના પેટમાં વાત રહે એમ પણ મને તો જણાતું નથી. માટે એવા લોકોને પેટની વાત કરવાથી તો આખા શહેરમાં ફજેત થવા જેવું છે. ધાવ "સાઠી બુધ નાઠી" ની પેઠે એને તો સમયોચિત વાત કરવાનો પણ ઢંગ નથી. વળી મને એવો પણ વિચાર આવે છે, કે આ વાત હું કોઇને કહીશ તો તે પોતાના મનમાં શું કહેશે ! હમેશાને માટે તેની આગળ મારી આબરૂ ઘટી જશે. ફક્ત એકજ માણસ છે, કે જેને હું કહું ને તે મને અપમાનની દૃષ્ટિથી જુએ નહિ અને મારે માટે ખોટો વિચાર કરે નહિ બલ્કે મારી સંમત થાય, અને તે મારા પિતા છે. પરંતુ ઇરાદો કરવો સહેલ છે, તે રૂબરૂમાં કહેવામાં હિંમત જોઇએ. જો કે તે મને બહુ ચાહે છે ને હું તેમની આગળ બોલી પણ શકું છું, ને હેતના કારણથી મારી વાત તેમને અપ્રિય પણ લાગતી નથી. પરંતુ તે પુરૂષ ને હું સ્ત્રી, હું તેમની આગળ મારા પોતાના સંબંધની વાત શી રીતે કહી શકું ? મારા દિલને ગમે તેટલું દૃઢ કરીશ, પણ તેમની આગળ મારાથી એક અક્ષર પણ બોલાશે નહિ. રૂબરૂમાં કહ્યા કરતાં લખીને આપું તો ઠીક. લખાણમાં મારી મતલબ પણ સારી રીતે સમાશે ને મેં શું

લખ્યું હતું તેની કોઇને જાણ પણ થશે નહિ. પરંતુ તેમની સત્તાની વાત હોત તો મારા કહ્યા વિના તેઓ મારા ભલા માટે ઉપાય કરત; પણ જ્યારે તે કંઇ પણ કરી શકતા નથી એમ છે, તો તેમને મારૂં દુઃખ કહેવું એ નાહક તેમને દિલગીર કર્યા જેવું છે. આમ ફાંફાં માર્યા કરતાં હું મારાં માનેજ કહું તો કેવું ? કરનાર તો તે છે, બીજાં બધાં (મારા પિતા સુધાં) તો સલાહ તરીકે બે બોલ કહી શકે એમ છે. વળી મને પિતાના જેટલી માની બીક પણ લાગતી નથી. તે પણ સ્ત્રી અને હું પણ સ્ત્રી. તેથી તેમનાથી શરમાવવાનું કંઈ કારણ નથી. અર્થાત બીજા બધા મનસુબા છોડી દઇને હું પોતેજ મારી એલચી થઇને બધી હકીકત માને વિદિત કરી દઉં તો ઠીક છે.

હવે આનંદીએ નક્કી કર્યું કે ઘરના કામકાજથી માને નવરાં જુએ તો તેને બધી હકીકત કહી સંભળાવે. એવામાં તેને વિચાર આવ્યો કે મેં વાંધા તો ઘણા ઘણા ગોઠવી રાખ્યા છે, પણ જો તે પૂછશે, કે "ત્યારે મારે શું કરવું ?" તો હું શો જવાબ દઇશ ? મેરિની વાતો મેરિની સાથે રહી. એ લોકોમાં પરદાનો દસ્તૂર નથી, ને અન્ય પુરૂષ સાથે વાતચીત કરવામાં એબ નથી. અમે પરદેનશીન છીએ. એમની નકલ અમારાથી શી રીતે થાય ? પરદાના કારણથી ફક્ત એટલુંજ થઇ શકે છે, કે મારા સંબંધીઓ પુરી રીતે તપાસ કરી લે. પણ તપાસ તો એ લોકો કરેછે જ. મારાથી વધારે થાય તો એટલુંજ કે છાની રીતે તેને એકાદ વખત જોઇ લઉં. પણ મારા પિતા મારા ભાઇઓને બરાબર સમજાવે છે, કે રૂપરંગ તો "હરતી ફરતી છાંયડી" છે, "ચાર દહાડાનું ચાંદરણું." માણસમાં લાયકાત જોઇએ. કેમકે એનુંજ કામ પડે છે, ને એનીજ પૂજા થાય છે. ત્યારે ફક્ત મોં જોઇ લેવા માટે જો હું ફજેત થાઉં તો મારા જેવી કોઇ મૂર્ખ નહિ હોય ! સ્વભાવ વગેરે તો વર્ષો સુધી સાથે રહેવાથી જણાય છે. શેખ સાદીએ સત્ય કહ્યું છે, કે

### દોહરો.

એક દિવસની પ્રીતિથી, જાણે વિદ્યા પાર;
દિલની એઓ વર્ષોમાં, જાણે નહિ તું યાર.

વળી હું જો આજે એમના સ્વભાવથી જાણીતીએ થાઉં તો શો ફાયદો થવાનો છે? માણસના સ્વભાવનું ઠેકાણું ક્યાં છે? કાચંડાની પેઠે રંગ બદલતા મેં જાતે જોયા છે. માટે કોઇને કહેવા સાંભળવા કરતાં નસીબ ઉપર વિશ્વાસ રાખીને ચુપ બેસી રહેવું એજ ઉત્તમ ઉપાય છે.

અંગ્રેજો સિવાય બીજી પણ લાખો કરોડો સ્ત્રીઓ છે, ને તેઓ પણ મારી પેઠે પરણી છે. તેમનામાં પણ કોઇ કોઇ ઠેકાણે અણબનાવ જોવામાં આવે છે. તો તેવા દાખલા અંગ્રેજોમાં પણ બને છે. મેરિએ એવાં ઘણાં દૃષ્ટાંત આપ્યાં હતાં. જો બધે ઠેકાણે અણબનાવ થતા હોય, તો દુન્યાનો વ્યવહાર શી રીતે ચાલે? વળી જ્યારે એક માણસ સાથે નિભાવ કરવોજ છે, તો આપણો સ્વભાવ તેની મરજી પ્રમાણે કરી લેવો એ કંઇ મોટી વાત નથી. પણ માણસ પોતાનો સ્વભાવ ન બદલી શકે, ને બીજાનો વાંક કાઢે એ વાત અયોગ્ય છે.

એ પ્રમાણે વિચાર કરી કરીને આજાદી માની પાસે જતાં રહી ગઇ, એ ઘણું સારૂં થયું. કેમકે તેની માને એવી વાતોની ચીડ હતી. ગઇ હોત તો એવો સ્વાદ ચખાડત કે યાદ કરત. જે સ્ત્રી એવી દૃઢ સ્વભાવની હોય, કે આખી ઉમર ધણીના સમજાવ્યા છતાં "સસલાના ત્રણ પગ"ની પેઠે પોતાનો મત મૂકે નહિ, તે આ ચાર દહાડાની છોકરીની વાતની શી ગણતરી કરવાની હતી. કોઇકજ દિવસ એવો જતો હશે, કે દંપતી વચ્ચે તકરાર નહિ થઇ હોય. વળી તકરાર પણ ફક્ત એકજ વાતની હતી. ખાજા આજાદ દરેક વખતે અંગ્રેજોની અકલમંદીની, તેમના સારા બંદોબસ્તની, તેમના રીતરિવાજની અને તેમના વિવેકની બલ્કે તેમના ધર્મની પણ (છચોક તો નહિ પણ ગુપ્ત રીતે) સ્તુતિ કરતો હતો. તે તેની

સ્ત્રીથી ખમાતું નહિ. કેમકે હાદી બેગમ મોલવીઓના એક પ્રખ્યાત કુટુંબની દીકરી હતી, વળી ભોળાપણુ ને નરમ દિલના કારણથી ધર્મ સંબંધી આસ્થા પુરૂષો કરતાં સ્ત્રીઓમાં બળવત્તર હોય છે તેથી હાદી બેગમ સાધારણ સ્ત્રીઓ કરતાં એ બાબતમાં ચઢિઆતી હતી. વળી આઝાદીની વાતોથી એ વધારે છંછેડાઇ ગઇ હતી. તેથી જે જે દાંતરાજીઓ તે પોતાના સ્વામીને મોઢે સાંભળતી હતી તેના એકએકના ચારચાર જવાબ પીએર જઇને શીખી આવતી હતી. એણે પોતાના ધણીની હઠ ઉપરથી અંગ્રેજી સોસાઇટિની એવી ફજેતી કરી, કે જાણે મિસ્ટ્રેસ એક લંડન તેને મોઢે યાદ ન હોય! તે તો મેરિ પોતાના ઘરમાં આવે એ પણ ઇચ્છતી નહોતી, પરંતુ દીકરીના પગના દરદે તેને લાચાર કરી હતી. મેરિની જે વાતોથી આઝાદીનો સ્વભાવ ફરી ગયો હતો, તેની હાદી બેગમના ફિરિસ્ત.એ.ને પણ ખબર નહોતી. બંને છોડીઓ ચુપચુપ બેસી વાતો કરે ને હાદી બેગમ સાંભળે એ તેનું ઘડપણ જોતાં યોગ્ય નહોતું. પણ જો આઝાદીએ માની પાસે જઇને મેરિની હકીકત કહી હોત તો હાદી બેગમ અંગ્રેજોની એવી એવી વાતો તેને કહેત કે આઝાદી જિંદગીપર્યંત મેરિનું મોં પણ જોત નહિ. પરંતુ મેરિની આબરૂ ખુદાએ રાખી કે આઝાદીએ એ વાત માની આગળ કાઢીજ નહિ.

જોકે આઝાદીએ નક્કી કર્યું હતું, કે મારી સગાઈ વિષે કોઇને કંઇ પણ કહેવું નહિ ને નસીબને હવાલે એ વાત સોંપી દેવી. પણ કોઈ સાધારણ વાત હોય તો માણસ ભૂલીએ જાય. આ વાત તો એવી હતી કે પોતાના વિચાર એ બીજી તરફ વાળવા માટે ઘણાંએ ફાંફાં મારતી પણ તેને રહીરહીને એજ વિચાર આવતો હતો. તે મનમાં ને મનમાં કહેતી કે જોઉં મારે નસીબે કેવો વર મળે છે! એ કરતાં તો મને પરણાવેજ નહિ એ વધારે સારૂં છે. મેં આગ્રહ કર્યો નથી, દરખાસ્ત કરી નથી તો આ લોકો મારી પાછળ શા માટે પડ્યાં છે! એવો વિચાર આવતાંજ તેણે પોતાનાં સગાંસંબંધીઓ ઉપર નજર કરી તો કોઇ છોડી કુંવારી હોય એમ

તેને જણાયું નહિ. તેથી તેણે વિચાર કર્યો, કે મોટા થયા પછી પરણવાની જરૂર પડતી હશે. પણ ખુદા જાણે છે મારા મનમાં તો આજ સુધી એ વિચાર આવ્યોજ નથી. હું તો ઉલટી પરણવાથી ગભરાઉં છું. વળી જેઓ પરણેલી છે તેઓ ક્યારે સુખી છે ? નાદાન છોડીઓને વહુ બનવાનો, સારાં સારાં લૂગડાં પહેરવાનો, ઘરેણાં ઘાલવાનો તથા ફૂલ વગેરેનો આનંદ કેટલાક દિવસ રહેતો હશે. પણ તે પછી તો જેને જોઇ તેને પોતાનું દુઃખ રડતીજ જોઇ છે. સાસુનણંદનાં મેણાં, સુવાવડ, બાળકોનું પાલણપોષણ, ઘરનાં કામકાજ ને ઘરબારના સેંકડો બખેડા ને મુસીબતો છે. સ્ત્રીઓ આવું દુઃખ શા માટે માથે લેતી હશે તેની મને નવાઇ થાય છે ! આ બધું કારણ ઉદર-નિર્વાહનું હોય એમ મને જણાય છે. સ્ત્રીઓ આળસુ ને એદી તેમને કંઇ કામ ધંધો આવડે નહિ તેથી જો પુરૂષોનો આશ્રય ન લે તો ખાય પીએ ક્યાંથી ? કેમકે માબાપ તેમને વધારે મુદ્દત રાખી શકતાં નથી. દીકરીઓ પરણાવવા જોગ થતાંજ ગમે તેને માથે હોકી બેસાડે છે. પરંતુ હું તો એવી બેહુનર પણ નથી. રોજ ચાર પાંચ આનાનું આરામથી શીવી શકું એમ છે. પરંતુ મને વિચાર આવે છે, કે એથી ગમે તેમ સુખે દુઃખે ગુજરાન તો થાય, પણ મજૂરી તે મજૂરી; એમાં તો બદનામી થાયજ. ખાજા આજાદની દીકરી ને મેલવી મુક્તદાની ભાણેજ ને સોય-પર ગુજારો કેટલી શરમની વાત છે ! મોટાઓના નામને કલંક લાગે એવું ખુદા ન કરે. મને આ કેવા બેહૂદા વિચારો આવે છે. મારૂં પિએર ને મોસાળ બંને શક્તિમાન છે. તો શું તેઓ મારા એક પેટ માટે એટલું પણ નહિ કરી શકે, કે હું તેમની પ્રતિષ્ઠા પ્રમાણે આબરૂથી મારૂં ભરણ-પોષણ કરી શકું. મને આશા છે કે જરૂર કરશે. પણ વળી વિચાર આવે છે કે કોઇનાં માબાપ સદા જીવતાં રહેતાં નથી. ભાઇ ભાભીઓને એવી મારી શી પીડા પડી છે, કે તે મારૂં ભરણપોષણ કરે ! વળી ભાઇઓ એવા કંઇ કમાઉ નથી. તેમજ હું કોઇની સાથે બોલતી પણ નથી,

ભાભીઓ સાથે તો મારે હમણાથી બનતું નથી; તેથી એ તો એક ઘડી પણ મને ઘરમાં રહેવા દેશે નહિ. વારૂ જોઉં તો ખરી, માને પૂછી તો જોઉં; હું કહીશ કે મારો વિચાર પરણવાનો નથી. હમણા સુધી હું મારા દિલમાં વિચાર કરૂં છું, કે આમ કહેશે ને આમ કહેશે પણ કોણ જાણે એ શું કહેશે તે જણાતું નથી. વખતે કોઇ વાત એવી નીકળી આવે, કે મારી ચિંતા દૂર થાય ને માને ખોટું પણ લાગે નહિ. કુંવારી દીકરીઓ પોતાના લગ્ન વિષે તો શું પારકાના લગ્ન વિષે પણ સારી નરસી વાત કરી શકતી નથી એ સત્ય છે; પરંતુ હું તો એ શરમને શરમ ગણુતીજ નથી. એક માણસ ચોરી કરવાથી શરમાય છે; તો એનો અર્થ એવો છે, કે ચોરી નઠારી છે, અને તે પણ ચોરીને નઠારી સમજે છે, તેથી છુપાવે છે. જો તેની શરમ સાચી હશે તો એક દિવસ જરૂર ચોરી કરવી છોડી દેશે. પણ આ શરમ કેવી, કે જગતમાં વિવાહનો ઢંઢેરો પિટાય, પીએર ને સાસરામાં મુબારકબાદીઓ અપાય, દીકરી વહુ થવાથી ને દીકરો વર થવાથી રાજી થાય ને લોકાચાર માટે બંને શરમ રાખે! આદમીની બે આંખો તેમાં એક શરમાવે ને બીજી ફરમાવે એ કયાંનો ઇન્સાફ!

મારાં મા મારા પિતા સાથે ફકત પોતાનો કક્કો ખરો ઠરાવવા માટે વાદવિવાદ કરે છે. બાકી તે પોતે સમજુ છે તેથી જો મારો કંઇ વાંક નહિ હોય તો મારાથી શા માટે નારાજ થશે? ઘણું કરશે તો મને ધીમેથી સમજાવશે.

આવી રીતે વિચાર કરીને આજાદી મા પાસે જવા માટે ફરી એકવાર તૈયાર થઇ પણ તેને નમાજ પઢતી જોઇને બેસી ગઇ, ને વિચાર કરવા લાગી, કે વાત શી રીતે શુરૂ કરવી. તમે મારી સગાઇની વાતચીત કરો છો, પણ મારે તો પરણવુંજ નથી એવુંજ એકદમ કહું તો એ તો વાત ન કહેવાય બલ્કે જાણે પત્થર ફેંકી માર્યો કહેવાય. વળી તેઓ કહી બેસે કે ચાલ દૂર થા, મોં ચઢાવી તો બહેકી ગઇ, તને કોણે બોલાવી છે, જા તારે ઠેકાણે

બેસ. તો પરિણામ સારૂં નહિ આવે. હું તેમની નજરમાં નઠારી ઠરીશ ને કામ બગડી જશે. એ જોગ તો ત્યારે આવે, કે કોઈ વાત કરતું હોય ને ત્યાં બેઠી હોઉં ને લાગ જોઇને કંઇ કહી દઉં. પરંતુ એવો જોગ આવ્યોએ નથી, ને આવવાનોએ નથી. પ્રથમથીજ માએ દાસી મારફતે મને કહેવરાવી દીધું છે, કે એવી વાત થતી હોય, તો તમારે ત્યાંથી ખસી જવું જોઇએ. માટે કહેવાનું નામજ ન લેવું જોઇએ, અને કહેવું હોય તો હું પોતેજ એકાંતમાં કહું તો ઠીક. વારૂ ફરી એકવાર વિચાર કરી જોઉં. કહું તો એવી રીતે કહું કે વાત ફોકટ જાય નહિ.

એવી રીતે આનંદીને ઉપરાછાપરી એટલા બધા વિચાર ઉદ્ભવતા હતા, કે તેનો અંતજ આવતો નહોતો. તે પોતાના વિચારની દિશા બદલવા ઘણું મથતી પણ ગાંડા માણસની પેઠે તેના હોશજ ઠેકાણે નહોતા. બેસતાં, ઊઠતાં, ચાલતાં ફરતાં એજ વિચાર કર્યા કરતી હતી. તે પોતેજ એક મનસુબો ગોઠવતી ને પોતેજ રદ કરતી હતી. છેવટે એ એવા ઠરાવ ઉપર દૃઢ થઇ કે વિવાહ માટે તદ્દન ના પાડવી એ તો ઠીક નથી. ભરણપોષણને માટે લોકો છોડીઓને પરણાવી દેછે, એ ધારવું તો ભૂલભરેલું છે. કેમકે જો એમ હોય તો ગૃહસ્થ લોકો પોતાની છોડીઓને પરણાવેજ નહિ. વળી મારે માટે તો ભરણપોષણનો બંદોબસ્ત થઇ શકે એમ છે. મને તો જણાય છે કે શીળના રક્ષણ માટે લોકો છોડીઓને પરણાવે છે; કેમકે તેની આગળ આબરૂદાર લોકો જીવ અને ધનની પણ કંઈ કીમત ગણતા નથી, અને પરણ્યા વિના શીળનું રક્ષણ બીજી કોઇ રીતે થઇ શકતુંજ નથી. તેથી હું મારા બુજુર્ગોની આગળ આવી નાલાયક વાત કાઢું એ ઘણું લજ્જાસ્પદ છે. એવો વિચારજ મારા મનમાં કેમ આવ્યો હશે? મારી અજ્ઞાનતા અને અનુભવની ખામીની આ બળવત્તર દલીલ છે.

આવી રીતે આનંદીના મનમાં ઘણા ઘણા વિચાર આવ્યા પણ તે બધા દબાઇ ગયા, અને ચુપચાપ નસીબને આધીન થઇને બેસી રહી.

બાપની સ્થિતિ પણ દીકરીના જેવીજ હતી. આ લાવી આપો, ફલાણું લાવી આપો એ વિના બીજી રીતે તેને માથું મારવાનો જાણે અધિકારજ નહોતો. કેમકે તેની મરજી હતી કે દીકરી ૧૮ વર્ષની થાય ત્યારે પરણે, પણ એ વાત એની સ્ત્રીની સર્વોપરિ સત્તા આગળ ચાલે એમ નહોતી. તે ચાહતો હતો કે દીકરી પોતાનો સ્વતંત્ર અભિપ્રાય આપે પણ એ કામ કઠિન હતું.

## પ્રકરણ ૫ મું.

### આજાદીને મોલવીઓમાં પરણાવવાની ગોઠવણ અને મોલવીઓની હકીકત.

આજાદી બહુજ સમજુ દીકરી હતી. તે માનો વિચાર સારી પેઠે જાણી ગઇ હતી. તે સમજતી હતી, કે જેવાં આપ છે ને જેવા માગ પિતાને બનાવવા ઇચ્છે છે, લગભગ તેવોજ જમાઇ શોધી કાઢશે. દૈવજોગે એ પ્રમાણેજ થયું. ખુદા જુઠ ન બોલાવે, આજાદીને માટે એકથી એક ઉત્તમ એવાં દસ બાર ઠેકાણેથી માગાં આવ્યાં, પણ હાદી બેગમ "મોં તેવી લપડાક"ની પેઠે પોતાની લાયકના એક મુલ્લાણાપરજ રીઝયાં. સમય જોઇને લોકોએ ઘણુંએ કહ્યું, કે આ સ્કૂલવાળાઓમાંથી એકાદ પસંદ કરી લો તો સારૂં. લોકોએ કેટલાંકનાં નામ પણ બતાવ્યાં, કે ફલાણો બે વર્ષથી મેટ્રિકયુલેશનની પરીક્ષામાં પાસ થયો છે, ફલાણાને દસ રૂપિઆ સ્કૉલરશિપ મળે છે; પરંતુ હાદી બેગમને કંઇ અસર થઇ નહિ. તે કહેતી હતી કે જાણી જોઇને મારાથી જીવતી માખ ગળાતી નથી. સ્કૂલોની આફત વેઠતાં વેઠતાં મારી આખી ઉમર ગઇ. શું હું આજાદીની ઓરમન મા છું, કે તેને આંખો મીચીને ખાડામાં ધકેલી દઉં? સ્કૂલના ભણેલાઓને નોકરી-

ઓની કમી નથી ને તેઓ હુસ્યાર પણ હોય છે એની હું ના પાડની નથી; પરંતુ તેમનામાં ધર્મ ઉપર આસ્થા હોતી નથી, એ મોટી એબ હોય છે. તો જેથી ધર્મને નુકસાન થાય એવી દુન્યા લઇને મારે શું ચુલામાં નાખવી છે? સદા દુન્યામાં રહેવું નથી. થોડા દિવસની જિંદગી છે, તે સારી સ્થિતિમાંએ પુરી થશે, ને નઠારી સ્થિતિમાંએ પુરી થશે. જેનો અંત સારો આવે, અને ખુદાને ત્યાં જઇને શરમાવું પડે નહિ, તેજ માણસ દુન્યામાં જીત્યો એમ હું તો સમજું છું. મેં જેવી પરાકાષ્ટાથી મારા ઇમાનનું રક્ષણ કર્યું છે, તે ખુદા સારી પેઠે જાણે છે, અને તે પણ પીએરની સહાયતાથીજ. કેમકે દર શુક્રવારની વાઅજ મેં જવા દીધી નથી. જરા પણ શંકા થતી કે તરત જઇને તેનો ખુલાસો કરી લેતી હતી. પણ આનાદી તો કુમળી ડાળ ને ખાન આનાદની દીકરી છે તેથી જો એ કોઈ સુધરેલા વિચારવાળાને પાલે પડશે તો જતાંજ નાસ્તિક થઇ જશે, ને તેનોજ કલમો પઢવા લાગશે. હું એનું જોખમ મારે માથે શા માટે લઉં?

જે ઘર મેં શોધી કાઢ્યું છે તે ખુદાની મહેરબાનીથી ખાતુંપીતું છે. જાહેરમાં તો એમ કહેવાય છે, કે ખુદાપર એમનો ભરોસો છે, કેમકે કોઇ પ્રકારની સ્થાયી આવક નથી, પણ હું ખાત્રીપૂર્વક કહું છું, કે નોકરીવાળાઓ કરતાં એમની સ્થિતિ નઠારી નથી. સ્ત્રીઓ પાસે સોનાનાં ઘરેણાં, ને જેવાં અમે પહેરીએ છીએ તેવાં સારાં લુગડાંલત્તાં છે. ઘરમાં બે સ્ત્રીઓ નોકર છે. રહેણીકરણી વિષે કોઇ કડવી ફર્યાદ કરતું નથી. ખુદા છોકરાને દીર્ઘાયુ કરે મારાં પીઅરીઆં કહે છે, કે સદગુણી જુવાન છે. જરૂરજોગાં પુસ્તકો શીખી ચૂકયો છે. થોડા દિવસથી બાપે વાઅજ કહેવાનું કામ સોંપ્યું છે. મેં સાંભળ્યું છે, કે શ્રોતાઓ એની વર્ણનશક્તિનાં વખાણ કરે છે. માટે સાહેબ મેં તો સારૂં જોઇનેજ હા પાડી છે, પછી આગળ આનાદીનું ભાગ્ય.

આજાદી પોતાની સગાઇ મોલવીઓમાં થયાનું સાંભળીને શોકાતુર થઇ ગઇ. જો કે તે પોતે મોલવીઓના કુટુંબની હતી, ને પીએરમાં તો નહિ પણ મોસાળમાં હજુએ મોલવીપણાનોજ ધંધો ચાલુ હતો; તેથી તે જાણતી હતી કે મોલવીઓ કોઇના નોકરચાકર નથી. ફક્ત છોકરાઓને પઢાવવા, વાએજ કરવી, ધર્મના ફેસલા લખી આપવા ને નમાજ પઢાવવી એટલુંજ એમને કામ હોય છે. તેના બદલામાં દુન્યાદાર લોકો ઘેર બેઠાં તેમની સેવાચાકરી કરે છે, ને તેમાં પોતાનું સદભાગ્ય સમજે છે. ખર્ચ જોતાં ખાતરી થાય છે, કે બે ચાર ઠેકાણેથી માસિક રકમ પગારની પેઠે પણ મળે છે, ( પરંતુ મોલવી લોકો એ વાત જાહેર થવા દેતા નથી. ) અર્થાત મોલવીઓનું ગુજરાન એવી રીતે ચાલે છે, કે જેનું જાહેર ખરાબ ને ગુપ્ત સારૂં. એવાં એવાં જમણ કે જે અમારા જેવા ગરીબોને તો શું પણ મોટા મોટા અમીરોને પણ કોઇકજ દિવસ મળે છે તે મોલવી-ઓને હાજર કે મીઠું ખર્ચ ન થતાં વગર મહેનતે ને વગર ખર્ચે ખુદા બંને વખત આપે છે.

મોલવી લોકો સારા નઠારા દિવસનો વહેમ રાખતા નથી, ને સત્ય પૂછો તો બધા દહાડા ખુદાના બનાવેલા હોવાથી સરખા છે. પરંતુ મોલવી લોકોને દૈવજોગે મહીનામાં કદાપિ બે ચાર દિવસ ચુલો સળગાવવો પડે છે તો તે દિવસને તેઓ નઠારા દિવસ ગણે છે.

હું ( ગ્રંથકર્તા ) શું કહું આરંભમાંજ એવી ભૂલ થઇ ગઇ છે, કે જિંદગીપર્યંત એનો પશ્ચાતાપ રહેશે. નોકર લોકોનો જાહેર દેખાવ સારો દેખાય છે તેથી લોકો છેતરાઇ જઇ એમ સમજે છે, કે એથી સારો કમાઇ ખાવાનો કોઇ ઉદ્યોગ નથી. હું તો ખુદાનો ઉપકાર માનુંછું, કે મને જે નોકરી ( ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટર) મળી છે તે ઇજ્જતની છે, સત્તાની છે ને મોટા પગારની છે; પરંતુ મોલવીઓની સ્થિતિ સાથે મારી સ્થિતિનો મુકાબલો કરૂંછું, તો તેમનુંજ પલ્લું ભારે જણાય છે. કેમકે નોકરી નાની

હોય કે મોટી પાયરી તાબેદારી છે ને તે ગુલામીનું રૂપાંતર છે. તેથી ગુલામીમાં બેઇજ્જતી, બીજાઓની ખુશામદ, તેમને રાજીરાખવાપણું, મીઠું મરચું ભભરાવીને વાતો કરવી, સદાનો બળાપો, મહેનત, ને બાકી એ બધાનો સમાવેશ થાય છે. બીજું દુઃખ પરદેશનું છે, કે ૧૦૦ નોકરો-માંથી ૯૯ પરદેશમાં હશે, તો એક નસીબનો બળીઓ વતનમાં હશે. અમારાથી મોલવી સારા કે એ જેમના નોકર છે, તે, એટલે જેઓ એમનું ભરણપોષણ કરે છે, તે ઉલટા એમની ગુલામી કરે છે. અમા-રાથી જો કોઇ અંગ્રેજ શેકહેન્ડ કરે તો અમે જાણે ખિલઅત મળી એમ સમજીએ છીએ, અને મોલવીઓને માનનારા મોલવીઓના પગને ચુંબન કરે છે, તો પણ તેમની નજરમાં નથી.

મોલવી શાહ ઇસ્હાક સાહેબ વિષે એક માણુસ કહે છે, કે શુક્ર-વારની નમાજ પઢી રહ્યા પછી તેઓ મિમ્બરની પાસે આવીને બેસતા, તે વખતે લોકો હાથને ચુંબન કરવાને એટલી પડાપડી કરતા હતા કે માણસો પર માણસો પડી જતા. માટે મોલવી સાહેબનો નોકર લાકડી-પર તેમની ચાદર લટકાવીને ચારે તરફ ફેરવતો, અને જે લોકો હાથને ચુંબન કરી શકતા નહિ તેઓ ચાદરને આંખે લગાડતા હતા. એ હકીકત જોવામાં તો આવી નથી, પણ એમાં કંઇ શક હોય એમ જણાતું નથી. કેમકે લગભગ એટલુંજ માન હાલના મોલવીઓને મળતું જોઇએ છીએ.

**દોહરો.**

સ્વર્ગવૃક્ષ તને, મને, કદ પ્રિયાનું સમાન;
નસીબ તારૂં મારૂં છે, ભક્ત નથી તું માન.

હવે પરદેશની વાત કરીએ. મુસાફરીમાં કેટલી નમાજ પઢવી તેનો ખુલાસો મોલવી લોકોએ પુસ્તકોમાં તો વાંચ્યો હશે, પરંતુ એમને પૂછી જુઓ, કે આખી ઉમરમાં કોઇને પણ સફરની નમાજ પઢવાનો જોગ આવ્યો છે? હું ખાતરીથી કહુંછું કે કદી નહિ આવ્યો હોય. પણ આ જે કૃત્રિમ મોલવીઓ ગામેગામ ફરતા ફરે છે તેમની વાત જુદી છે. એમને

શહેરમાં કોઇ પૂછતું નથી; તેથી ઉર્દૂની બેચાર કિતાબો શીખી લઇને બે ચાર કવિતાઓ યાદ કરી લે છે (કેમકે ગામડીઆઓને સમજાવવા માટે એટલું પુરતું છે). પછી જે ગામમાં જાય છે, ત્યાં સારામાં સારી જગા (ખુદાનું ઘર—મસિજદ) એ મુકામ નાખે છે. ગામમાં ખબર થતાંજ જો કે બિચારા ગામડીઆઓને જુવાર બાજરીના રોટલા ને દાળભાજી સિવાય બીજું મળતું નથી, તો પણ મોલવી સાહેબ માટે મરઘીનું એક બચ્ચું સવારે ને એક સાંજરે લાવી હાજર કરે છે, અને એમ કરતાં જો સ્ત્રીની નથ વેચવી પડે કે પાણી પીવાની લોટી ઘરેણે મૂકવી પડે તો તેની પણ પરવા કરતા નથી. વળી પોતે તો જુવાર બાજરી પર ગુજારો કરતા હોય પણ મોલવી સાહેબ માટે ઘઉંની ચપાતીઓ, જેટલું પિવાય તેટલું દૂધ ને જેટલું પચી શકે તેટલું ઘી લાવી આપેછે. એ વિના મોસમની વસ્તુઓ—ચણાના હોલા ને ફૂલ ફળાદિ—ની કંઇ કમી રાખતા નથી. એવી રીતે આરોગવાને દૂધ, ખાવાને પકવાન, પીવાને ચોકખું પાણી ને શ્વાસ લેવાને માટે સ્વચ્છ હવા મળે છે. બેફિકરી ને ગામલોકોની આગતાસ્વાગતાથી મોલવી સાહેબનું રૂપ એવું તો બદલાઇ જાય છે, કે જ્યારે પાછા પોતાને ઘેર જાય છે, ત્યારે તેમની સ્ત્રી પણ તેમને ઘણીવાર પછીજ ઓળખી શકે છે!

હવે એક અમે પણ છીએ કે ડિસ્ટ્રિક્ટમાં ફરીએ છીએ. મોસમ એવી કઢંગી છે કે ધુમસ વરસે છે, ને ટાઢને લીધે ગોદડામાંથી મોં કાઢવાની ઇચ્છા થતી નથી; છતાં ડબલ કૂચ કરવાની ફરજ છે. પંદર માઇલથી ઓછી મુસાફરી કરીએ તો ભથ્થું મળતું નથી. રસ્તામાં ગામના સીમાડાની તકરારના ત્રણ કેસ ચુકવવા છે. ઘણા દિવસનો હિસાબ ચડેલો છે, ને ઢીલ થવાનાં કારણોનો ત્રિમાસિક રિપોર્ટ કરવાનો છે. વળી કલેકટર સાહેબ બહાદુરના હુકમ પર હુકમ ચાલ્યા આવે છે. તેથી એક દિવસે એવું બન્યું, કે લાચાર થઇને બે બિસ્કૂટ ખાઇ ચા પી, ને ધ્રૂજતો કંપતો હું સ્વાર થયો. મને ખબર હતી, કે ખાવાનો વખત તો થઇ

ગયો છે; પણ ખેર એ વાગતાં સુધી તંબુપર પોહોંચી જઇશું. પણ રસ્તામાં પંડેલાજ કેસના ચુકાદામાં બપોર થઇ ગયા. બીવડાવ્યે. ધમકાવ્યો પરંતુ જમીનદારો કમબખ્ત તસુ તસુ જમીન માટે જીવ આપવા તૈયાર થાય છે, ત્યાં ધમકીની શી અસર થાય! મુખત્યારોને કહ્યું કે તમે એમને બહાર લઇ જઇને સમજાવો. તેઓ બોલ્યા કે અમારો અસીલ તો રાજી છે, પણ સામાવાળો હઠ કરે છે. આપ જરા વાર જુઓ, હું મારા અસીલ પાસેથી રાજીનામું લખાવીને લાવું છું. મારી રૂબરૂ તો એમ કહીને ગયો; પણ બહાર જઇને તે દુષ્ટે કોણ જાણે શું સમજાવ્યું કે તેનોજ અસીલ ફરી ગયો. તે વખતે હું એવો તો ગભરાએલો હતો, કે કંઇ વાત નહિ. કેમકે એ દુષ્ટો તદ્દન ફરી જતા હતા, તેથી ગુસ્સો આવતો હતો પણ લાચાર થઇને સહન કરતો હતો. સત્ય પૂછો તો મારાથીજ ભૂલ થઇ. જહાંગીરી ફેસલો આપી દેત તો વાર ન લાગત. પણ મેં રાજી-પણાથી ફેસલો કરવાની ઇચ્છા દેખાડી કે પાછળથી અપીલ કરી શકે નહિ. અર્થાત્ એકજ મુકદ્દમામાં આખો દિવસ જતો રહ્યો. બરાબર બપોરે લોકો ચવેણું ખાવા ગયા, ત્યારે હું પણ એક ઝાડની નીચે બેઠો. લોકોએ તો કહ્યું કે આપને લાયક બીજી તો કોઇ વસ્તુ અહીં મળી શકે એમ નથી પણ આજ્ઞા હોય તો દૂધ લાવી આપીએ. પણ મેં વિચાર કર્યો. કે એ લોકો દૂધની કીમત લેશે નહિ, ને મફતનું દૂધ પી લઇશ તો છટીનું દૂધ ઓકવું પડશે તેથી મેં ના કહી. હવે હું એમને શી રીતે મારી હકીકત કહી શકું. કે ભૂખના કારણથી મારાથી ઉભા થઇ શકાતું નથી, આંખોની આગળ ઝાંઝવાં વળે છે, ને છેટેની ધજા દેખી શકાતી નથી. જો કે આખા દિવસના શ્રમથી થાકીને લોથ થઇ ગયો હતો, છતાં ઘણા જબરા મુકદ્દમાનો ફેસલો થઇ જવાના કારણથી ખુશ હતો. હવે મને આશા હતી, કે મુકામપર જઇને નિરાંતે સુખે રહીશ. તેથી એ આશામાં ને આશામાં હું ત્યાંથી ઉમંગભેર ચાલ્યો. ગામની પાસે ગયો તો અંધારૂં

થઇ ગયું હતું. સડકને કિનારે જે ઠેકાણે મેં તંબૂ ઠોકવાનું કહ્યું હતું ત્યાં તંબૂનું નામ પણ નહોતું. તેથી હું ગભરાયો, કે ખલાસીઓ, કારકુનો ને સિપાઇઓ કયાં જતા રહ્યા હશે? ગામ તો ભૂલ્યા નહિ હોય! અંધારાના કારણથી કોઈ માણસ પણ દેખાયો નહિ કે તેને હું પૂછી જોઉં; તેથી ગામમાં જવા લાગ્યો; પણ ઘોડાના ડાબડાનો અવાજ સાંભળીને કૂતરાઓ પાછળ પડયા. આ વખતે ઘોડો આખા દિવસનો થાકેલો ને ચંદીનો વખત થવાથી કૂતરાઓની ચડાઇને લીધે ઝાડ થવા લાગ્યો. તેથી હું તેપરથી ઉતરી પડયો. પણ ગામમાં જઇને જોયું, તો ત્યાં પણ શૂન્યકાર હતું. ઘણી વાર પછી એક ચોકીદાર નીકળ્યો, તેણે કહ્યું, કે અહીંથી એક કોસ દૂર સવાનાવાળી વાડીમાં મુકામ છે. હું થાકેલો હોવાથી એ એક કોસ એક મંજલ જેવો ગણતો હતો, પણ મહા મુસીબતે ત્યાં ગયો; તો માલૂમ પડયું, કે હજુ તંબૂ ઠોકાયા નથી. એ સાંભળતાંજ મારા તો હોશ ઊડી ગયા. જમીનદાર, વાણીઆ, દુકાનદાર ને મોદી વગેરે મુકામનું સાંભળીને નાશી ગયા હતા. તેથી લાકડાં, ઘાસ, લોટ ને દાળ વગેરે કોઇ વસ્તુ કોઇને મળી નહોતી. જાનવરો ઊભા ઊભા પગ પછાડતા હતા, ને લોકો બેઠા બેઠા તાપતા હતા. તેથી મેં જાણ્યું કે બીજાઓએ પોતપોતાનો બંદોબસ્ત ગમે તેમ કરીને કરી લીધો હશે. મારા નોકરોએ આખી જિંદગીમાં આ વખતે એટલું નમકહલાલીનું કૃત્ય કર્યું હતું, કે થોડાક ચોખા જાળવી રાખ્યા હતા, તે બાફી નાખ્યા. ખરેખરી ભૂખમાં એ મોળો ભાત મને જેવો ભાવ્યો, તેવું સ્વાદિષ્ટ જમણ આજસુધી જમવાનો મને જોગ મળ્યો નથી. એવી રીતે પેટ ભરીને હું તો એક ઝાડની નીચે એવો સુતો કે જાણે સાપ કરડી ગયો ન હોય!

હજુ દુઃખનો છેડો આવ્યો નહોતો. માહ ફાગણનો મહીનો હતો. રાત્રે એકાએક વાદળાં થયાં, કરા પડ્યા ને એવો વરસાદ પડયો, કે બગીચામાં ધુટણપૂર પાણી થઇ ગયું. તેથી સવાર થતાં થતાં ઘણી મુસીબતે

ગામનો આશરો લીધો, અને જ્યાં જેનું ચાલ્યું ત્યાં તે ભરાઇ બેઠો. લોકોએ મને મસ્જિદમાં જવાની સલાહ આપી, અને સત્ય પૂછો તો આખા ગામમાં એથી ઉત્તમ બીજી જગા પણ નહોતી.

મેં જે મોલવી સાહેબની હકીકત પાછળ કહી છે, તેમને મેં આ મસ્જિદમાં જોયા. ટાઢના કારણથી મારા તો દાંત કકડી રહ્યા હતા, પણ મોલવી સાહેબ મજેથી એકલું પહેરણ પહેરી કોટડીમાં બેસી તાપતા હતા. મેં મારા મનમાં કહ્યું, કે સત્ય છે, મુરઘીનાં પીલાંની ગરમી કેમ ફાયદો નહિ કરે? મોલવીઓને જોઇજોઇને મને શેખ ઇબ્રાહીમ જોકનું કહેવું યાદ આવે છે.

**દોહરા.**

દુન્યાદારો આપે છે, જિતેન્દ્રિયોને ભેટ;
ખુદાની બેગરજી તમે, જાણો તેને નેટ.
જોક કહી છે કોઇએ, નિશ્ચય સાચી વાત;
મૂજીનું ધન જાય છે, ધર્મયોદ્ધાને હાથ.

ખાજા આઝાદને મોલવીઓની ઇર્ષ્યા, અથવા તેણે જે કેળવણી લીધી હતી તેની અસર હતી, તે તો જણાતું નથી; પણ તે મોલવીઓની તરફથી શંકાશીલ હતો તેની તો પ્રતીતિ થાય છેજ. વળી દંપતીમાં હમેશા એ કારણથીજ લડાઇ ને અણબનાવ રહેતાં હતાં. ખાજા આઝાદ મોલવીની ખરેખરી જડની હકીકત કહેતો, તેથી હાદી બેગમ બળીને ભસ્મ થઇ જતી હતી. પણ આઝાદનું આ કૃત્ય સારૂં કહેવાય નહિ; કેમકે હાદી બેગમ મોલવીઓની દીકરી બલ્કે દૌહિત્રા ને પૌત્રી પણ હતી. તેથી જ્યારે મોલવીઓની તરફથી તેને ચીડવવામાં આવે તો તેને ખોટું કેમ ન લાગે? એનું પરિણામ એ આવતું હતું, કે જેમ જેમ આઝાદ ચીડવતો હતો, તેમ તેમ હાદી બેગમની હઠ વધતી જતી હતી. હાદી બેગમ ગર્વથી કહેતી હતી, કે મોલવીઓનો ગુજારો ખુદાના ભરોસાપર છે, ત્યારે

બાજ આઝાદ કહેતો હતો, કે એ એક પ્રકારની ભિક્ષાવૃત્તિ છે. તમે જેને ખુદા પર આસ્થા રાખી બેસી રહેવું કહો છો, તેને હું ભિક્ષાથી પણ નઠારૂં કૃત્ય સમજું છું. ફકીર એટલા માટે ભીખ માગે છે, કે તે અપંગ છે, લાચાર છે, તેણે પોતાનું સ્વમાન છોડી દીધું છે, ને ઘેરઘેર આથડે છે, ધક્કા ખાય છે, ઠપકા સાંભળે છે, તો કોઇક ઠેકાણેથી કડકો મળી પણ જાય છે. પરંતુ મોલવીઓ શરીરે રોગી નથી, અશક્ત નથી, આંધળા નથી, લૂલા નથી, લંગડા નથી, તો પછી તેઓને બીજાની કમાઇ ખાવાનો શો હક છે? વળી આવું કૃત્ય કરવા છતાં પણ અહંકાર એટલો બધો રાખે છે, કે ગાદી તકિયો લગાવીને જાણે મહારાજ બની બેઠા છે!

હાદી બેગમ—તમે પણ અપંગ નથી તો તમે પગાર શેનો ખાઓછો!

આઝાદ—હું કામ કરૂં છું. પગારના બદલામાં મારા વખતનો ભોગ આપું છું.

હાદી બેગમ—મોલવીઓ પણ કામ કરે છે; વાઅજ કરે છે, વિદ્યાર્થીઓને ભણાવે છે, લોકોને ધર્મમાર્ગ બતાવે છે, તો શું એ કામોમાં એમનો વખત જતો નહિ હોય?

આઝાદ—જો એમ હોત તો લોકો પુણ્ય સમજીને એમની સેવા કરત નહિ. અમે કોઇને મજૂરી આપીને પુણ્યની આશા રાખતા નથી, કેમકે હકદારને તેનો હક આપવો તેમાં પુણ્ય શાનું?

હાદી બેગમ—પુણ્ય એટલા માટે કે લોકો જાણે છે, કે અમારા પૈસા સારા કામમાં વપરાયા; કેમકે એથી મોલવીઓ ભરણપોષણથી નિશ્ચિત થઇ લોકોને સદ્‌પદેશ કરશે.

આઝાદ—દુન્યામાં ફક્ત આ એકજ પુણ્ય એવું છે, કે જેને માટે મોલવીઓ તથા તેમને આપનાર બંને પોતપોતાને સરખા હકદાર માને છે.

હાદી બેગમ—શું ખુદાને ત્યાં કોઇ વાતની ખોટ છે! તે દાના છે. એક સારા કામનું પુણ્ય ગમે તેને ને ગમે તેટલું આપવાની તેને સત્તા

છે. તમે ધર્મપુસ્તકોમાં જોયું નહિ હોય, અને જોયું હશે, તો યાદ નહિ હોય, પણ હું કહુંછું તે સાંભળો. હદીસ (શબ્દો વધઘટ કે આગળપાછળ થઈ જાય તો ખુદા માફ કરે, કેમકે પૂરેપૂરી હદીસ મોઢે યાદ નથી) માં છે, કે પેગંબર સાહેબે (સ. અ.) યહુદીઓ, ખ્રિસ્તિઓ અને મુસલમાનોનું ઉદાહરણ એવું આપ્યું છે, કે એક માણસે સવારથી બપોર સુધીની મજૂરી નક્કી કરીને કેટલાક મજૂરો કામે લગાડયા, ને બપોરે તેમની મજૂરી પૂરેપૂરી ચૂકવી આપી. ચાર ઘડી દહાડો રહ્યો ત્યારથી સાંજ સુધી બીજા મજૂરો બમણી મજૂરી આપી કામે લગાડયા, અને સૂર્યાસ્ત પછી તેમને બમણી મજૂરી આપી. તો જે મજૂરોએ પહેલાં કામ કર્યું હતું તે અમને મજૂરી ઓછી મળી એવી ફર્યાદ કરી શકે ખરા? તદ્દન નહિ. આ દાખલો પેગંબર સાહેબે (સ. અ.) એટલા માટે આપ્યો છે, કે તેમના અનુયાયીઓ (મુસલમાનો) નું વય ઓછું, ભક્તિ ઓછી, ને પુણ્ય વધારે છે, તેની પ્રતીતિ થાય.

ખાજા આજાદ—આ હદીસનો આ વિષય સાથે કંઈ સંબંધ નથી. જેવી રીતે હિંદુસ્તાનના રાજાઓ પોતાની દોલત ઉડાવે છે, તેવી રીતે છૂટે હાથે ખુદા પુણ્ય વેંહેંચતો હોય તો તેનો હાથ ઝાલી શકાતો નથી. પણ હમણા હું એ વિષે વાદવિવાદ કરતો નથી. હું એટલુંજ કહું છું કે મોલવીઓ અને મોલવીઓની જે ચાકરી કરે છે તે બંને પુણ્યના હકદાર છે એમ તમે સમજો છો, પણ તે ખોટું છે. ખરૂં પૂછો તો ઇસ્લામની નિર્બળતા, મુસલમાનોની પડતી, અધમ સ્થિતિ, નિર્ધનતા, હીચકારાપણું ને નાલાયકી એ બધાનું જોખમ મોલવીઓને માથે છે. ખુદાએ અંગ્રેજોને તેમના હકથી હાકેમ બનાવ્યા ને બુદ્ધિપ્રબળથી તે અમારા ઉપર રાજ્ય કરે છે. તમે મોલવીઓને નિરપરાધી સાબિત કરવા માટે હદીસની દલીલ રજૂ કરો છો, પણ હું કુરાનથી સાબિત કરી આપું છું, કે એમણે જે રસ્તો પકડયો છે તેમાં એમની ભૂલ છે. કુરાનમાં એક વાક્ય છે જેનો

અર્થ એવો છે, કે "અમે જબૂરમાં ખુદાની વાત પછી એમની વાત લખી છે વગેરે" વાક્યની સત્યતા વિષે તમે તમારાં પીએરીઆંને પૂછી આવો કે એમાં "સાલિહૂન" શબ્દ છે તેનો કુરાનના ટીકાકારોએ "જેમને મુલકનો બંદોબસ્ત કરતાં આવડે છે, તે" કર્યો છે કે નહિ? જરા વિચાર કરો કે શૂરાતન, ઉદ્યોગ, સહનશીલતા, લાયકી ને હુસ્યારી વગેરે કોઇપણ બાબતમાં અમે અંગ્રેજોની બરાબરી કરી શકીએ એમ છે? એમના એવા એવા સદ્‌ગુણોના પ્રતાપથીજ એ વિદેશી છતા અમારા રાજા થયા, ને અમે એમની પ્રજા બન્યા છીએ. તેથી એવા ઉત્તમ રાજ્યકર્ત્તાથી રૂઠવામાં ને બિગાડ કરવામાં અમારૂં કલ્યાણ થવાનું નથી. "નદીમાં રહેવું ને મગરથી વેર" એ કેવું અયોગ્ય કૃત્ય છે તેનો વિચાર કરો. પરંતુ મોલવીઓની અકલ-પર એવા પત્થર પડયા છે, કે તેઓ આવી મોટી વાત પણ સમજતા નથી. મને તો નવાઇ લાગે છે કે તેઓ "હિદાયા" ને "દુર્રે મુખ્તાર" શું ધૂળ સમજતા હશે! ગરજની વખતે માણસે નમ્ર બનવું જોઇએ તે મોલવીઓ સમજતા નથી. જરા એટલોજ વિચાર કરે, કે અંગ્રેજો તો આકાશી પુસ્તકને માનનારા છે, અને ખુદાએ કુરાનમાં તેમનાં સ્થળે સ્થળે વખાણ કર્યાં છે. ખેર એ પણ જવા દો. એમની અમલદારીમાં શાંતિ, આરામ ને પ્રજારક્ષણ એટલાં બધાં છે, કે હિંદુસ્તાનને એટલી નિશ્ચિંતતા કદી મળી નથી. એ ઉપરજ વિચાર કરે. મોલવીઓએ નાસ્તિક-પણાના ખિતાબને ગાજર મૂળાથી પણ સસ્તો કરી દીધો છે. જરા જેટલી વાતમાં માણસોને નાસ્તિક ને મુશ્રિક ઠરાવી દે છે. પણ પોતાના પગતળે રેલો આવે છે તે ભલા માણસો સમજતા નથી. "જે માણસ માણસનો ઉપકાર માનતો નથી તે ખુદાનો પણ માનતો નથી" એ વચન ઉપર લક્ષ રાખવું જોઇએ; કેમકે સત્ય પૂછો તો અંગ્રેજી રાજ્યનો ઉપકાર ન માનવો એ ખુદાએ આપેલી એક અત્યુત્તમ બખ્શિશનો ઉપકાર ન માનવા બરાબર છે.

**હાદી બેગમ**—તમે કેમ મોલવીઓની પાછળ પડયા છો ? એ બિચારાઓએ તમારૂં શું ખાધું છે ? એ ગરીબો કોઇના લેવાદેવામાં પણ નથી, એમની પાસે લાવલશ્કર નથી. મસ્જિદોમાં બેસી ખુદા ખુદા કરે છે. કોઇ પઢવા આવે તો પઢાવી દે છે, કે ધર્મની બાબતનો ખુલાસો પૂછવા આવે તો બતાવી દે છે. જે મુસલમાનોને ધાર્મિક બાબતોનો ખ્યાલ છે, અને જેઓ એમની પાસે બેસે છે, એવા પાંચદસ માણસોને લઇને તેઓ બેસે છે, ને વાઅજ કહે છે, ને તે વાઅજમાં પણ નમાજ ને રોજા (ઉપવાસ)ની વાતો હોય છે, એ વિના મોલવીઓ બીજું કંઇ કહેતા હોય તો બતાવો. તમને નાહક એમની સાથે શત્રુતા થઇ છે. " તબેલાની બલા વાંદરાને માથે" નાખવા જેવું કરો છો. હરીફરીને મોલવીઓનીજ પાછળ પડો છો. " ગરીબની જોરૂ સૌની ભાભી. " જરા વિચારો તો ખરા કે મોલવીઓની તરફ હવે કેટલાઓનું વળણ છે ? સોમાંથી એકાદનું. વળી મોલવી લોકો તરફ વધારે માણસોનું વળણ થાય એ પણ અશકય છે. કેમકે નમાજ પઢો, રમજાનના રોજા રાખો, ધનવાન હો તો જકાત આપો, હજ્જ કરો, કેફી વસ્તુઓ ન વાપરો, મેળાઓમાં ન જાઓ, નાચ તમાશા ન જુઓ, પારકી સ્ત્રી ઉપર નઠારી નજર ન નાખો, ચોરી ન કરો, જૂઠ ન બોલો, લડાઇ ટંટો ન કરો, કોઇને સતાવો નહિ, સંપથી રહો, સોગંદ ન ખાઓ, કોઇની નિંદા ન કરો, નાનાઓ ઉપર કૃપા ને મોટાની આમન્યા રાખો, ધન દોલતને ઉડાવો નહિ ને હમેશા મરવા માટે તથા ખુદાની રૂબરૂ જવાબ આપવા માટે તૈયાર રહો. એવી એવી શિખામણો સાંભળવા માટે કેટલા મુસલમાનો તૈયાર થશે? સોમાંથી એકજ. હવે જો તમારા ધારવા પ્રમાણે મોલવીઓની શીખવણીથી લોકો બગડે છે તો એકને બગડવા દો ને ૯૯ ને સુધારવાનો તમે કૉન્ટ્રાકટ રાખો. મોલવીઓ લોકોને બગાડે છે એવું તોહમત મૂકવું એ કેવી બેહૂદી સમજ છે. લોકો પોતાના અધર્મીપણાથી ને ખુદારસૂલનો હુકમ ન માનવાથી બગડયા છે. પહેલાંના જેવી લોકોમાં સત્યતા નથી, ને હલાલની કમાઇ નથી, તેથીજ તેમાં બરકત પણ નથી. આજે જો ઇસ્લામની અમલદારી હોત તો આટલું અધર્મીપણું કેમ ફેલાત ? જેના મનમાં જે આવે છે, તે

કહે છે, કોઇ રોકનાર કે મનાકરનાર નથી. એવા સમયમાં “ નગારખાનામાં તૂતીના અવાજ”ની પેઠે મોલવીઓનું બોલવું કોણ સાંભળે છે ? તમે મોલવીઓને એવા નઠારા ચોપડીઆમાં બદનામ કરવા માંડયા છે, કે હવે તો બિચારાઓનું સત્યાનાશ જવા બેઠું છે. ૧૮૫૭ ની પહેલાં એવી સ્થિતિ હતી, કે મદ્રસાઓ ને ખાનકાહોમાં તો મોલવી હોયજ, કોઇ મસ્જિદ પણ મોલવી વિના ખાલી ન હોતી. વળી તે મોલવીઓ પણ જેવા તેવા ન હોતા. આખું હિંદુસ્તાન તેમને માન આપતું હતું, અરબસ્તાન સુધી એમના મત સ્વીકારાતા હતા, અને એમની એવી આબરૂ હતી, કે પાદશાહો પણ એમને ઘેર જતા હતા. બીજા અકબર બાદશાહે મોલવી ઇસ્માઇલિને વાઅજ માટે ઘણીવાર બોલાવ્યા પણ મોલવી સાહેબે કહેવરાવ્યું, કે હરમો અને ખવાસોને તલાક આપો તો આવું. અકબર બાદશાહે એમનું કહેણ સ્વીકાર્યું નહિ, તેથી તે મરી ગયો ત્યાં સુધી મોલવી ઇસ્માઇલિ સાહેબે કિલ્લામાં પગ મૂકયો નહિ. મોલવી શાહ ઇસ્હાક સાહેબ જ્યારે હિંદુસ્તાન છોડીને મક્કે રહેવા ગયા, ત્યારે તેમનાં પુસ્તકો ચાર દીકરીઓને વેહેંચી આપવામાં આવ્યાં. તેના દરેક દીકરીને એક એક લાખ રૂપીઆ ઉપજ્યા.

બળવો શો થયો મોલવીઓ ઉપર તો જાણે કિયામત આવી. ઘણાક મરી ગયા, કેટલાક દેશ છોડીને જતા રહ્યા ને જે થોડાક બાકી રહ્યા તે જે રાજ્યોમાં એમનું ભરણપોષણ થતું હતું, તે રાજ્યો નાશ પામવાથી બેશક તમે જુઓ છો, ને કહો છો તે પ્રમાણે ઘેરેઘેર ભીખ માગતા થઇ ગયા. ભરણપોષણ ન થવાથી મોલવીઓએ એ ધંધોજ છોડી દીધો. શહેરમાં એવાં સેંકડો માણસ મળશે, કે જેમના પૂર્વજો મોલવી હતા, અને જેઓ હજુ સુધી મોલવીપણું કરે છે; તેમના છોકરાઓ છચોક નહિ તો છાની રીતે અંગ્રેજી ભણે છે. તેથી હવે મોલવીઓનો એ રીતે પણ અંત આવી જશે. હાલમાં જે બેચાર ઘરડા ડોસાઓ પોતાનું નામ જાળવી રહ્યા છે, તે મર્યા એટલે મોલવીઓનું નામ ગયું સમજજો. માટે મોલવીઓપર તો તમે નાહક તોહમત મૂકો છો. સત્ય પૂછો તો વાંક લોકોનો પોતાનો છે, અને બીજાને માથે મકે છે.

**આજાદ**—એ સત્ય છે, કે મોલવીઓની જાળમાં ઘણી થોડી માછલીઓ સપડાય છે. પરંતુ જેવી રીતે એક દીવાસળી આખા શહેરને બાળી મૂકવામાટે પૂરતી છે, તેવીજ રીતે એક મોલવી દેશના મુસલમાનોપર પોતાના ઉપદેશની અસર કરવાને બસ છે. એક સાંભળે છે, ને હજાર શીખે છે. કેટલાક મુસલમાનો એવા છે કે તેઓ નમાજ પણ પઢતા નથી; અને તેથી મસ્જિદોમાં જઇ મોલવી સાહેબોના ચેલા બની તેમની વાઅજ સાંભળી શકે એમ બનતું પણ નથી. તેઓ મુસલમાની કુટુંબમાં જન્મ્યા તેથી ફકત નામનાજ મુસલમાન છે. તેમને ઇસ્લામ સાથે કંઈ સંબંધ નથી, ખુદાના હુકમની ને નબીના ફર્માનની કંઇ ગરજ નથી, જાનવરોની ને એમની જિંદગીમાં કંઇ ફેર જણાતો નથી. તે છતાં એ લોકો પણ મોલવીઓની સત્તાની બહાર જણાતા નથી. હવે તમેજ બતાવો, કે આ સામાન્ય નાપસંદગી અને ગભરામણ કે જે અંગ્રેજોની સાથે મુસલમાનોને છે, ને જેણે મુસલમાનોને બરબાદ કરી દીધા છે, અને જે બાકી રહ્યા હશે તે એ દુર્ગુણના કારણથી બરબાદ થઇ જશે તેનું મૂળ ક્યાં છે? એ બલા ક્યાંથી આવી? બેશક એ વિચાર મોલવીઓના મગજમાંથી નીકળીને સાધારણ મુસલમાનોમાં ફેલાયો છે.

હિંદુઓ ખુલ્લા મૂર્તિપૂજક છે, છતાં એમની સાથે એટલો બધો ઘાડો સંબંધ અમારે છે, કે હિંદુ ને મુસલમાન ભાઇભાઇ કહેવાય છે. મુસલમાનો તેમના મેળાઓમાં જાય છે, ને તેમના રીતરિવાજને અનુસરે છે. પણ અંગ્રેજ લોકો કે જેમની પાસે આકાશી પુસ્તક છે છતાં તેમની સાથે એટલી બધી જુદાઇ એ કેટલી નવાઇની વાત છે!

**હાદી બેગમ**—એક સ્થળનું રહેવુંસહેવું તેથી હિંદુ ને મુસલમાનો જો મારૂંતારૂં કરે, તો બને નહિ.

**ખાજા આજાદ**—ખુદા તમારા સત્ય બોલવાનો સારો બદલો આપે. એથીજ અંગ્રેજોની સાથે વધારે મેળાપ રાખવાની આવશ્યકતા સાબિત થાય છે. હિંદુઓ અને અમે પાડોશીઓ છીએ અને અંગ્રેજ તથા અમે રાજા

પ્રજા છીએ. પાડોશીને પાડોશી વગર ચાલી શકે છે, પ્રજાને રાજાવિના એક ઘડી પણ ચાલી શકતું નથી.

**હાદી બેગમ**—સમાનતા હોય તો મેળાપ રહી શકે છે, પણ અંગ્રેજો હિંદુસ્તાનીઓને મોં લગાડતા નથી તેથી આ પ્રમાણે થાય છે.

**આજાદ**—હા તમારૂં એ કહેવું સત્ય છે. પણ મારૂં કહેવું એવું છે, કે બિગાડનો આરંભ આપણી તરફથી ન થવો જોઇએ.

**હાદી બેગમ**—ભલા એવું થઇ પણ શકે ખરૂં ?

**ખાજા આજાદ**—તમે કહો છો, એવુ થઇ શકે છે ? એનોજ જખરો વાંધો છે. મોલવીઓએ ધર્મનું બહાનું કાઢીને લોકોને એવા બીવરાવ્યા છે, કે હજુ પણ કોઇ ખરા અંતઃકરણથી અંગ્રેજી ભણતું નથી.

**હાદી બેગમ**—કેમ નાહક મોલવીઓની નિંદા કરો છો ? શું મોલવીઓ લોકોની પાછળ ચાબુક લઇને ફરે છે ? તમે હાકેમની આગળ પણ મોલવીઓની એવી નિંદા કરતાજ હશો ?

**ખાજા આજાદ**—હાકેમ તો શું ? હું તો ખુદાની આગળ પણ એમની ફર્યાદ કરવા તૈયાર છું.

**હાદી બેગમ**—ખુદાની આગળ તમારૂં શું ચાલવાનું છે ? પણ જરા સાંભળું કે ખુદાની આગળ તમે કેવી ફર્યાદ કરવાના છો.

**આજાદ**—ફર્યાદ એક હોય તો કહું, અસંખ્ય છે. ( ૧ ) બીજાની કમાઇ ખાવાનો એમને હક નથી. (૨) બીજાને પરોપદેશે પાંડિત્યમ્‌ની પેઠે ભક્તિ ને તપ કરવા ઉપદેશ કરે છે, ને પોતે મુડદાની જાનમાજ પણ છોડતા નથી. ( ૩ ) પોતે તો નકામા ને એદી હતાજ, એમણે પોતાના ચેલાઓ વધારીને એદીઓની જાણે એક પલટણ તૈયાર કરી, કે જેઓ આખા દેશને લૂટીને ખાઇ ગયા. ( ૪ ) લોકોને દેખાડવા માટે બગભક્ત બની જાય છે, પણ એ કેવા ભલા છે, તે એમનો આટલો દંભ છતાં પણ લોકો સારી પેઠે જાણે છે. ( ૫ ) લોકોને ઠગવાની એવી એવી રીતો યાદ છે, કે કોઇ ચાલાક ચોરને પણ નહિ આવડતી હોય. મસ્જિદો બનાવવા અથવા જીર્ણોદ્ધાર કરવા

ઉઘરાણું કરીને તે પૈસા માના દૂધ અને પિતાના વારસાની પેઠે પોતે પચાવી પડે છે. કલકત્તા, મુંબઇ, ઢાકા, પટના, હૈદરાબાદ, મદ્રાસ વગેરે દૂર દૂરનાં શહેરોમાં જઇને બૂમો પાડે છે, કે અમે દિલ્લીમાં ઇસ્લામી મદ્રસો કાઢયો છે, માટે મુસલમાનોને લાયક છે, કે શિક્ષકોના પગાર, વિદ્યાર્થીઓની સ્કોલરશિપ અને પુસ્તકો માટે પોતાથી બનતી મદદ કરે, કેમકે ભલાઇનો બદલો ખુદા જરૂર આપશેજ. લોકોએ જોયું, કે પવિત્ર ચહેરો છે, કુરતો જબ્બો પહેરી અને માથે અમામો ( મુસલમાનોની એક જાતની પાઘડી ) બાંધી આવેલા છે. તો નક્કી સજ્જનજ હશે; કેમકે કપાળપર નમાજનું ચિન્હ જણાય છે, નીચી દાઢી છે, ને ઊંચી સુરવાળ તથા દેશી જોડા પહેરેલા છે. વળી એમનું ગરદન હલાવી હલાવીને, આંખો બંધ કરી કરીને દયાજનક સ્વરેથી માગવું જોઇને લોકોને ખાતરી થાય છે, કે એમને મદદ આપવીજ જોઇએ. લોકો જાણે છે, કે દિલ્લી મુસલમાની શહેર છે ને ત્યાંના મુસલમાનો બળવા પછી નિર્ધન થઇ ગયા છે, માટે આવા મદ્રસામાં આપવું તે ખુદાની મુઠીમાં આપી સ્વર્ગ ખરીદ કરવા જેવું કૃત્ય છે; તેથી ખુલ્લા દિલથી મદદ આપે છે. એટલી બધી દૂર તપાસ કરવા કોણ જાય છે કે મદ્રસો હસ્તીમાં છે, કે નહિ, અને છે તો તેમાં પાઇનો ખર્ચ પણ છે કે નહિ, તે જણાય. મોલવી સાહેબે તો જે કંઇ ઉઘરાણામાં મળ્યું તે લાવીને પત્નીને આપ્યું, ને કહ્યું કે લે નેકબખ્ત જ્યાં સુધી દુન્યામાં મૂર્ખા છે ત્યાં સુધી કોઇ નિર્ધન રહેવાનું નથી. ખા પી ને મજા કર, પણ જોજે કોઇની નજર લાગે નહિ. કેટલાક લોકોનો કાયદો છે કે જકાતનાં નાણાં અથવા શિઆળાની મોસમમાં ગોદડાં વગેરે જે કંઇ ધર્માદા આપવું હોય છે, તે બધું કોઇ મોલવી સાહેબને આપી આવે છે, ને કહે છે કે જે લાયક જણાય તેને વેહેંચી આપજો. મોલવી સાહેબને વિધવાઓ, અનાથો, ગરીબો, મુસાફરો ને અપંગો વગેરેનો ખ્યાલ તો જરૂર આવ્યો, એની અમે પણ હા પાડીએ છીએ; પણ તેની સાથેજ પોતાનો ને પોતાના કુટુંબનો પણ ખ્યાલ આવ્યો. હવે એને મતભેદ કહો કે સ્વાર્થ કહો. મોલવી સાહેબે એ દાન લેનારાઓમાં સૌથી વધારે પોતાનેજ લાયક ગણ્યા. વિદ્વાનોને શંકાની દૃષ્ટિથી જોવા એ કૃત્ય પણ અયોગ્ય છે.

પરંતુ આજ સુધી સાબિત થતું નહોતું, કે મોલવી સાહેબ એટલા બધા જોટાના ચંદરવા ક્યાંથી બનાવે છે? વળી તેમાં જુદા જુદા રંગના કકડા કેમ સાંધે છે? પણ તેની ખબર હવે અમને થઇ. ગરીબોને શિઆળામાં ધર્માર્થે આપવા માટે ગૃહસ્થોએ આપેલા જોટાના કકડાઓને ભાતભાતના રંગમાં રંગાવીને ચળાખા કરે છે. મોલવી સાહેબની નિંદા માટે તો ગમે તે માણસ ગમે તેવું બોલે, કોઇની જીભ પકડાતી નથી. તેઓ પોતાના સ્વાર્થ માટે એવી એવી બારીકીઓ ખોળી કાઢે છે, કે તેમને એ કામના ઉસ્તાદ કહેવા જોઇએ. વિચાર કરીને એવો માર્ગ શોધી કાઢે છે, કે ચારે ઇમામો-માંથી એકેની પકડમાં આવી શકે નહિ. જેટલા માલપર જકાત આપવાનો હુકમ છે તેટલાથી કેટલાક ગણો માલ પોતાની પાસે હોવા છતાં પોતે સદકો લેવો દુરૂસ્ત ગણે છે. એક દિવસે કોઇ મારા જેવો માણસ બોલી ઊઠયો, કે તમે તો ગૃહસ્થ છો. સદકો શી રીતે તમારાથી લેવાય? ત્યારે મોલવી સાહેબે જવાબ આપ્યો, કે ખુદા તો મને (કુરાનમાં) ફકીર કહે છે (ખુદા ધનવાન છે, ને તમે ફકીર છો), ને તમે મને ગૃહસ્થ કહો છો એ શું? એમાં બીજા પુરૂષનું બહુવચનનું રૂપ છે તે તો જુઓ. તમે ને પેગંબર સાહેબ (સ. અ.) બંનેમાંથી સાચું કોણ તે જણાતું નથી. પેગંબર સાહેબ (સ. અ.) તો પોતાનાં કુટુંબીઓને જકાત લેવી હરામ (અગ્રાહ્ય) કરી ગયા, કે જેથી આજકાલના મોલવીઓની પેઠે એદી, એશઆરામી ને બીજાની આગળ હાથમાંડનાર ન થાય, પણ મોલવીઓ એ નાણાં લે એ શું? વળી મોલવી સાહેબોને એક બીજી પણ મુસ્કેલી નડે છે. પોતે ઊંચી જાતના છે, એ પણ બતાવવાની તેઓને અભિલાષા હોય છે, કેમકે તેથી તેમની પ્રતિષ્ઠા વધે છે. લાચારીથી પોતાને સૈયદ કહેવરાવે છે. હવે સૈયદ બનવું છે, ને જકાત લેવી છે; એ ઘણું મુસ્કેલ કામ છે. છતાં મોલવીઓ એવા ભાગ્ય-શાળી છે, કે "ખુદા દે ને બંદા લે" એમ ચાલે છે. તમે ઘણીક સમસ્યા-ઓના જવાબ આપ્યા હશે, ઘણાક કોયડા છોડયા હશે, પરંતુ સૈયદપણું ને મોલવીપણું બંનેમાંથી એકને પણ કલંક ન લાગે, ને જકાત લેવાય એવો કોઇ રસ્તો શોધી કાઢો તો તમે હુસ્યાર ખરા. તમે તો શું બતાવવાના છો, અમે

પણુ ઘણી મહેનત કરી છતાં કંઇ સમજણુ પડી નહિ, તેથી છેવટે હારીને ઝખમારીને એક મોલવી સાહેબ પાસે ગયા, ત્યારે તેમણે સમજ પાડી, કે એ વાત કંઇ અઘરી નથી. એવા એવા સેંકડો ટુચકા અમારા નખમાં ભર્યા છે. ઘણા રસ્તાઓમાંથી એક રસ્તો તો એ છે, કે જકાતનાં નાણાં કોઇ હકદાર માણસને અપાવીને તેની પાસેથી પોતાને નામે કોઇ રીતે લઇ લેવાં. "તારે માટે દાન ને અમારે માટે નજરાણું." એવોજ એક ટુચકો એક મિત્રને કરતાં અમે પણુ જોયો છે. તે પણુ કોઇ મોલવી પાસેથીજ શીખ્યો હશે; કેમકે બધાની બુદ્ધિ કંઇ એવી તીક્ષ્ણ હોતી નથી. તેઓ ચાંદીના ખાસદાન (પાનબીડીઓ રાખવાનું ધાતુપાત્ર) માં પાનની પટ્ટીઓ મૂકી રાખતા હતા, અને જ્યારે ખાવાનું મન થાય, ત્યારે તેમાંથી કાઢી થોડીક વાર તકિયાપર મૂકી રાખી પછી ખાતા હતા. મેં એમ કરવાનું કારણ પૂછ્યું, તો કેવી નફટાઇથી જવાબ આપ્યો, કે સાહેબ ચાંદીનો ઉપ-યોગ મુસલમાન પુરૂષ માટે હરામ છે! અર્થાત્ આવાં આવાં બહાનાં ઉપર નજર રાખીએ, તો કોઇ પણુ આજ્ઞા આજ્ઞા કે કોઇ પણ મનાઇ મનાઇ રહેજ નાહ.

ખરેખર મોલવી લોકો કમાઇ ખાવા માટે જે જે યુક્તિઓ કરે છે તે પોતાના પેટને માટે કરે છે, ને તેથી તેમના દિલનો દગો જાહેર થાય છે; પણુ એમની મૂર્ખાઇ પર ગુસ્સો એટલા માટે આવે છે, કે મૂર્ખાઓ જે ઝાડપર બેસીને તેનાં ફળ ખાય છે, તેજ ઝાડની જડ ખોદવાના કામમાં પોતે લાગેલા છે તે સમજતા નથી. દરેક મોલવી પોતાની ખ્યાતિને માટે એકાદ નવી વાત એવી કાઢે છે, કે જે સાંભળીને મુસલમાનોના કાન ઉભા થઇ જાય છે, અને તેના પરિણામમાં નવાં નવાં ટોળાં ઉત્પન્ન થઇ એક બીજા સાથે એવી રીતે લડે છે, કે અન્ય ધર્મવાળાઓ સાથે પણુ એવા બેહૂદાપણાથી ને અયોગ્યતાથી લડવું યોગ્ય ગણાય નહિ. મુસલમાની રાજ્યની પડતીની સાથે ઇસ્લામ પણુ પડતીમાં આવ્યોજ હતો, તેવામાં "મરતાને મારે શાહ મદાર" ની પેઠે આ નાદાન દોસ્તો એમને પ્રફુલ્લિત થવા દેતા નથી.

ખાજા આજાદ મોલવીઓની તરફથી ક્યારનો ગુસ્સે થઇને બેઠો હતો. તેણે તેમની ભુંડાઇના ચોપડાજ જાણે વાંચી કાઢયા. તેથી હાદી બેગમ છેવટે હારીને જતી રહી. જો તે જતી ન રહી હોત, તો કલાકો સુધી પાર આવત નહિ. આજાદે ઘણુંએ કહ્યું, કે જરા ઉભાં તો રહો, કંઇક સાંભળતાં જાઓ. પણુ હાદી બેગમે કટાક્ષમાં જતાં જતાં જવાબ વાળ્યો, કે બસ ઘણું સાંભળ્યું, મોલવી લોકો પેગંબર સાહેબ ( સ. અ. ) ના વારસો છે, તેમની આવી ફજેતી મારાથી સંભળાતી નથી. પાંચે આંગળીઓ બરાબર હોતી નથી. કેટલાક મોલવીઓ એવા પણુ હશે, પણુ તમે તો બધાને એકજ લાકડીએ હાંકો છો. પણ હું એટલું તો કહું છું, કે એ લોકો ગમે તો દગાબાજ છે, ગમે તો કપટી છે, પણુ દીન ઇસ્લામની જે કંઇ ચર્ચા છે તે એમનાજ પ્રતાપથી છે. તમારા જેવા મુસલમાનો દુન્યામાં હોય તો મસ્જિદોમાંથી બાંગનો અવાજ પણુ કાનમાં આવવા પામે નહિ.



# પ્રકરણ ૬ ઠું.

## મોલવીઓ અને ધર્મ સંબંધી આજાદીના અભિપ્રાય.

આજાદીએ મોંમાંથી એક શબ્દ પણ કાઢયો નથી, કે જેથી માબાપના આ મતભેદ વિષે એનો શો અભિપ્રાય હતો તે જાણી શકાય; પરંતુ તેની ઉમર જોતાં તે સમજુ હોવી જોઇએ, એમ જણાય છે, કેમકે મોલવીઓમાં પોતાની સગાઇ થયાનું સાંભળીને તે શોકાતુર થઇ ગઇ હતી. આથી એમ જણાય છે, કે તે પોતાના પિતાની પેઠે મોલવીઓની શત્રુ ન હોતી, તેમ માની પેઠે તેમને વખાણનાર પણ ન હોતી. એને શોકાતુર જોઇને લોકોએ વિચાર કર્યો, કે આ છોડી સાધારણ છોડીઓના જેવી તો છેજ નહિ, કે તેને ઘરેણાં અને લુગડાંની ખુશી હોય, ખુદાના હુકમથી સમજુ છે; તેથી લગ્નનાજ વિચારમાં નિરંતર શોકાતુર રહેતી હશે. આજાદીના વિચારોની હવે દિશા બદલાઇ. તેણે વિચાર્યું કે જેવી રીતે વગર પૂછે સગાઇ કરી દીધી છે, તેવીજ રીતે વગર પૂછે એ પરણાવી પણ દેશે. વળી સગાઇ ને લગ્નમાં કંઇ ઝાઝો ફેર પણ નથી. આબરૂદાર લોકો માંમોંથી બોલ્યા એકલે પરણાવી દીધાની બરાબર ગણાય છે. તેથી હવે મારે શું કરવું જોઇએ ? સમય ઘણો નાજુક છે, ને કોઇ સલાહકાર નથી. હવે મારી હાલતમાં ફેરફાર થવાનો છે, તે માટે શું મારે તૈયારી ન કરવી જોઇએ ? અદ્યપર્યંત તો મેં પીએરમાં એવી નિરાંતે જિંદગી ગુજારી છે, કે સવાર ને સાંજ ક્યારે થાય છે, તેની પણ ખબર પડી નથી. મને ખાવાપીવા અને પહેરવાઓઢવાની પણ ફિકર ન હોતી. તૈયાર રસોઇ જમી લેતી અને શીવીને તૈયાર કરી આપેલાં કપડાં પહેરી લેતી એટલુંજ મારે કામ હતું. જેમનામાં હું જન્મી ને ઉછરીને મોટી થઈ તેમણે મારી પૂરી બાલાશ રાખી છે. માએ મને એક ક્ષણ માટે પણ વીલી મૂકી નથી. જરાક પાડોશીને ત્યાં જતી તો બૂમરાણ કરી મૂકતાં હતાં, પિતા દેવડીમાં પગ મૂકતાંજ મને પોકારતા હતા. મારી આંખ દુખે એવું પણ ભાઇઓ

ઇચ્છતા નહિ. પણ કોઇ લાચારીનું કારણ હોવું જોઇએ, કે જેથી એ બધાઓએ મારો વિયોગ સ્વીકાર્યો છે. પરંતુ તેમને પણ આ વિયોગ ઘણો કઠિન થઇ પડ્યો હોય એમ લાગે છે. કેમકે પિતા ચુપ છે, ભાઇઓ ઉદાસ જણાય છે, ને દહાડામાં બએ ત્રણત્રણ વાર મા મારાથી સંતાઇને રડી લેછે. પીએર જેવું સુખ તો કોઇને મળ્યુંએ નથી, ને મળવાનુંએ નથી. મેં પણ સેંકડો વખત જોયું છે, કે પીએરથી છોડીઓ સાસરે જતી વખતે રડે છે. પરંતુ જ્યારે એક વાત બનવાની છે, તો પ્રથમથીજ તે તરફ મારૂં વળણ કરી લઇ તૈયાર થઈ બેસું તો મને ફાયદોજ થશે.

હવે તેણે પરણેલી સ્ત્રીઓની ગુપ્ત રીતે તજવીજ કરવા માંડી. પુસ્તકો. માં જે કંઇ વાંચ્યું હતું, તે ફરી વાંચી ગઇ. તેથી તેને જણાયું, કે પરણ્યા પછી નવું જીવતર શુરૂ થાય છે; બલ્કે હિંદુઓના શબ્દોમાં કહીએ તો જાણે પુનર્જન્મ થાય છે. આગલા સંબંધો ધીમે ધીમે મટી જઇને નવા નવા સંબંધ શુરૂ થાય છે. માબેનની જગાએ સાસુ ને નણંદ ને બાપભાઇને ઠેકાણે સસરો જેઠ ને દીએર થાય છે. વળી એક માણસ એવો છે, કે તે કોઇના બદલામાં નથી. તેની સાથે એક ખાસ સંબંધ થાય છે, અને તેજ બધા સંબંધોનું મૂળ છે. બલ્કે એમ કહો કે આગલા પાછલા બધા સંબંધો તૂટી જઇને એકલા એજ સંબંધને આખી જિંદગી સુધી નભાવવાનો છે. એજ સ્ત્રીનું નસીબ, સુખ ને દુઃખ છે. જો આ સંબંધમાં સ્વાદ છે તો દુન્યામાં એશઆરામ, આબરૂ ને માન છે; પણ જો એમાં કડવાશ છે, તો બદનામી ને ફજેતીની સાથે જીવતર કડવું ઝેર જેવું છે. તેથી પરણ્યા પછી મારે જે મોટું કામ કરવાનું છે, તે એ છે, કે જેની સાથે મારો આવો દૃઢ સંબંધ થવાનો છે, તેને હું મારા કાબૂમાં કરી લઉં. એટલા માટેજ હું ગભરાઉં છું, કે જેને મને સોંપવાની છે, તેને સોંપ્યા પહેલાં મને પૂછી જુએ તો સારૂં. પણ એવું તો થયુંએ નથી ને થવાનું પણ નથી. તો શું હું જ્યાં સુધી તેના સ્વભાવથી વાકિફ થાઉં ત્યાં સુધી બેસી રહું ? જો કોઇ વાત અજાણતાં મારાથી થઇ ગઇ ને તે તેને નાપસંદ પડવાથી બિગાડનું બી રોપાયું તો મારા તો ભોગજ મળ્યા !

એવી રીતે જે વિચારો એણે હારીને પડતા મૂકયા હતા, તેજ પાછા આવવા લાગ્યા, ને તેથી તે અશાંત રહેવા લાગી. તે કહેતી હતી, કે ખેર એકાદ વખત ચહેરોજ જોઇ લેત તો તે ઉપરથી તેમનો સ્વભાવ કેવો છે તેની અટકળ કરી શકત; કેમકે ભલમનસાઇ, સહનશીલતા, સદગુણ ને હસમુખાપણાની પરીક્ષા ચહેરા ઉપરથી થઇ શકે છે. મારા સાસરામાંથી રોજ એક ડોસી ક્ષેમકુશળતા પૂછવા આવે છે, ને કલાકો સુધી બેસીને ત્યાંની વાતો કરે છે. મને તેની આગળ નીકળવાનો હુકમ નથી, પણ જો હું એ વાતો સાંભળી શકત તો એટલા પરથીજ ઘણું ખરૂં જાણી શકત. ખેર એટલું સારૂં છે કે મોલવીઓનું કુટુંબ છે.

જો કે પિતા મોલવીઓની બહુ ઠેકડીજેતી કરે છે, પણ તેમની તે ઇતરાજી બીજા પ્રકારની છે. વળી બધા મોલવીઓ પણ સરખા હોતા નથી, ને બધા અભણ પણ સમાન હોતા નથી. બેશક કેટલાક મોલવીઓ લોકોને દેખાડવામાટે રોજાનમાજ કરે છે, ને પોતે ફજેત હોવા છતાં આવો ખોટો દંભ રાખે છે, છતાં એમનો જાહેર દેખાવ તો સારો છે, એ નિઃસંશય છે. સો વખત દેખાડવા માટે માણસ ભક્તિ કરશે, તો એક વખત ખરા દિલથી પણ કરશેજ. માટે જેમનું જાહેર ને ગુપ્ત બંને ખરાબ છે, તેમના કરતાં તો મોલવીઓ સારાજ છે. વળી જાહેરની ભલમનસાઇ નભાવવા માટે પણ માણસને ઘણી તજવીજો રાખવી પડે છે, ને ઘણી બુરાઇઓથી બચવું પડે છે. તેથી મારા પિતાની એ ઇતરાજી તો મારી સમજમાં આવતી નથી.

હજાર વાતની એક વાત તો એ છે, કે જ્યારે મારા નસીબમાં મોલવી નિર્માણ થએલો છે, ને મારૂં મોલવીના ઘરમાં જવું સરજેલું છે, તો હું હમણાથી એમના દૂષણો ઉપર નજર રાખીને એમની તરફથી વિમુખ થઇ જાઉં, તો એનો અર્થ તો એવો થયો કે લડાઇની છેડછાડ ને ભૂંડાશનો આરંભ મારી તરફથી થયાં. જ્યારે આમ છે તો હું બીજાને શી રીતે કાબૂમાં લાવી શકીશ? વળી તાબે કરવાની ઉત્તમ રીત તો એ છે કે હું પોતે તાબે થઇ જાઉં, ને તેમ કરવાનો ઉત્તમ ઉપાય એ છે, કે એમની સારી વાતો વજ્રલેપની પેઠે મારા દિલમાં અસર કરી જાય.

મોલવીઓમાં ગમે તેવાં દૂષણ હોય, પણ એ લોકો સંસારવ્યવહારમાં તો ખોટા હોતા નથી. એ વિના મારે બીજું જોઇએ પણ શું? જ્યારે હું મારા મોસાળમાં જાઉં છું, તો મારા વડવાની પાસે દંપતીનીજ તકરારો ફેસલા માટે આવે છે. પણ એ વઢવાઢોમાં મોલવી ખાન્દાનની કોઇ પણ તકરાર હોતી નથી.

મોલવી મુહંમદ ઉમરની વાત કોઇને મોઢે સાંભળી હતી, કે તેમણે પોતાની સ્ત્રીને ફારગતી આપી હતી. પણ એથી તો ઉલટું એમ સાબિત થાય છે, કે મોલવી સાહેબ જબરા ધર્મચુસ્ત હતા. ઘણા દિવસની વાત હોવાથી ભૂલી ગઈ હતી, તે હ યાદ આવી. મોલવી સાહેબ ઘણા પરહેજ-ગાર હતા. રાતદિવસ ભક્તિ વિના બીજો ધંધો ન હોતો. તેમને તેમની સ્ત્રી સાથે ઘણી પ્રીતિ હતી (અને એજ એમની ધર્મનિષ્ટાની સાબિતી છે). એ સ્ત્રીના પેટથી ત્રણચાર સંતાન પણ હતાં. એક દિવસ મોલવી સાહેબ રોજની ટેવ પ્રમાણે ખાઇ રહીને સૂતાં સૂતાં પુસ્તક વાંચતા હતા. એવામાં સાસરી-આમાંથી એક સ્ત્રી પોતાના ધણીની હકીકત કહેવા આવી. તે બોલી, કે આજ પાંચ દિવસથી મારા સ્વામીને એવો તાવ ચડયો છે, કે શરીરપર હાથ મૂકાતો નથી. આ પાણીનો લોટો લાવી છું તે મંત્રી આપો, ને કંઇ દવા બતાવો. મોલવી સાહેબે પાણી મંત્રી આપ્યું ને તિબ્બે નબવી (પેગંબર સાહેબે (સ. અ). પોતે અનુભવ કરી જોએલી દવાનું પુસ્તક)માંથી દવા બતાવી. દવાનું નામ સાંભળીને મોલવી સાહેબની પત્નીએ કહ્યું, જો જો બેન એ દવા આપશો નહિ. એ તો ગરમ લાહે જેવી છે. એથી તો માથે ગરમી ચડી જઇ ત્રિદોષ થઈ જશે. મોલવી સાહેબે કહ્યું કે દવા તો મેં તિબ્બે નબવીમાંથી બતાવી છે, તેથી ખુદા કરશે તો પેગંબર સાહેબ (સ. અ.)ની બરકતથી ફાયદો થશે. સ્ત્રીના ભોગ મળવાના હતા, તેથી કહેવા લાગી, કે આવી સખ્ત ગરમીમાં એવો જબરો તાવ છે, ને તમે મધમાં કલુંજી જીરૂં મેળવીને ચટાડવાનું કહો છો એ શું? ના સાહેબ મારી તો સલાહ નથી. મોલવી સાહેબે કહ્યું, કે જ્યારે હું તિબ્બે નબવીનો હવાલો આપું છું, તો તેની સામે રદ્દીઆ આપવા એ ઇસ્લામની પ્રતિષ્ઠા પર

હુમલો કરવા જેવું છે. તો પણ સ્ત્રીએ પોતાની હઠ છોડી નહિ. તેથી મોલવી સાહેબે ધર્મના જુસ્સામાં આવીને તરત તલાક આપી દીધી, અને બંને પતિપત્ની એક બીજાના શોકમાં એક વર્ષમાંજ મરણ પામ્યાં.

આ તો એક ખાસ કારણ હતું. એમાં મોલવી સાહેબનો કંઇ વાંક ન હોતો. દુન્યાદાર લોકો મોલવીઓને ચીડવવા માટે તેમને "સ્ત્રીના યજમાન" કહે છે; તેમજ કોઇ તેમની સ્ત્રીઓને પૂછે, કે શું દુઃખ છે? હું તો એમ જાણું છું, કે મોલવીની સ્ત્રીઓ બાદશાહની બેગમ થવાનું પણ પસંદ નહિ કરે. અમીરોમાં આ બહારનો ભપકો, નોકરચાકર લુગડાંલત્તાં જોઇએ છીએ તેજ. મનની વાતોનો જાણનાર તો ખુદા છે. મિયાં એક તરફ રીસાઇને બેઠા છે, ને બીબી દાથરો ચડાવીને જુદાં બેઠાં છે. અઠવાડીઆ સુધી સાહેબસલામત અને મહીનાઓ સુધી વાતચીત પણ થતી નથી. ભલા એ પણ કંઇ જિંદગી છે? એથી તો ભુખે મરવું પણ સંપથી રહેવું, ને દુઃખે દહાડા કાઢવા પણ ઐક્યથી જિંદગી ગુજારવી એ ઉત્તમ છે.

હવે મોલવીઓનો ધંધો કેવો છે તે વિષે વિચાર કરીએ. એ ધંધાને જો કે પિતા તો હલકોજ ગણે છે; અને તે પણ એટલા માટે નહિ, કે મોલવીઓ પોતે કનિષ્ટ છે, નાતજાતમાં કોઇથી ઉતરતા છે, અથવા વિદ્યા માન આપવા લાયક વસ્તુ નથી; પણ એટલાજ માટે હલકો ગણે છે કે કેટલાક મોલવીઓ દાંભિક ને લોભી છે. પણ એ કંઈ ધંધાની બુરાઇ કહેવાય નહિ, એ તો ખાસ અમુક વ્યક્તિની બુરાઇ કહેવાય. એમ તો ઘણાક નોકરો લાંચ લે છે, લોકોના હક ડુબાવે છે, તેથી શું નોકરી હલકી ગણાશે? કદી નહિ. દંભ અને લોભ એવા મોલવીઓમાંજ હોય છે, જેમને કંઇ આવડતું નથી, ને મોલવી બની ગયા છે. એમને પોતાની અજ્ઞાનતા છુપાવવા માટે અયોગ્ય કામ કરવાં પડે છે. પરંતુ જે ખરેખરા મોલવી છે (જેવા કે મારા મામા ને વડવા) તેમના ઉપર તો મારા પિતા પણ આરોપ મૂકી શકતા નથી. કેમકે જો એવો જોગ પ્રાપ્ત થાત તો એ ભૂલે એવા માણસ નથી. જો કે અંગ્રેજી ભણી ભણીને લોકોની આસ્થા મોલવીઓપરથી

ઊઠતી જાય છે, પરંતુ જે સાચા મોલવીઓ છે, તેમની આબરૂ ખુદાના હુકમથી હજુ જેવી ને તેવીજ છે, અને હમેશા કાયમ રહેશે. લોકો મોલવીઓની અદબ કરતા નથી, પણ સત્ય પુછો તો ધર્મની, ખુદાની ને ખુદાના રસૂલની અદબ કરે છે. હું વિચાર કરૂં છું કે મોલવી ગમે તેવો હોય, તે ગમે તો પોતાની સ્થિતિ પોતે જાણે છે તેથી પોતાની અદબ પોતે ન કરે, પણ ખુદા તેનું પેટ આબરૂથીજ ભરે છે. એટલીજ આવક અને એવીજ પદવીવાળા બીજા લોકોને જુઓ, કે કેટલી મુસીબતથી પોતાનું પેટ ભરે છે. ખુદાએ વિદ્યાને માન આપ્યું છે. પછી તે ગમે તેની પાસે ને ગમે તે રૂપમાં હોય; તોપણ તેને તેનું માન મળશેજ. પિતા મોલવીઓ ઉપર ઇતરાજી કરે છે તો ભલે કરે. બીજાની વાત તો હું શું જાણું પણ મેં તો જેટલી સ્ત્રીઓ જોઇ, કે તેમની હકીકત સાંભળી, તે પરથી કહી શકું છું, કે એમનો મોલવીઓની સ્ત્રીઓ સાથે મુકાબલો થઇ શકતો નથી. મોલવીની સ્ત્રીઓ માણસ છે તો બીજી ઢોર છે, એ ફિરિસ્તા છે તો તે શયતાન છે.

ખાજા મીરન સાહેબની દીકરીના લગ્નમાં બધી જાતની સ્ત્રીઓ આવી હતી. તે પોતે અમીર હોવાથી મોટા મોટા અમીર ઘરની સ્ત્રીઓ તેમને ત્યાં નોતરવામાં આવી હતી. વળી તેમની સ્ત્રી પણ મોલવીઅણુ હતી. ત્યાં મેં એ બંને ( અમીર ને મોલવી) ની ખૂબ સેલ કરી. બંને એક શહેરની રહેનાર છતાં રૂપરંગ, લુગડાંલત્તાં, વાતચીત, ઊઠવુંબેસવું બોલવુંચાલવું કોઇ વાતમાં પણ સમાનતા ન હોતી.

અમીરજાદીઓને જોઇ તો તેમણે ભમર સુધી પટ્ટીઓ જમાવેલી, ને જુલ્ફાં છોડેલાં, ચોટલો ગુંથેલો, આંખોમાં સારી પેઠે સુરમો આંજેલો, દાંતોપર મીસી, ને તે પર પાનનો રંગ, ને મોંમાં પાનનું મોટું બીડું મૂકીને અદભુત ચહેરો બનાવેલો હતો. વળી માથાપર મોતી, ને હાથ પગપર મેંદી મૂકેલી તથા પોતાનાં તથા માગીને આણેલાં વજનદાર ને બેડોળ ઘરેણાં લાદેલાં હતાં. દોશીવાણીઆની આખી દુકાનના કાપડનો પાયજામો છતાં માથાથી કેડ સુધી જાણે નગ્ન દેખાતી હતી. ચાલતાં ફરતાં શેખી, ઊઠતાં બેસતાં અહંકાર, એકની

નિંદા તો બીજાની બદી, આ બાજૂએ બુમરાણ તો પેલી તરફ મસ્ખરી કરવામાં ગુંથાયલી હતી. લોંડીઓને અપશબ્દ, દાસીઓને ઠપકો, એકને ખાસડું બીજીને લાત, પ્રથમ સોગંદ પછી વાત, ટોલટપ્પામાં હુસ્યાર ને લાજ શરમનું તો જાણે નામ પણ જાણુતી ન હોતી. હું સત્ય કહું છું, કે બેહૂદાપણાની વાતો તેઓ કરતી હતી, ને મને લાજ આવતી હતી. હું તો આશ્ચર્યમાં હતી કે સ્ત્રીજાતિ છતાં આવી બેશરમી શી ? એમાંથી અર્ધી સ્ત્રીઓ તો જ્યારે જુઓ ત્યારે દેવડીપર ઉભેલીજ હોય. મારા જેટલી ઉમરની બલ્કે મારાથી મોટી જુવાન છોડીઓ સહેજસાજ બારણાં બંધ કરીને સોદા ખરીદી તેના પૈસા ચુકાવતી હતી. વળી જેઓ ઘરમાં હતી તેઓ શેરી તો શું, પણ બજારથીએ વધારે કકળાટ કરતી હતી. કોણ જાણે એમનું ગળુંજ ફાટેલું હતું કે બૂમ પાડીને બોલવું એને ગૃહસ્થાઇની નિશાની સમજતી હતી તે સમજાતું નથી. જમતી વખતે જે કુવડતા એમણે દેખાડી છે તે અવર્ણનીય છે. કોરૂં લૂગડું પાથરેલું હોય તે એકજ વખતમાં કીચડ જેવું થઇ જતું હતું. જેટલું છાંડતી ને ચોરતી હતી તેટલું ખાતી ન હોતી. દહાડામાં બબેવાર ચાદરો બદલવામાં આવતી હતી છતાં જ્યારે જુઓ ત્યારે પાનના થુંકની પીચકારીઓથી રંગાયલી જાજમ જેવી દેખાતી હતી. ઘરવાળી બીબીને ધન્ય છે, કે આટલું બધું જોતાં કંઇ કહેતી ન હોતી. મતલબ કે અમીરજાદીઓમાં માણસાઇનો કોઇ ગુણ જણાતો ન હોતો. તેમનું પ્રત્યેક કામ નાલાયકી ને બેહૂદાપણાનું હતું. હું એ અમીરજાદીઓને જોઇને વિચાર કરતી હતી, કે જેમના જનાનખાનામાં એવી ગંદકી છે તે પોતે ( તેમના પુરૂષો ) કેવા નઠારા હશે ! ખુદા એમના છાંયડાથી બચાવે, ને કોઇ ભલા માણસને એમની પાડોશમાં પણ ન વસાવે.

એમની સામેજ મોલવીઅણો હતી. ફક્ત બંનેની વચ્ચે બગીચો હતો. એ બૈરાં પણ એટલાં બધાં હતાં કે તલપર જગા ખાલી ન હોતી; પરંતુ કોઇનો સાદ પણ સંભળાતો ન હોતો. બહારના પરદા છોડી દો તો કોઇને એટલી પણ ખબર ન થાય, કે અંદર કોઇ બેઠું છે. છોડીઓ પણ એવી સુધરેલી ને સુશિક્ષિત હતી, કે જેને જુઓ તે માના ઘુંટણની પાસે ચુપ-

ચાપ બેઠેલી હોય. એ સોદો માગતી ન હોતી અથવા ખાવા માટે બૂમો પાડતી ન હોતી. ખરૂં પૂછો તો ઘરવાળી બાઇ મોલવીના કુટુંબની હોવાથી મોલવીઅણોને માટે તો આ, દીકરીનું ઘર હતું; તેથી મોલવીઅણો સારીપેઠે લુગડાંલત્તાં પહેરી બનીઠનીને ગઇ હતી, ને તેથી સૌની હાલત સારી દેખાતી હતી. કીમતી લુગડાં ને ભારે ઘરેણાં તથા વય પ્રમાણે બીજી ટાપ-ટીપ કોણ પસંદ કરતું નથી ? પરંતુ એમની દરેક વાતમાં ગંભીરતા હતી. માથાના વાળમાંથી ચારે તરફ ખુશબો ફેલાતી હતી પણ ચોટલો સીધો હતો, પટ્ટીઓ, જુલ્ફાં કે અંબોડો વાળેલો નહોતો. ખુશબોથી એમ જણાતું હતું, કે લુગડાં જાણે અત્તરમાં બોળેલાં છે, છતાં કાનમાં પુમડું ન હોતું. લુગડાં પણ કીમતી હતાં, પણ પરદાવાળાં ને શરે પ્રમાણે હતાં. લુગડાં પહેરવાની એવી સુઘડતાઇ હતી, કે ઘણી વાર સુધી હું એક સ્ત્રીની તરફ જોઇ રહી કે એમના કાનમાં વાળીઓ કેવી છે તે જોઉં, પણ હું જોઇ શકી નહિ. એ ચાર સ્ત્રીઓ તો જ્યારથી ડોળીમાંથી ઉતરી ત્યારથી જાનમાજપરજ બેસી રહી હતી. મોલવીઅણોમાં પણ કંઇક અવ્યવસ્થા તો થતી હતી, એમાં પણ કેટલીક દોડાદોડ કરતી હતી, પણ એવી અવ્યવસ્થા ને દોડાદોડ સવાર ને સાંજની નમાજ વખતેજ જણાતી હતી. કેમકે નમાજનો વખત જતો રહેશે એવી બીકના કારણથી વજૂ કરવા માટે બધી પડાપડી કરતાં હતાં. ઘરવાળી બીબી પીએરના કારણથી મોલવીઅણોની બહુ આગતાસ્વાગતા કરતી હતી. નાસ્તા ને ખાવા માટે સૌથી પહેલાં એમનેજ પૂછતી હતી; પરંતુ મોલવીઅણો ઉત્તર આપતી હતી, કે અમારી શી ઉતાવળ છે, બીજાંઓને પ્રથમ જમાડી લો. તમે અમને કંઇ કામ સોંપતાં નથી, તેથ[illegible] અમને ઘણી શરમ આવે છે. સગાંવહાલાં એવેજ વખતે કામ આવે છે. કોઇ મહેમાનના હાથ ધોવરાવે, કોઇ પાથરણાં પાથરે, કોઇ પાણી લઇને ઊભું રહે ને કોઇ ખાવાનું પીરસે; પણ તમે તો અમને એદી બનાવીને બેસાડી મૂક્યાં છે. નકામા બેસી રહેવાથી જીવ ગભરાય છે.

મેં મોલવીઅણોની વાતો કાન દઇને સાંભળી, તો જણાયું, કે તેઓ ખુદારસૂલનીજ વાતો કરે છે. એક કહેવા લાગી, કે બેન કોઇ બહાર

દેશાવરથી સુવક્તા મોલવી આવ્યા છે. તેમની ભાષા તો પૂર્વના જેવી જણાય છે; પણ એવી સારી વાઅજ કહે છે, કે ગમે તો પત્થર જેવો માણસ હોય તોપણ મીણ જેવો થઇ જાય ! જંનત (સ્વર્ગ)ને દોજખ (નરક)નું વર્ણન કર્યું, તે સાંભળીને પુરૂષો રડી રડીને થાકી ગયા. બીજીએ ઉત્તર આપ્યો ખરી વાત છે, ખુદાએ પોતાના વચનમાં એવીજ અસર ને બરકત મૂકેલી છે. શું તમારે ઘેર તેમને બોલાવીને વાઅજ કહેવરાવી હતી. પહેલી સ્ત્રી—નહિ. મોલવી સાહેબ અમારી મસ્જિદમાંજ આવીને ઉતર્યા છે. એમની ટેવ છે, કે સવારની નમાજ પઢયા પછી શિષ્યોને કુરાનનું ભાષાંતર શીખવે છે, એજ એમની વાઅજ છે. એક દિવસ આવીને સાંભળો તો ખરાં, અમારૂં ઘર તો મસ્જિદની લગોલગ છે. મસ્જિદની જરા જરા વાત ઘરમાં બેસીને સાંભળી શકાય છે. બીજીએ ઉત્તર આપ્યો, હું તો જરૂર આવત, પણ કચેરીમાં જવાની ઉતાવળને લીધે સવારથી ખાવાની ધંમાલ થઇ રહે છે. પહેલી—કેમ ખેરીયત તો છે ? બીજી—પેલો આમીનનો કજીઓ હજુ ક્યાં પત્યો છે ? પહેલીએ પ્રશ્ન કર્યો, હા કંઇ સાંભળ્યું તો હતું, પણ શું તમારા પતિ પણ આ મુકદ્દમામાં પક્ષકાર છે ? બીજીએ કહ્યું. લો, તમે જાણતાં નથી. મૂળ તકરાર તો એમનાથીજ થઇ છે. તેમણેજ પોકારીને આમીન કહેવાનું શુરૂ કર્યું હતું, તેથી લોકોએ એમની પાછળ નમાજ પઢવાનું બંધ કર્યું, ને પછી એમને મસ્જિદમાં આવવાની મના કરી, તેથી પુરૂષોમાં લડાઇ ને મારામારી થઇ. બે મહીના સુધી ફોજદારીમાં કેસ ચાલ્યો, કેટલાકના દંડ થયા ને કેટલાકના જામિનો લેવાયા. હવે દીવાની કોર્ટમાં મસ્જિદના વાલીપણાની તકરાર ચાલે છે. જોઇએ છીએ શું પરિણામ આવે છે. પહેલીએ પ્રશ્ન કર્યો કે કેમ બેન કોનો વાંક હતો તેની તમે પણ કંઇ તજવીજ કરી ? મોલવીઓની વાતો મોલવીઓજ જાણે આપણને તો સમજ પડતી નથી. આપણે તો આંધળાં છીએ. જે તરફ કોઇ જવાનું કહે તે તરફ આંખ મીચીને ચાલ્યાં જઇએ છીએ. તમે ખોટું ન લગાડશો, હું એક વાત કહું છું. સેકડો વર્ષથી એક રીતે નમાજ પઢવામાં આવે છે, વળી મોલવીઓ વિના કોઇ સમય ખાલી રહ્યો નથી; છતાં હવે આ નવી નવી વાતો સાંભળવામાં આવે છે. એ શું

બીજીએ જવાબ આપ્યો, બંનેની દલીલોને સમજી શકું એટલું તો હું પઢેલી નથી. પરંતુ જ્યારે પોકારીને આમીન કહેવા ઉપર તકરાર થઇ, તે વખતે હું મારા પતિ સાથે ઘણું લડી હતી. ત્યારે તેમણે મને જવાબ આપ્યો, કે નમાજ એવી વસ્તુ નથી કે જ્યારે ને જે રીતે ચાહીએ ત્યારે ને તે રીતે પઢી શકાય. નમાજ ખુદાની છે, [illegible]ણે જિબ્રઇલ ફિરિસ્તાની મારફત પેગંબર સાહેબ ( સ. અ. ને શીખવી છે. હદીસમાં છે કે પ્રથમ જિબ્રઇલે ( અ. સ. ) નમાજ પઢાવી, ને પેગંબર સાહેબે ( સ. અ. ) તેમની પાછળ ઉભા રહીને પઢી. પછી પેગંબર સાહેબે ( સ. અ. ) નમાજ પઢાવી ને જિબ્રઇલે ( અ. સ. ) પાછળ ઉભા રહીને પઢી, તેથી અમારે એ જોવું જોઇએ કે પેગંબર સાહેબે ( સ. અ. ) જિબ્રઇલ ( અ. સ. ) પાસેથી શીખીને જે નમાજ પઢી ને પઢાવી તે કેવી હતી ? એ વાત હદીસોની કિતાબોથી જાણવામાં આવે છે, કે જેમાં પેગંબર સાહેબનાં વચનો ને કૃત્યોનો સમાવેશ કરેલો છે.

નમાજની કેટલીક બાબતોમાં મતભેદ છે. (૧) અમે પોકારીને આમીન કહીએ છીએ, ને હનફી લોકો ધીમેથી કહે છે. (૨) અમે રૂકુઅની પહેલાં ને પછી તકબીરે ઊલાની પેઠે હાથ ઊઠાવીએ છીએ, હનફીઓ ઊઠાવતા નથી. (૩) અમે ઇમામની પાછળ દરેક રકાતમાં સૂરએફાતિહા પઢીએ છીએ, અને હનફીઓ પઢતા નથી, ચુપચાપ ઉભા રહે છે. ( ૪ ) અમે બીજી ને ચોથી રકાતમાં ઉભા થતાં પહેલાં જરાક બેસી જઇએ છીએ, અને હનફી લોકો સિજદાથી ઊઠીને તરત સીધા ઉભા થઇ જાય છે. ( ૫ ) અમે ઇમામની પાછળ પગેપગ અડકાડીને ઉભા રહીએ છીએ, અને હનફી લોકો એકએકથી અલગ ઉભા રહે છે.

પોકારીને આમીન કહેવા વિષે તો હનફીઓ પાસે પણ કેટલીક દલીલો છે. ( જો કે તે વિશ્વસનીય નથી ) પરંતુ બીજી ને પાંચમી બાબતની વિરૂદ્ધ તો કોઇ પુસ્તકમાં પુરાવો નથી. એ તો એમની તદ્દન હઠ છે. એ સાંભળીને મેં કહ્યું, કે લોકોને ખોટું લાગે છે, તો જે રીતે બીજા નમાજ પઢે છે, તેમ તમે પણ પઢો તો શું ? આજ સુધી એવી રીતે પઢતાજ હતા કે નહિ ?

એનો જવાબ એમણે એવો બંધબેસ્તો આપ્યો, કે હું સાંભળીને ચુપ થઇ ગઇ, ને સમજી, કે હનફીઓનોજ વાંક છે. તેમણે મને સમજાવ્યું, કે હું આજ સુધી હનફીઓની પેઠેજ નમાજ પઢતો હતો, પણ એ મારી ગફલત હતી. હું પણ સામાન્ય મુસલમાનોની પેઠે એમ સમજતો હતો, કે ઇમામ અબૂહનીફા, ઇમામ શાફઇ, ઇમામ અહમદ બિન હંબલ ને ઇમામ માલિક સાહેબ ( રિ. અ. અ. ) એ ચારજ દીનની ઇમારતના ચાર સ્તંભ ને દીનના શરીરનાં ચાર તત્ત્વો છે; અને એ ચારની વચ્ચેજ બધું સત્ય પરિમિત થએલું છે. મને તજવીજ કરવાની કંઈ જરૂર નથી. હું હનફીના ઘરમાં જન્મ્યો છું તેથી ઇમામ અબૂહનીફાને અનુસરવું જોઇએ. તેથી મેં હનફીઓનીજ ફિકાની કિતાબો પઢી, ને જે કંઈ ઇમામ અબૂહનીફા સાહેબે કહ્યું હતું, તેને આકાશવાણી સમજતો રહ્યો. તે પછી મેં હદીસો પઢવા માંડી. જેમ જેમ હદીસો પઢતો ગયો તેમ તેમ મારી આંખો ઉઘડવા લાગી. ત્યારે મેં વિચાર્યું, કે ખુદાએ પોતાના પેગંબર ( સ. અ. ) સાહેબ ઉપર કુરાન ઉતારીને ફરમાવ્યું, કે "આજે મેં તમારૂં દીન સંપૂર્ણ કરી દીધું." વહ્ય ઉતરી તે પછી પેગંબર સાહેબ ( સ. અ. ) વીશ વર્ષ સુધી જીવતા રહ્યા, અને બધો વખત દીનની કેળવણીમાં તેમણે ગાળ્યો. જે કંઇ ખુદાએ ફરમાવ્યું, તે બધું કંઇ પણ ન્યૂનાધિકતા વિના કુરાનમાં મોજૂદ છે, ને જે કંઇ પેગંબર સાહેબે ( સ. અ. ) પોતે ફરમાવ્યું, તે હદીસોમાં સંગ્રહ કરેલું છે. તેથી મુસલમાનોને પોતાના ધર્મની સંપૂર્ણતા માટે પ્રથમ કુરાન ને પછી હદીસનાં પુસ્તકો જોવાં જોઇએ. હું નથી જાણતો, કે એ ચારે ઇમામ ( રિ. અ. અ. ) સાહેબો વચમાં ક્યાંથી આવ્યા ?

પેગંબર સાહેબ ( સ. અ. ) ની સાથે સંબંધ ન રાખવાનું જો કંઇ કારણ હતું, તો સહાબીઓ ( પાસે બેસનાર–મિત્રો ) ની સાથે પોતાનો સંબંધ બતાવત; ને હનફી, શાફઈ, માલિકી ને હંબલીને બદલે કોઇ પોતાને સિદ્દીકી, કોઈ ફારૂકી, કોઇ ઉસ્માની, કોઇ અલવી, કોઈ અનસી ને કોઈ હુરૈરી વગેરે બતાવત તો વાજબી હતું. કેમકે પેગંબર સાહેબે પોતાના અસહાબો વિષે ફરમાવ્યું છે, કે "મારા અસહાબો તારાના જેવા છે માટે

તમે ગમે તેની પાછળ જશો, તોપણ માર્ગ ભૂલવાના નથી. પેગંબર સાહેબ ( સ. અ. ) ને છોડયા, અસહાબો ( રિ. અ. અ. ) ને તાબિઇનથી વિમુખ થયા, અને એકદમ તબઅતાબિઇનપર આવી પોંહોચ્યા એ શું ? એ તો દાદરનાં બે પગથીઆં છોડી દઇને ધબ દઇને ત્રીજા પગથીઆ પર કોઈ આવીને પડે એવું એમનું કૃત્ય છે. હું તો એમનું આ કૃત્ય સહાબીઓ ( રિ. અ. અ. ) ના દરજાને ઉતારી પાડવા જેવું માનું છું. એવી રીતે જે લોકો દીનના બીજા બુજુર્ગો જેમકે પીરાનપીર (ક. સિ.) સુલ્તાનજી (ક. સિ.) ને કુત્બ સાહેબ ( ક. સિ. ) વગેરેનાં ઉર્સો કરે છે, તેમને માટે પણ હું કહું છું. કેમકે પેગંબર સાહેબ ( સ. અ. ) પછી અસહાબો (રિ. અ. અ.) નો દરજ્જો છે, તે પછી તાબિઇન ને તે પછી તબઅતાબિઇનનો નંબર છે; તે પછી બીજાઓનો ને તે પછી બીજાઓનો દરજે ઇત્યાદિ. આ દીનના બુજુર્ગો તો તેમની આગળ ઉંમતી (અનુયાયીઓ) છે. બેશક તેઓ અમારા કરતાં ઉચ્ચ, ઉચ્ચતર બલ્કે ઉચ્ચતમ છે, અને અમે તેમના ચરણરજની બરાબરી પણ કરી શકતા નથી. પણ જે માણસ ચડતી ઉતરતી પાયરીનો ખ્યાલ ન રાખે તેને અમે ધર્મભ્રષ્ટ ગણીએ છીએ. એઓ ગમે તેવા છે, પણ અસહાબો ( રિ. અ. ) ની બરાબરી કરી શકતા નથી. કેમકે તેમણે દુઃખની વખતે પેગંબર સાહેબ ( સ. અ. ) ને મદદ આપી, ધર્મના કારણથી વતન છોડયું, સગાંવહાલાં છોડયાં, માલમતા છોડી ને પેગંબર સાહેબ ( સ. અ. ) પર જીવ કુરબાન કર્યો. મારૂં સમજવું તો એ પ્રમાણે છે એમાં કોઇ રીતે હું ભૂલતો હોઉં, તો મને વાદવિવાદ કરીને સાબિત કરી બતાવે. મેં વિચાર પૂર્વક જે રીત સ્વીકારી છે, તે પ્રમાણે હું ખુદાની નમાજ પઢું છું. મને મસ્જિદમાંથી કાઢી મૂકવા તૈયાર થયા છે, તો શું થયું ? પણ જો હિંદુસ્તાન બલ્કે દુન્યામાંથી પણ કાઢી મૂકે, તોપણ એક તસુપૂર પણ હું તેમાં ફેરફાર કરવાનો નથી. આજે હનફીઓના કહેવાથી આમીન છોડી દઉં, કાલે હિંદુઓના કહેવાથી નમાજ ને પરમ દહાડે ખ્રિસ્તિઓના કહેવાથી ખુદાનું ઐક્ય, તો એ ધર્મ ધર્મ નહિ પણ છોકરાઓની રમત કહેવાય !

એવી વાતો યાદ કરી કરીને આજાદીનું વળણ મોલવીઓની તરફ

થતું જતું હતું. પરંતુ તે જુવાન છોડી હતી, તેને દુન્યાના મોજશોખની અભિલાષા હોયજ. તેથી તેણે એક દિવસ વિચાર કરી નક્કી કર્યું, કે મોલવીઓનો સંસાર ઉદાસ અને બેરોનક છે, એમાં તો સંદેહ નથી. એમનામાં ધનવાન ઘણાજ ઓછા છે. વળી જેઓ ધનવાન છે તેમનું જીવતર ગરીબોની પેઠે બલ્કે તેમનાથી પણ નઠારી રીતે ગુજરે છે. ગરીબોની પાસે તો ધન છેજ નહિ, તેથી લાચારીથી સુખવૈભવ ભોગવી શકતા નથી, પણ મોલવી તો ધનવાન હશે, તો પણ તેના ચહેરા-પર ઉદાસી ને ગરીબી દેખાઇ આવે છે. કોણ જાણે નમનતાઇ દેખાડવા માટે એમ કરે છે, અથવા મારા પિતા કહે છે, તેમ તેમને ગરીબ જાણીને કોઇ કંઇ આપે માટે કંગાલ મનાવવા આમ કરે છે, તે સમજાતું નથી. બેશક પહેલાં માણસ જિતેન્દ્રિય થઇ જાય, શરીરને ધૂળધાણી કરી દે, જુવાનીમાં વૃદ્ધ ને ગૃહસ્થ છતાં કંગાળ બને ત્યારે મોલવી બનવાનું નામ લે. મને પસ્તાવો એ થાય છે, કે મારા દહાડા તો ખાવાપીવાના છે, મને કયાં લઇ જઇને એમણે ગરદન મારી. એમને એટલી સૂઝ પણ ન પડી, કે એને પણ જીવ ને જીવમાં ઉમંગ છે, એ પણ માણસ છે. આટલી નાની ઉમરમાં એના મનમાં પણ કેવા કેવા લહાવા લેવાની જિજ્ઞાસા હશે! આવા દિવસ એક વખત એમના પણ હશેજ! તેનેજ યાદ કરીને સમજ્યાં હોત! અને હજુ શું ગયું છે?

હું મારાં માનીજ વાત કરૂં. શું તેઓ દર શુક્રવારે માથું ધોતાં નથી? પંદરમે દિવસે મેંદી મૂકતાં નથી? મહીને મહીને નવી બંગડીઓ પહેરતાં નથી? રંગીન દુપટ્ટા ઓઢતાં નથી? આજે કોઇ મોલવીને ઘેર પરણ્યાં હોત તો અમે પણ જોઇ લેત, કે બીબી કેવાં બનીઠનીને ફરે છે!

આ વિચાર આવતાંજ આજાદીના મનમાં માની તરફથી શંકા ઉત્પન્ન થઇ; અને પોતાનું સગપણ મોલવીને ત્યાં શામાટે કર્યું છે, તે માટે વહે-માવા લાગી. પરંતુ માણસનું મન સ્થિતિસ્થાપક છે, તે સદા એક સરખી સ્થિતિમાં રહેતું નથી; તેથી વળી એ વિચાર જતા રહ્યા.

એને કોઇનું મરણ યાદ આવવાથી જગતની અનિત્યતાનો વિચાર પેદા

થયો. તે સમજવા લાગી, કે દુન્યા કંઇ એવી મોટી વિસાત નથી. લાખો કરોડો માણસ જન્મીને અમુક વખત સુધી જીવી મરણાધીન થાય છે. દુન્યાની ને ખેતીની હાલત સમાન છે.

ખેડુતે જમીન ખેડી બી વાવીને ખુદાના ભરોસાપર મૂકી દીધી. હવે ખુદાએ વરસાદ વરસાવ્યો, તેથી એવો ફેરફાર થયો, કે હમણા થોડાજ દિવસ ઉપર જે ખેતરમાં ધૂળ ઊડતી હતી, અને તે તરફ દૃષ્ટિપાત કરવાનું મન પણ થતું ન હોતું ત્યાં હવે લીલાછમ છોડવા લેહરો લઇ રહ્યા છે! જેને જોઇને આંખોને ઠંડક ને અંતઃકરણને ખુશી ઉત્પન્ન થાય છે. ખેડુત ખેતરને જોઇને ખુશીથી જાણે બાવરો થઇ જાય છે. ત્યાં મોટા મોટા અમીર સવાર સાંજ હવા ખાવા આવે છે. હવે દાણો બંધાવા માંડે છે. તેથી પહેલાં જેવી બહાર તો નથી, પણ ખેડુતનો જીવ તાળવે ચોંટયો છે. જરા વાદળાં થયાં ને ગભરાયો કે કરા ન પડે, પશ્ચિમનો હવા ચાલી ને કંપારો છૂટયો કે હિમ ન પડે. એવી રીતે હાયવરાળ કરીને ખુદાની મહેરબાની હતી, તો પાક તૈયાર થયો, ને કાપીને ઘેર લાવ્યો. હવે પાછું ખેતર ભયાનક દેખાય છે, ને પહેલાંની પેઠે ગભરામણ ને ઉદાસી ફેલાઇ રહ્યાં છે. બીજી મોસમ આવી ને પુનઃ તેજ ચક્ર ફરવા લાગ્યું. દુન્યા એક સંગ્રહસ્થાન છે, જેમાં એકથી એક અલૌકિક વસ્તુ ભરેલી છે. માણસ અદ્‌ભુત, તેનો જન્મ અદ્‌ભુત તેનું જીવવું અદ્‌ભુત ને તેનું મરણ સૌથી વધારે ચમત્કારિક બનાવ છે. એટલું ટુંકું આયુષ્ય કે ઘણામાં ઘણું તો ૬૦ કે ૭૦ વર્ષ (ને તેનું પણ કંઇ ઠેકાણું નહિ). તેમાં પણ સવાર પડી તો સાંજનો ભરોસો નથી, ને સાંજ પડી તો સવારનો ભરોસો નથી. બચ્ચાંઓને જુવાન થવાનો ને જુવાનોને વૃદ્ધ થવાનો વિશ્વાસ નથી. છતાં કેવા કેવા ઇરાદા, કેવા કેવા વિચારો ને કેવો કેવો સામાન કરે છે! જાણે હમેશા રહેવું છે! ખુદાએ મનુષ્યને અકલ આપી છે, છતાં તે નાદાન બને છે, હુસ્યારી બખ્શી છે, છતાં ગફલત કરે છે ને લાચાર બનાવ્યો છે છતાં અભિમાન કરે છે. કેવી નવાઇની વાત છે! એક એવો ફિરિસ્તો કે જે મનુષ્ય અને મનુષ્યની હાલતથી તદ્દન અજ્ઞાન હોય અને તે થોડા સમય માટે આકાશ પરથી પૃથ્વીપર આવે તો તે અમારી

વર્તણુકથી અમે અનિત્ય નથી એમ માની શકે! તેને જણાશે કે અમે ઘણી મજબૂત ઇમારતોમાં રહીએ છીએ, અમે ભવિષ્યનાં સેંકડો વરસો માટે બંદોબસ્ત કરીએ છીએ અને અમે લાંબા સમય સુધીના મામલા ગોઠવીએ છીએ. અમે બગીચા બનાવી તેમાં એવાં ઝાડ રોપીએ છીએ, કે જે માણસના જીવતરમાં ફળતાં નથી, છતાં તેનાં ફળ ખાવાની આશા રાખીએ છીએ. અમે એક જોડો કે લુગડું લઇએ છીએ તો પણ મજબૂત ને ટકાઉ જોઇને લઇએ છીએ.

બેશક અમારામાં કેટલાક એવા પણ છે, કે જે અન્યને મરતા જોઇને ખ્યાલ કરતા હશે, કે અમારે પણ એક દિવસ મરવું છે. પણ તેમનો એ ખ્યાલ શ્રાવણભાદરવાનાં વાદળાંની પેઠે ચિરસ્થાયી હોતો નથી. પોતાના જેવાજ બલ્કે પોતાથી ઉમરમાં નાના, શરીરે મજબૂત ને નીરોગી માણસને પોતાને હાથે માટીમાં દાટી આવે છે, અને કબ્રસ્તાનમાં જુએ છે, કે અસંખ્ય માણસો માટીમાં દટાયલાં પડયાં છે; કેટલાકની કબરની તો નિશાની પણ જડતી નથી. જેમની પાકી કબરો છે, ને જેના ઉપર શિલાલેખ કોતરેલા છે, તે કબરો તો જોકે હસ્તીમાં છે, પણ આજે કોઇ બતાવી શકતું નથી કે એ માણસ કોણ હતો, ને કયાં રહેતો હતો! છતાં કબ્રસ્તાનથી પાછા ફરતાંજ પ્રથમનીજ પેઠે નિષ્કાળજી ને બેવપરાઇ દેખાડે છે. લોકો કહે છે, કે માણસ માટી, પાણી, અગ્નિ ને વાયુની મેળવણીથી બન્યું છે, પણ હું કહું છું કે ગફલત પણ તેમાંનો એક આવશ્યક અવયવ છે. બલ્કે એનું પ્રમાણ પહેલા ચાર કરતાં વધારે જણાય છે. જગતનાં વ્યવહારમાં જેટલી માણસની સત્તા છે તે બધાનો પાયો ગફલતપર છે. જો ગફલત ન હોય તો માણસથી ઊઠીને પાણી પણ પિવાય નહિ; ખેતી, વેપાર ને બીજાં કામોની તો વાતજ જવા દો.

ખાતરીપૂર્વક સાંભળ્યું છે, કે જે ગુનેહગારને ફાંસીની શિક્ષા કરવામાં આવે છે, ને તેને મરવાની પાકી ખાતરી થઇ જાય છે, તો ઘણા દહાડા પહેલાં તેનું ખાવું પીવું છૂટી જઇ મુડદા જેવો થઇ જાય છે. લોકો કહે છે કે "શૂળીપર પણ નિદ્રા આવે છે." પણ જે લોકોને ફાંસીનો હુકમ પહેલાંથી

સંભળાવવામાં આવતો નથી, તેઓને એ કહેવત લાગુ પડે છે. જો પહેલાંથી ફાંસીનો હુકમ સંભળાવ્યો હોય, ને તે ફાંસી વખતે ઊંઘે તો જાણીએ !

માણસના સ્વભાવમાં ગફલત છે, તેમાં પણ ખુદાનું એક ચાતુર્ય છે. જો હમેશા મરણ આંખોની આગળ રહેત, તો માણસ ગાંડા જેવો થઇ જાત, ને સારૂં કે નઠારૂં કોઇ પણ કામ તેનાથી થઇ શક્ત નહિ; તેથી માણસને પેદા કરવાનો ખુદાનો જે ઉદ્દેશ છે, તે પણ નાશ પામત. તેથી સિદ્ધ થાય છે, કે ગફલતની આવશ્યક્તા છે, ને ગફલત વિના જગતનાં કામ ચાલી શકે એમ નથી. પણ અમે કોઇ દિવસ ભૂલીને પણ મોતને ન સંભારીએ, એટલી બધી ગફલત તો અમારામાં હોય એ સારૂં નહિ. અમે પોતાને એવું ઘડિઆળ સમજીએ છીએ, કે જેની ટકટક બંધ પડવાનીજ નથી, એવો દીવો સમજ્યા છીએ, કે જેમાંથી દીવેલ કદી ખૂટવાનુંજ નથી, એવું નાળું સમજ્યા છીએ, કે જેમાંથી પાણી કદી સૂકાવાનુંજ નથી, ને એવી ઇમારત સમજ્યા છીએ, કે જે કદી પડવાનીજ નથી. કોઇ માણસને મરવાની ના નથી, અને ના કહી શકતો પણ નથી; કેમકે આજસુધી એવો માણસ જોવામાં તો શું, સાંભળવામાં પણ આવ્યો નથી, કે જે કોઇ યુક્તિપ્રયુક્તિ કે ચાલાકીથી કાળની નજરથી બચી શકયો હોય. પરંતુ કહેવું, અને કરી બતાવવું એ બંને વાતો જુદી છે, અને નિત્યની વર્તણૂકથી સાબિત કરી દેખાડવું એ જુદી વાત છે. મને તો હજરત અલી ( ર. અ. ) ની પેલી વાત બહુ યાદ આવે છે; કે જમલની લડાઇમાં ખરેખરી તલવાર ચાલી રહી હતી, તે વખતે પોતે ખચ્ચરપર બેઠા બેઠા ઊંઘતા હતા. નોકરે ગુસ્સે થઇને કહ્યું, કે લોકોનાં માથાં દડાની કે ઉછળીને ભોંયે પડે છે ને તમને ઊંઘ આવે છે એ શું ? હજરત અલી ( ર. અ. ) એ ફરમાવ્યું, કે તું કુરાનનું પેલું વાક્ય શું ભૂલી ગયો, કે "મોત એક ક્ષણ પણ વહેલું કે મોડું આવવાનું નથી." તે નોકર ભૂલી તો કેમ ગયો હશે, અને એવો મુસલમાન કોણ છે, કે જેને એ વાકય યાદ ન હોય ( કદાપિ અરબી શબ્દો યાદ ન હોય, તો પણ એની મતલબ કહેવતોની પેઠે સૌને યાદ છે. ) પરંતુ હજરત અલી ( ર. અ. ) ની પેઠે એવા વખતમાં કોઇ સૂઇ બતાવે, તો અમે તેના

શિષ્ય થવાને માટે તૈયાર છીએ. એવો દૃઢ વિશ્વાસ એમને હશે, ત્યારેજ એઓ કહેતા હતા, કે "જો પરદો ઊઠાવવામાં આવે, તો પણ જેટલો વિશ્વાસ મને હમણા છે, તેમાં વધારો થાય નહિ" એક મુસલમાન તે સમયના હતા, કે અદૃશ્ય વાતો ઉપર આવી પાકી આસ્થા રાખતા હતા, એક અમે પણ છીએ, મુક્તિના ઉમેદવાર, સ્વર્ગના ચાહનાર, બખ્શિશના હકદાર ને ક્ષમાની આશા રાખનાર કે આંખોથી જોઇએ છીએ, તોપણ વિશ્વાસ આવતો નથી. તેનું કારણ ફક્ત એટલું છે, કે અમને વિચાર કરવાની ટેવ નથી, ને શોખ કે વળણ નથી. મોતનો કદાપિ વિચાર પણ આવે છે, તો એટલોજ કે મોત એટલે મરી જવું. બેશક મોત એટલે મરવુંજ છે. પણ તેની આવશ્યક વસ્તુઓ ઉપર પણ નજર કરો છો? તેના પરિણામ સમજો છો?

માણસ જ્યાં સુધી મરણ પામતો નથી, ત્યાં સુધી તે મોતની કેફિયતથી જાણીતો થઇ શકતો નથી. બીજાઓને મરતાં જુએ છે, તેમાંથી કેટલાક ઘણી મુસ્કેલીથી મરે છે, તેમને છેવટ સુધી ભાન રહે છે, અને પોતાને જે કંઇ વીતે છે, તે બીજાઓને કહી શકે છે. તથા એમની પરાકાષ્ટા જોઇને બીજાઓને એમની સ્થિતિનું ભાન થાય છે; કેટલાક માણસો મરતાં પહેલાં મૂર્છાગત થઇ જાય છે, તેથી તેમનું કષ્ટ બીજા સમજી શકતા નથી. કેટલાક વાતો કરતાં કરતાં હવા નીકળી જવાથી મરણ પામે છે; તેથી આપણે શી રીતે મરીશું તે જાણી શકાતું નથી.

જગતમાં મોટામાં મોટી ધાસ્તીનું પરિણામ મરણ છે; તેથી જણાય છે, કે મરણ ઘણીજ ધાસ્તીની ચીજ છે. પરંતુ અફસોસ તો એટલોજ છે, કે મરણથી માણસોની મુસીબતોનો અંત આવતો નથી. જો એવું હોત તો મરણના સખ્ત દુઃખની બરદાસ્ત કરીને સૌથી પહેલાં મરવાની દરખાસ્ત હું કરત; પરંતુ મને ખાતરી છે, કે મરવાથી માણસનો અંત આવતોજ નથી. મરણ થતાંજ માણસની શાશ્વત જિંદગીનો આરંભ થાય છે, અને એ જિંદગી આ જગતમાં કરેલાં સારાં નઠારાં કામો પ્રમાણે સુખદાયક કે દુઃખદાયક નીવડે છે. તેથી આ જિંદગી નાશવંત, અવિશ્વસનીય અને અલ્પ

સમયની હોવા ઉપરાંત નાના પ્રકારની મુસીબતો, જાતજાતનાં સંકટો અને ભાતભાતની ફિકરોથી ભરપૂર છે. માટે આ જિંદગી ખરૂં પૂછો તો એક બલા જેવી છે. વળી એના પરિણામની પણ ખબર નથી. કેટલાક મહાત્માઓ એમ કહેતા હતા, કે અમે ઝાડ કે પત્થર રૂપે કેમ ન અવતર્યા તેનું કારણ પણ એજ છે. આ વાત ધર્મ સાથે નિકટ સંબંધ ધરાવે છે. છતાં માણુસ પોતાના ધ્યાનમાં એને ન આવવા દે એ નવાઇની વાત છે.

એ ઉપરથી સમજાય છે, કે દુન્યાની જિંદગી માન આપવા લાયક અને પસંદ કરવા યોગ્ય નથી. એની વાતોજ આશ્ચર્યચકિત કરે એવી છે. આજે જે માણુસ સિંહાસનારૂઢ છે, તે કાલે જમીનમાં દટાવાનો છે, આજે સત્તાવાન છે, તે કાલે લાચાર થવાનો છે, આજે ખજાનાનો માલિક છે, તે કાલે કંગાલ થવાનો છે, આજે પોશાકથી વિભૂષિત થએલો છે, તે કાલે કફનમાં લપેટાવાનો છે, આજે પ્રતિષ્ઠિત છે તે કાલે શૂન્ય બરાબર થવાનો છે, આજે પ્રિય છે તે કાલે અપ્રિય થવાનો છે અને આજે દરેક કામ તેની તરફ રજૂ થાય છે તે કાલે કબરમાં દટાવાનો છે. એવી રીતે આજે છે ને કાલે નથી; તો પછી આવી જિંદગી માન આપવા લાયક ને પસંદ કરવા લાયક કેમ કહેવાય ? કોઇ હિંદી કવિએ સત્ય કહ્યુ છે, કે,

દોહરો.

ચલના હય, રેહના નહિ, ચલના બસવે બીસ;–( વીશ વસા )
એસે સહજ સુહાગપર, કોણ ગુંથાએ શિશ.

આવા વિચારો (કે જે આઝાદીએ પુસ્તકોમાં વાંચ્યા હતા, ને વાઅઝોમાં સાંભળ્યા હતા ) આવવાથી આઝાદીનો ઉભરો બેસી ગયો; કેમકે એ વિચારોજ એવા છે, કે માણુસોને પ્રતિદિન અસંખ્ય વખતે ઉદ્ભવે છે. જો માણુસને ખુદા સમજશક્તિ આપે, તો જતરડામાંથી નીકળીને જેમ તાર સીધો થઈ જાય છે, તેમ માણુસ સીધો થઇ જાય. હવે આઝાદીએ નિશ્ચય કર્યો, કે આજ પછી મારા લગ્ન વિષે હું કોઇ જાતની ચિંતા કરીશ નહિ. જે ખુદાને મંજૂર હશે તે થઇ રહેશે. હું મારા ઉપાયથી જન્મી

નથી, ને મોટી થઇ નથી, આજ સુધી મને જે સુખ મળે છે, તે મારી કોશિશથી મળ્યું નથી. જેણે પોતાની કૃપાથી આટલું બધું કર્યું છે, તે શું મારે માટે ભવિષ્યમાં નહિ કરે ? જરૂર કરશેજ. તેના ઉપર વિશ્વાસ ન રાખી કોશિશને આગળ કરૂં છું, એ મારા ઇમાનની નિર્બળતા છે. હું શું ને મારી કોશિશ શી ? નસીબ, નસીબ, નસીબ,



## પ્રકરણ ૭ મું.

### આજાદીનાં મોલવી મુસ્તજાબની સાથે લગ્ન ને છેવટે તેમનું મોલવીપણું છોડાવવું.

આજાદીની સગાઇ પહેલાંથી થઇ ગઈ હતી, એ પણ નવાઇની વાત છે; નહિ તો મોલવી લોકોમાં વળી સગાઇ કેવી? વાત પાકી કરી લીધી, કન્યાને ઘેર ગયા, ને નિકા પઢાવીને વહુને લઇ આવ્યા બસ. વાજાંગાજાં ને દારૂખાનું વગેરે ધામધૂમનું નામ પણ નહિ.

એક વખત એવો હતો કે ફળીઆમાં કોઇ સારા ઘરમાં વિવાહ થાય તો આખા શહેરમાં ધામધૂમ થઇ રહેતી હતી. અઠવાડીઆં સુધી નગારખાનાંની ગરબડને લીધે ફળીઆના લોકોને ચેનથી ઊંઘવા મળતું ન હોતું. દારૂખાનાથી દસવીસ જણનાં મોં બળતં હતાં ને વાડી લૂટવામાં બે ચારના હાથ પગ તૂટતા હતા. તે વખતે તો શેખીમાં કોઇને ખબર પડતી ન હોતી, પણ પાછળથી દીકરીવાળાં આખી ઉમર ભીખ માગતાં ને દીકરાવાળાં વહુનું દહેજદાન વેચીવેચીને ગુજારો કરતાં હતાં. ખુદા મોલવીઓનું ભલું કરે, કે તેમણે વાઅજ કહી કહીને આ નઠારા દસ્તૂર બંધ કરી, શરેથી ઉલટી રસમો મટાડી. હવે કોઈ ખુદાનો વલી એવો પેદા થાય, કે મુસલમાનોની પાછળ પોતાના ને પોતાના મદ્રસાઓના જે નકામા ખર્ચ વળગાડી દીધા છે તે બંધ કરી દે; તો અમે પણ મરતાં મરતાં મુસલમાનોને ચટણીને બદલે દાળની સાથે રોટલો ખાતાં જોઇને જરા રાજી થઇ લઇએ.

હવે તો લોકો સત્ય પૂછો, તો એવા ચુપચાપ પરણી લે છે, કે જ્યારે તેમનાં છોકરાં ઘુંટણીએ ચાલીને શેરીમાં આવીને બેસે છે, ત્યારે જણાય છે, કે આ ફલાણાનો ફલાણો છે.

એક દિવસે એક શેરીમાંથી જાન જતી હતી. સાથેનાં માણસોનાં ઘુંટણોપરથી જણાતું હતું, કે ઇમામ અબુહનીફા (ર. અ.)ના તો નહિ, પણ

કોઇ મોલવીના ચેલા છે. એવામાં પાસેની શેરીમાંથી એક માણસ નીકળીને નાકાપર આવીને ઊભો રહ્યો; ને કલમો (મડદાને દાટવા માટે કબ્રસ્તાનમાં લઇ જાય છે, ત્યારે કલમએશહાદત ઇત્યાદિ શબ્દો ધીમે ધીમે બોલે છે. હિંદુઓમાં "રામ બોલો ભાઇ રામ" બોલે છે ) પઢવા લાગ્યો. તે પછી પોતેજ પશ્ચાત્તાપ કરીને કહેવા લાગ્યો, કે અરરે ! આ વખતે કેવી ભૂલ થઇ છે ! હું સમજ્યો કે કોઇનો જનાજો છે.

આજાદીનો વિવાહ સાદી રીતે થવાનાં બે કારણો હતાં. (૧) સાસરીઆં મોલવી, ને મા મોલવીની દીકરી, (૨) બાપના વિચાર અંગ્રેજી. મોલવીઓ તો એવું ઇચ્છતાજ હતા, કે કોઇને વિવાહની ખબર થાય નહિ, ને જ્યાંસુધી મોંથી "મેં કબૂલ કર્યું" એવા શબ્દો ન બોલે ત્યાં સુધી વર કોણ છે તેની ખબર પણ પડવા ન દેવી. બાપનો અભિપ્રાય તો એવો હતો (જો કે તેણે જાહેર કર્યો નહોતો ) કે વરકન્યાએ એક બીજાને જોયાં નથી, ઓળખ્યાં નથી કે પરસ્પર ઓળખાણ નથી તો એવું પરણેતર અકલથી વિરૂદ્ધ ને ભલાઇથી દૂર છે.

અર્થાત આજાદીનાં લગ્ન તો થયાં, પરંતુ જ્યાંસુધી મોલવીઓથી થઇ શક્યું, ત્યાં સુધી રોનક થવા દીધી નહિ. જો આજાદી કોઇ નવાબની ધાવની પૌત્રી કે ભાણેજ કે ઢીંગલી હોત તો તેના વિવાહની સેલ જોવા જેવી થાત.

નવાબ સાહેબની પાસે હવે તો શું દાટી મૂક્યું હશે. ઘરડાઓના સમયનાં ગામ, વાડીઓ, મકાનો, ખજાનાઓ, માફીની જમીનો ને દુકાનો સૌ ખાલસા થઇ ગયાં હશે. રહેવાના મકાન સુદ્ધાં ઘરેણે હશે. બેગમ સાહેબની પાસે આભૂષણને નામે તાર પણ નહિ હોય. સો સવાસો રૂપીઆનું અંગ્રેજ સરકાર તરફથી મળતું પેન્શન યાવચ્ચંદ્રદિવાકરૌ સાહુકારોના કબજામાં જતું રહ્યું હશે. સેંકડો ઊનનાં લુગડાંમાંથી એક જુનો જામો ને એક રૂમાલ સેંકડો ઠેકાણેથી રફૂ કરેલાં હતાં તે ગરમીની ઋતુમાં પતંગ લડાવવવામાં કોઇને ત્યાં ગીરો મૂકી દીધાં હતાં. જો કે એ બે ચીંથરાં તો ગયાં

પણ નવાબ સાહેબની પતંગની લડાઇમાં જીત થવાથી વાત તો રહી. બહારથી એક પાઇ પણ મળવાની નવાબ સાહેબને આશા ન હોય તો પણ વાણીઆની જાત એવી શાણી છે, કે તેને કોઇ ઠેકાણેથી પાઈ મળવાની આશા જણાતી હોય, તો ઉધાર આપવાનું કામ જારીજ રાખે છે. નવાબ સાહેબે ત્રીજે વરસે ફુલવાળાના મેળા વખતે ૫૦૦ ની સોના મોહોરો ૨૦૦ માં ગીરો રાખી હશે તેનો હિસાબ કરી વ્યાજ વગેરે ઉમેરી સરભર કરવાનો વાણીઆનો વિચાર હશે. વાણીઆને કહ્યું હતું કે એ સોના મોહોરો નવાબ સાહેબના દાદાના વખતની છે, અને તેમણે મોટી બેગમ સાહેબ પાસેથી લડીને ઘણી મહેનતે કઢાવેલી છે, તેથી જુવાનીના સોગંદ ખાઇને કહેતા હતા કે હું વેચવાનો નથી ( પરંતુ હિસાબમાં ડુલ થઇ જાય તેની પરવા નથી ). અર્થાત તેનો હિસાબ કરીને જે કંઇ નવાબ સાહેબનું નીકળે તે વાણીઆ પાસેથી લાવીને ખરચ કરવા તૈયાર થાય.

ખાનદાની માણસોના ટેક એવા હોય છે, કે ગમે તેવી ગરીબી હોય પરંતુ મોટું મન ને સ્વાભાવિક બક્ષિશની જે ટેવ છે તે પૂર્વવતજ દેખાય છે. જો ખરેખરો અમીર હશે, તો તેની નજરમાં સોનાનો અંબાર હશે તો પણ ચપટી ધૂળની બરાબર હશે.

નવાબ સાહેબ જો એટલું સાંભળી લે કે ધાવની ભાણેજની ઢીંગલીનાં લગ્ન છે, તો પછી તો ગમે એકના ચારચાર, બલ્કે સોસો અને હજાર હજાર આપવા પડે તો એ શું ? ધાવનું મન ઉદાસ થાય એ ખમાય નહિ. વળી પોતે પણ એવા મોજીલા સ્વભાવના છે, કે પોતાનાં બધાં કામ ધંધા પડતાં મૂકીને ઢીંગલીના વિવાહની પાછળ ગાંડાગાંડા થઇ જાય. એ એવાં બહાનાંજ ખોળતા ફરે છે.

આજાદી એવા સ્વભાવની સ્ત્રી હતી, કે તેની ઇચ્છા પ્રમાણે તેને પતિ મળે એ કઠિન હતું. ખુદા જાણે મોલવી મુરતજાબની કયા વખતની દુઆ ખુદાએ સાંભળી લીધી કે તેમને આજાદી જેવી રૂપ ને લક્ષણમાં એક એકથી ઉત્તમ એવી સ્ત્રી મળી. મોલવી સાહેબ તો આજાદીને શેના પસંદ આવ્યા

હશે ! પરંતુ આજાદી એ વિષે કંઇ ફર્યાદ કરતી ન હોતી. મોલવી સાહેબમાં જે વાતની ખામી હતી તે એટલાથી પૂરી થઇ, કે તેઓ સ્ત્રીની જોરૂ બનીને તેની જોડીઓ સીધી કરતા હતા. આજાદી તેમને ઊભા થવાનું કહેતી, તો તેઓ ઊભા થતા ને બેસવાનું કહેતી તો બેસતા હતા. વળી સ્વામીને તાબેદાર જોઇને નખરાં કરી ગર્વમાં આવી જાય, એવી આજાદી મૂર્ખ પણ ન હોતી. તે ધણીને ધણીજ સમજતી હતી; અને આજે એમના દિલમાં મારી જે પ્રીતિ છે, તે કાલે ઓછી ન થઇ જાય તેનો એને સદા ખ્યાલ રહેતો હતો. ધીમે ધીમે બંનેમાં એવી પ્રીતિ થઇ, કે બીજી મોલવી-અણો તેમની ઇર્ષ્યા કરવા લાગી. ઓળખાણ પીછાણમાં કોઇ ઠેકાણે લગ્ન થતાં તો આજાદીની પાસે સૂરએઇખ્લાસ (કુરાનનો એક ભાગ) પઢાવીને વરકન્યાના મોં પર ફૂંકાવતા હતા, કે જેવી પ્રીતિ એ બંનેમાં છે, તેવીજ આ દંપતી વચ્ચે પણ રહે.

મોલવી મુસ્તાજાબની જિંદગી તો વ્યાકરણના રૂપાખ્યાપનની પેઠે નિયમિત ને સાદી હતી. તેઓ જ્યારે પોતાની સ્થિતિનું વર્ણન કરતા ત્યારે એટલુંજ કહેતા હતા, કે મેં આટલા દિવસમાં કુરાન પાઠ કર્યું, પછી ફારસી શીખ્યો, ત્યારપછી અરબી શુરૂ કર્યું. સહાહે સિત્તામાં બુખારીનો ( ધર્મ સંબંધી પ્રખ્યાત પુસ્તક છે ) ઉત્તરાર્ધ બાકી રહી ગયો છે. પુરો થાય તો હદીસની સનદ મેળવું. ફરજ બાબતના ફેસલા હુંજ લખું છું. ( કોઇ ગરબડ જેવો મામલો હોય તો કોઇની સલાહ લેવી પડે છે ). ફતાવએ આલમગીરી ( અવરંગજેબે તૈયાર કરાવેલું ધર્મપુસ્તક ) મને સારી પેઠે યાદ છે. પ્રશ્નોના જવાબ આપવામાં એની ઘણી સહાય મળે છે. વાઅજમાં મને ઘણી દિક્કત પડે છે. મારો વિચાર હતો કે એ કામજ ન કરૂં, પણ પિતાએ પોતાની હઠ છોડી નહિ, તેથી મેં પ્રથમ ઘરની સ્ત્રીઓની વચ્ચે વાઅજ શુરૂ કરી. સ્ત્રીઓમાં ઘણું કરીને લાયકાત હોતી નથી, અને ધર્મની બાબતો ઘણી આસ્થાથી સાંભળે છે. તેથી ધીમે ધીમે ફળીઆની સ્ત્રીઓ એકઠી થવા લાગી. સ્ત્રીઓમાં બોલવાની મને હિંમત આવી, ત્યાર પછી હું આજૂબાજૂના ગામડાઓમાં જઇને વાઅજ કહેવા લાગ્યો. હવે તો ખુદાના

હુકમથી જામેમસ્જિદના વચલા દરવાજામાં દર શુક્રવારે વાઅજ કરૂં છું. વખતોવખત લોકો પોતાને ઘેર પણ બોલાવે છે. વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર ને ફિકા વગેરેના પણ રોજ છસાત પાઠ યાદ કરૂં છું, તેથી હવે ખ્યાતિ ફેલાવા લાગી છે.

મુસ્તજાબની પાસે બીજું શું હતું, કે આજાદીની આગળ કહે. પરંતુ આજાદીની કહાણી લાંબી હતી. તે કલાકો સુધી પોતાનાં માબાપના મતભેદ વર્ણવતી ને કલાકો સુધી પોતાના જાતીયઅભિપ્રાયમાં મુસ્તજાબને રોકી રાખતી. તેની અસર એ થઇ, કે મોલવી મુસ્તજાબના મનમાં મોલવીના ધંધા તરફથી નાપસંદગી પેદા થઇ. જો આજાદીની પણ એજ મતલબ હતી તો તેણે આ ઘણીજ ઉત્તમ તદબીર કરી હતી એમ નિઃશંક કહી શકાય; કેમકે તેણે પરોપદેશક તરીકેનું કામ લીધું નહોતું કે જેથી શ્રોતાને હઠ ને વિરૂદ્ધતા ઉત્પન્ન થાય. કિસ્સા કહાણીની પેઠે વાત કહી ને મન પણ નારાજ ન કર્યું. મોલવીના ધંધા તરફથી નાપસંદગી પેદા થતાંજ બેદિલી થઇ ને તેથી પહેલાંના જેવો ઉમંગ રહ્યો નહિ. હવે મોલવી સાહેબ વાઅજમાં ગેરહાજર રહેવા લાગ્યા, ને નિયમિત પાઠો શીખવાના પણ છોડી દીધા. આજ સુધી જમવા જવા માટે એટલી બધી ચીવટ હતી કે માણસનો માણસ ઉપર જે હક છે, તેમાં આ હકજ સૌથી પહેલો છે એમ સમજી કદી કોઇનું નોતરૂં રદ કરતા ન હોતા. તેને ઠેકાણે હવે નોતરૂં આવતું તો જતાં બહાનાં કાઢતા હતા. જેવી રીતે મરસીયા (શોકની કવિતા) ગાનારાઓની સાથે બસોરીઆ (બનાવટી વિલાપ કરી રડનારા) લાગેલા રહે છે, ને મરસીયા ગાનાર ઊં ઊં કરવા લાગે છે, ત્યારે તેઓ બૂમો પાડીને રડવા લાગે છે, તેવીજ રીતે વાઅજ કહેનારાઓની સાથે પણ કેટલાક બનાવટી ખાસ ચેલાઓ હોય છે. બાદશાહ તખ્તપર બેસે છે, તેવી રીતે જ્યારે મોલવી સાહેબ મિંબર ( મસ્જિદમાં જમણી બાજૂએ ત્રણ ચાર પગથીઆની એક બેઠક હોય છે ) ઉપર બિરાજમાન થાય છે, ત્યારે તેમાંનો કોઇ પંખો હલાવે છે, કોઇ ચમરી હલાવે છે, કોઇ આંખો બંધ કરીને સામે બેસીને ડોલે છે, અને કદીકદી વચ્ચે લાલ ડોળા કાઢી ઠામ કુઠામ સુબ્હાનલ્લાહ ( સ્તુતિવાચક શબ્દોદ્‌ગાર ) પણ બોલી ઊઠે છે. કોઇ ઉગાલદાન

( થુંકવાનું વાસણ ) લઇને ઊભો રહે છે, કોઇની પાસે પાણીનો કૂજો હોય છે, કોઇની પાસે મોલવી સાહેબનાં ખાસડાં લુગડામાં વીંટાળેલાં હોય છે ( કોઇ જાણે કે કોઇ પુસ્તક હશે તેમ ), ને કોઇ નિંબરની પાછળ જેવી રીતે હારૂન પેગંબર સાહેબ ( અ. સ. ) મૂસા પેગંબર સાહેબ ( અ. સ. )નો દંડ લઇને ઊભા રહેતા હતા તેમ ઊભો રહે છે હવે જો વાઅજમાં માણસો ઓછા આવ્યા હોય, તો કંઇ ફિકર રહેતી નથી. કેમકે ઘરના અણવર ક્યાં ઓછા આવેલા છે! વાતનો સંબંધ તૂટી જાય છે, પણ બસારીઆની એક વાત કહ્યા વિના રહેવાતું નથી.

જોનપુરમાં એક સૈયદ સાહેબ હતા. તેઓ મૂળ તો જમીનદાર હતા. પણ લાગલાગટ ત્રણ ચાર વર્ષ મોસમ બગડવા છતાં સરકારે પોતાનું લહેણું વસૂલ લીધું અને ખેડુતો પાસેથી પાઈ સરખી પણ મળી નહિ તેથી બિચારા એવા ગરીબ થઇ ગયા, કે પાછા પૂર્વની સ્થિતિમાં આવી શકયાજ નહિ. એમનો સાદ સારો હતો, તેથી "મરતો માણસ શું નહિ કરે' એ કહેવત પ્રમાણે મરસીયા પઢવાનું કામ શુરૂ કર્યું. દરેક વર્ષે મોહોરમ મહીનામાં મરસીયા પઢવાથી લોકોની પાસેથી કંઇક રકમ મેળવી શકતા હતા, તે વડે આવતા મોહોરમ સુધી સુખેદુઃખે ગુજરાન ચલાવતા હતા. કસ્બામાં એમની જમીન હતી તેમાં ખેડુતની પેઠે કેટલાક વણકરોને વસાવ્યા હતા. તેમાંના બેચાર વણકરો સાથે સૈયદ સાહેબે ગોઠવણ કરીને બસોરીઆ બનાવી લીધા. તેમને સમજાવ્યું, કે આખી રાત ઘેર બેસી રહીને શું કરો છો? મારી સાથે મજલિસોમાં ચાલો, ને જ્યારે મને પઢતો જુઓ, ત્યારે તમે રડવા માંડજો. તમે જાણો છો કે રડનારને બમણો પ્રસાદ મળે છે. જમીનદારના કહેવાની શરમ અને બમણા ભાગની લાલચથી વણકરો રાજી થઈ ગયા. હવે તેઓ સૈયદ સાહેબની સાથે મજલિસોમાં જતા ને બૂમો પાડી પાડી રડતા ને બમણો ભાગ લાવતા હતા. એક વખતે એવો બનાવ બન્યો કે એક મજલિસમાં સૈયદ સાહેબને તો પઢનાર જાણીને જવા દીધા પણ વણકરોને બહાર બેસાડી રાખ્યા. ઘણીવાર થઇ પણ તેમને કોઇએ અંદર બોલાવ્યા

નહિ, તેથી વણકરોને ધીરજ રહી નહિ. તેઓ પરસ્પર વાતો કરવા લાગ્યા, કે આજે આ શો વિપરીત બનાવ બન્યો, કે આપણુને હજુ કોઇએ બોલાવ્યા નહિ. છેવટે એવો ઠરાવ થયો, કે એક જણે અંદર જઇને સૈયદ સાહેબને એનું કારણ પૂછી આવવું. ઘણી કોશિશ કરી પણ અંદર જવાનો લાગ મળ્યો નહિ. તેથી તેમણે વિચાર કર્યો, કે આજે છાનીમાની મજિલસ તો નહિ હોય ? તેથી પોકારીને કહેવા લાગ્યા કે "સૈયદ સાહેબ હવે અમે રડીએ કે" ? જો કે આ મજિલસ શોકની હતી, અને એવી મજિલસોમાં બસોરીઆ હોય છે, એમ સૌ જાણુતા હતા; છતાં વણકરોનું "હવે અમે રડીએ કે" સાંભળીને બધી મજિલસ ખડખડ હસી પડી, ને સૈયદ સાહેબ પોતે પણુ હસી પડયા. તેમણે પોતાની શરમ મટાડવા માટે કહ્યું, કે જેવો હું બનાવટી મરસીયા પઢનાર છું તેવાજ આ અનાડી રડનાર પણુ છે.

અર્થાત જ્યારે મોલવી મુસ્તજાબે પુરૂષોમાં વાઅજ કહેવાનું શુરૂ કર્યું, ત્યારથી તેમના પિતા મોલવી નાસિહે એવી રીતે પોતાના શીખવી રાખેલા કેટલાક ચેલાઓ તેમની સાથે કરી દીધા. મુસ્તજાબ વાઅજોમાં ગેરહાજર રહે, તે પહેલાંથીજ સુસ્ત તો થઇ ગયા હતા; તેથી ચેલાઓ સમજી ગયા, ને તેમણે મોલવી નાસિહને કહ્યું; કે પરણ્યા પછી સાહેબજાદાની તબીઅત ઉચાટ જણાય છે. વળી મેલવી નાસિહે પણ દસ્તૂર વિરૂદ્ધ ઘરમાં બીજે ત્રીજે દિવસે ચુલો સળગતો જોયો તેથી તેમના કાન પણુ ઉભા થયા; તેથી પોતાના દીકરાને એક દિવસ કહેવા લાગ્યા.

કેમ સાહેબ તમે આ શો વિચાર કર્યો છે. દુકાનની સાખ વધારવાના આ તમારા ઢંગ દેખાતા નથી. જામેમસ્જિદમાં અને તે પણુ વચલા દરવાજામાં વાએજ કહેવાનો દુર્લભ જોગ કે જે આજે ઉન્નતિનો ઉચ્ચતમ દરજ્જો છે તે મેં તમને સોંપ્યો છે. તમે જાણો છો કે મે મારી ૧૫ વર્ષના જામેલી દુકાન તમને સોંપી છે. પણુ તે મહેનત વગર ને અનાયાસે તમને મળેલી હોવાથી તમે તેની કીમત જાણુતા નથી. બબે શુક્રવારથી ગેરહાજર રહોછો ને વાઅજ કહેતા નથી એ શું ? વળી જ્યારે વાએજ કહેવા જાઓ છો

ત્યારે પણ એટલો થોડો વખત તેમાં રોકો છો. કે હું તો સમજું છું એટલા વખતમાં પા સીપારાનો તરજુમો પણ પૂરો થતો નહિ હોય. મારા વહાલા દીકરા ૧૮ વર્ષ સુધી એ જગાએ બબે પહોર સુધી મેં લાગતાગટ વાઅજ કરી છે. પાછલા પોહોરની નમાજ પઢવા માટે જરાક રોકાઇને પુનઃ વાઅજ શુરૂ કરતો હતો. મારો દસ્તૂર હતો, કે રમજાનમાં સીપારો શુરૂ કરતો, ને તેને એટલો લંબાવતો એટલો લંબાવતો કે આવતા રમજાન સુધીમાં તે એક સીપારો પુરો થતો હતો. તમારી તો વાઅજ છે કે બાળકોની રમત છે ! તમે મસ્જિદમાંથી કયારના આવ્યા છો, ને હજુ તો પાછલા પોહોરની નમાજને વાર છે. એટલા વખતમાં તમે ગયા, આવ્યા, નમાજ પઢી ને વાઅજ કરી. લાંબી વાતોને સંક્ષિપ્તમાં પતાવવાનો કોઇ ચમત્કારિક અમલ તો શીખ્યા નથી ?

હું જોઉં છું, કે જમવા જતાં પણ તમે ગભરાઓ છો. એથી વિશેષ કૃતઘ્નતા બીજી કઇ હશે, કે ખુદા તમને મહેનત ને ખર્ચ વગર આવાં આવાં પકવાનો ખાવા આપે, તે તમે તેને લાત મારો. એમ કરવાથી તમે ૧૫–૨૦ ટંકનું જમણ ખોયું હશે. તે તો ખેર, પણ ખુદાને માટે નુકશાન ન કરો તો સારૂં. મારા વહાલા દીકરા, મહેનત, દઢતા, સહનશીલતા વગેરે સદ્‌ગુણો હોય છે, ત્યારે લોકો આપણા તાબેદાર થાય છે; પણ તમારી વર્તણુક તો એવી જણાય છે, કે જો એ પ્રમાણે હું વર્તું તો મારી પાસે પણ લોકો આવે નહિ. તમે તો આજકાલના છો, તમને તો પૂછેજ કોણ ? હવે તમે અણસમજુ બાળક નથી. દુન્યાને જુઓ, સમયનો વિચાર કરો, ને મોલવી લોકોને કેવી કેવી અડચણો વેઠવી પડે છે તે તપાસી જુઓ.

હાલમાં અંગ્રેજ સરકારનું રાજ્ય છે. જો કે એ લોકો કોઇના ધર્મમાં હાથ ઘાલતા નથી. પણ કેળવણીનો એવો પ્રતાપ છે કે એની મેળે લોકોની આસ્થા ધર્મ ઉપરથી ઊઠી જાય છે. એ લોકો કોઇની ઉપર બળાત્કાર કરતા નથી. પણ પરીક્ષામાં પાસ થયા વિના કોઇને નોકરી મળતી નથી એવો એમનો વહીવટ છે. તેથી નાછુટકે સ્કૂલોમાં દાખલ થવું પડે છે. ત્યાં પણ કોઇ પુસ્તકમાં ધર્મ વિરૂદ્ધ લખાણ જોવામાં આવતું નથી; પરંતુ ખુદા જાણે

શો સબબ છે કે સ્કૂલનો ભણેલો પ્રથમ તો ધર્મ ઉપર કાયમ રહેતે જ નથી અને જો કોઇ રહે છે, તો સોગંદ ખાઇને કહું છું કે મોલવીઓના દાવનો તો રહતોજ નથી. જેને જુઓ તે મોલવીઓથી વિમુખ, મોલવીઓનો શત્રુ ને તેમની જડ ખોદી નાખવા માટે તૈયાર હશે. તેથી મોલવીઓનું જગતમાં નામજ રહે નહિ એવું એ કેળવણીની અસરથી થતું જણાય છે. પરંતુ ખુદા મહેરબાન છે, તો કોઇથી કંઇ થવાનું નથી.

વચ્ચે મોલવીઓની હાલત કંઇક સુધરી હતી પણ તેવામાં મોલવી-ઓને અંગ્રેજી ભણેલા મુસલમાનોએ વહાબી ઠરાવી, સરકારને ઉસ્કેરી. પરંતુ ચારે તરફથી હુમલા થતા જોઇને એની મેળેજ લોકોના દિલમાં ધર્મનો જોશ પેદા થયો, અને ઇસ્લામ્ને સહાય કરનારી ભિન્નભિન્ન નામવાળી અંજુમનો સ્થળે સ્થળે સ્થાપન થઇ. કસ્બે કસ્બે ને શહેરેશહેર એ અન્જુમનો તરફના ઉપદેશકો ફરવા લાગ્યા. ધર્મના વિષયો અને ભાષણો ન્યુસો ને ચોપાનીઆઓમાં છપાવા લાગ્યાં. બાળકો માટે સમયોચિત કિતાબો તૈયાર થઇ કે જેથી દુન્યાની કેળવણીના સાથે ધર્મની કેળવણી પણ મળતી રહે. શિખાઉ છોકરાઓ અને વળી ધર્મની બાબતોથી તદ્દન અજાણ્યા, આખો દિવસ ઇતિહાસ ને ભૂગોળ ગોખે, પોહોર રાત જતાં સુધી ગણિતમાં ફસાયલા રહે અને આખી ઉમર સુધી ધર્મની એક પણ વાત તેમના કાનમાં ગઇ હોય નહિ, તેઓ ધર્મભ્રષ્ટ ને નાસ્તિક ન થાય એ આશ્ચર્યની વાત છે !

આ બધી ચર્ચા જે તમે જુઓ છો, તે આપણા ( મોલવીઓ ) માટે સારા શુકન છે. એથી સાફ જણાય છે, કે મોલવીઓની પ્રતિષ્ઠા ફરી એક વખત જામશે. જો કે હાલમાં આપણી કંઇ આબરૂ નથી, પણ ભરણપોષ-ણનો એથી ઉત્તમ કોઇ રસ્તો નથી. સ્કૂલોવાળા તરફથી લોકો મોટી ભુલમાં પડેલા છે. આખું જગત્ એમ સમજે છે, કે નોકરી સિવાય બીજા કોઇ ધંધામાં નિશ્ચિંતતા નથી. પણ નોકરી સ્કૂલમાં ભણ્યા વિના મળતી નથી. હાલમાં અમારા જિલ્લાઓમાં તો નહિ, પણ મદ્રાસ ( કે જ્યાં અંગ્રેજી અમલદારી ઘણા સમયથી છે ) માં કેટલાક બી. એ. ખિદમતગાર બલ્કે ખાસ-

દાર પણ છે. મુંબઇ ને કલકત્તામાં મેટ્રિકયુલેશનમાં પાસ થએલા દસ દસ રૂપીઆની નોકરી માટે માર્યા માર્યા ફરે છે, તો પણ મળતી નથી અમારે ત્યાં મિડલની પરીક્ષા કેવી હલકી ને કોઇ ભાવ ન પૂછે તેવી છે તે તમે જાણો છો, અને એની મહેનતની તમને પણ ખબર છે. મહેનત કરતાં કરતાં ઘણા મિડલવાળા અશાંત પ્રકૃતિના, મેટ્રિક્યુલેશનવાળા વહેમી, બી. એ. વાળા ગાંડા ને એમ. એ.વાળા નકામા થઇ જાય છે. મોલવીપણામાં મોટી ખૂબી તો એજ છે, કે મહેનત ઓછી બલ્કે કંઇ પણ નહિ અને ફતેહમંદી નક્કી. જે માણસ ઉર્દૂ વાંચી શકતો હોય ( ગમે તો લખી જાણતો ન હોય ) તેને પણ આ ધંધામાં ખાવા પીવાની ખોટ નથી, અને ખાવા પીવા માટે પણ ફક્ત જુવારબાજરીના રોટલા નહિ પણ ખાસી રોગની રોટલીઓ !

મોલવી નાસિદ તો જુના ને અનુભવી વક્તા હતા, તેઓ પોતે કહેતા હતા, કે એક સીપારાને વરસ સુધી પોંહોંચાડું છું. એવા વક્તા માટે તો એક બહાનું બસ હતું. એ જ્યારે બોલવા માંડે ત્યારે અટકેજ શાના ? એ તો રાતની નમાજ સુધી પણ ચુપ થાત નહિ. પણ એવામાં મસ્જિદમાંથી બાંગ દેનારે કહ્યું, કે સાહેબ જમાઅત તૈયાર છે. તેથી નાસિદ નમાજ પઢવા માટે ચાલ્યા ગયા, અને મુસ્તજાબે બધો કિસ્સો પોતાની મહેતીજી અથવા પત્ની ( જે કહો તે ) ની આગળ જઇ સંભળાવ્યો, અને તેથી આજે આ દંપતીના વાદવિવાદમાં મોલવીપણાનો ફેસલો થઇ ગયો.

આજાદીએ સસરાની વાત (પોતાના સ્વામીને મોઢે) સાંભળીને કહ્યું કે મોલવી સાહેબે કંઇ અયોગ્ય કહ્યું નથી. સ્કૂલોમાં ભણનારાઓને ઘણી મહેનત કરવી પડે છે એમાં કંઈ શક નથી. મારાં માના મામાના દીકરાને તમે ઓળખો છો. તેમણે અંગ્રેજીમાં પરીક્ષા આપીને મોટો ખિતાબ મેળવ્યો છે. તેમની હાલત એવી છે, કે શરીરપર માંસ નથી, બારે માસ બીમાર રહે છે. પુસ્તકો વાંચવાથી મગજ એવું નબળું થઇ ગયું છે, કે માથાનું દરદ એક દિવસ પણ મટતું નથી. મારા મોટા ભાઇના જેટલી ઉમર છે, છતાં માથાના વાળ ખીચડી જેવા ( કાળા ને ધોળા ) થઇ ગયા છે. સુતાં સુતાં પણ

ચશ્મા પહેરી રાખે છે. ડેપ્યુટીની નોકરી માટે ઘણું કરીને બીજી પરીક્ષાઓ પણ આપવી પડે છે. પણ બિચારાથી વંચાતું નથી; છતાં પણ બે વરસથી લાહોર જાય છે, ને નાપાસ થાય છે. બીજી નોકરીઓ પણ મળે છે, પણ મહેનત, ઓછો પગાર ને પરદેશના કારણથી પસંદ કરતા નથી. તેથી લાચાર થઇને અહીંનાજ સ્કૂલમાં ૪૦-૫૦ રૂપીઆની નોકરી લઇ લીધી છે. એમની એવી હાલત જોઇને મારાં મોસાળીઆં એવાં ડરી ગયાં છે, કે કોઇ સ્કૂલનું નામ પણ લેતું નથી. અને સત્ય પૂછો તો એવી નોકરી લઇને શું ચુલામાં નાખવી છે, કે જીવનું જોખમ ને પગાર ચાળીસ પચાસનો મળે. એટલું બલ્કે એથી વધારે તો મોલવીઓ સુતાં ઊઠતાં કમાઇ શકે છે. જો તમારી કમાઈ ગણી જોઇએ તો એટલીજ અથવા એથી સહેજ ઓછી હશે! અને હજુ તો શરૂઆત છે.

**મુસ્તજાબ** - એ બધું ખરૂં, પણ હું એ કમાઇને પસંદ કરતો નથી. જ્યારથી મેં તમારા પિતાની હકીકત તમારે મોઢે સાંભળી છે, ત્યારથી એ ધંધાની તરફથી મારૂં મન એવું ખોટું થઇ ગયું છે; કે હવે મારાથી વાઅજ કહી શકાતીજ નથી, ને કોઇને ત્યાં જમવા જવાનું મન પણ થતું નથી. જાહેર રીતે તો લોક મને માન આપે છે પણ એવા માનથી હું પોતે શરમાઉં છું. પાંચ છ દિવસની વાત છે, હું મારા પિતાની સાથે એક ઠેકાણે જમવા ગયો હતો. અમારી સાથે વિદ્યાર્થીઓને પણ નોતર્યા હતા. બધા જમવા બેસી ગયા, ને અમે બાપ દીકરો દસ્તૂર પ્રમાણે વિદ્યાર્થીઓની પંગતમાં ફરતા રહ્યા. તે વખતે મેં જોયું કે કેટલાક લોકો આંગણામાં બેઠા કંઇક વાત કરે છે, ને અમારી તરફ જોતા જાય છે. મેં કાન દઇને સાંભળ્યું તો એક માણસ કહેતો હતો, કે કેવા વિવેકશૂન્ય ઘરવાળા છે, કે વિદ્યાર્થીઓને જમાડ્યા ને મોલવી સાહેબનો ભાવ પણ ન પૂછ્યો. બીજાએ ટોળ કરીને કહ્યું કે ભાઇ સાહેબ તમને ખબર નથી, મોલવી લોકો અહીં ખાવાના નહિ, એમનું ભાણું એમને ઘેર જાય છે. એ સાંભળીને ઘણી વાર સુધી નીચી નજરથી લોકો અમારી તરફ જોઇજોઇને હસતા રહ્યા. કહો વારૂ એથી વધારે લજ્જાસ્પદ જિંદગી બીજી કઇ હશે? જો કે અમને આવતા

જોઇને જે લોકો અમારા પર હસતા હતા, તે પણ માન આપવા માટે ઉભા થયા હતા. પણ તમે વિચાર કરો, કે એવા જુદા માનથી અમને શી ખુશી થવાની હતી! હું તો એમ માનું છું કે મોલવી થઇને ભરણપોષણ કરવું તે કૃત્ય ગમે તેવું ને ગમેતેવા રૂપમાં હોય તો પણ તેમાં પ્રતિષ્ઠા નથી. માગીને લેવું ને વગર માગે દયામણું મોં કરીને લેવું તે બંને બરાબર છે. જે લોકો અમને આપે છે, તે પણ માણસ છે, તેમને પણ અમારી પેઠે બે હાથ પગ છે, તો અમે શા માટે બીજાની આગળ હાથ ધરીને અમારો ભાર તેમના ઉપર નાખીએ ?

**આજાદી**—એજ ઇતરાજી મારા પિતા પણ કરે છે. પણ મારાં મા એવો જવાબ આપતાં હતાં, કે જેવી રીતે બીજી નોકરીઓ છે, તેવીજ રીતે મોલવીપણું પણ એક નોકરી છે. બીજાં કામ ન કરતાં લોકોને ધર્મની કેળવણી આપી, તો શું એ કામ ન કહેવાય? જો નોકરીમાં અપમાન નથી, જો ધંધામાં શરમ નથી, જો મહેનતમાં લાજ નથી તો મોલવીપણામાં કેમ હોય ?

**મુસ્તજાબ**—ભલે મોલવીઓ એવી રીતે પોતાનું મન વાળે. બધી દુન્યા જાણે છે, ને મોલવીઓ પોતે પણ જાણે છે, કે તેમને જે કંઇ અપાય છે તે ધર્મદાન ને ખુદાવાસ્તે અપાય છે. તેથી એવા પૈસા લેવાનું હું પસંદ કરતો નથી, કારણ કે એમાં ખુલ્લેખુલ્લું અપમાન જણાય છે.

**આજાદી**—બેશક એ ઇતરાજી ખરી છે. પણ ધંધો તો પ્રતિષ્ઠિત છે.

**મુસ્તજાબ**—વિદ્યાની ઉત્તમતા વિષે તો કોઇ પૂર્વપક્ષ ઊઠાવી શકે એમ નથી પરંતુ એ ધંધામાં બે નુકસાન મોટાં છે. પ્રથમ તો દંભ, કે જે એવો દુર્ગુણ છે કે મોલવીનો ધંધો કરવો ને દંભથી બચવું તે "કોયલાની દુકાન કરીને મોં કાળું ન થવા દેવું." તેની બરાબર છે. બીજું એકે એ ધંધો કરનાર માણસ હમેશા બીજાનાં દૂષણોજ ખોળતો ફરે છે. વાઅજ કહેવી ને દૂષણો કાઢવાં એ બંને કાર્ય ને કારણરૂપ છે. એથી ગર્વ ઉત્પન્ન થઇ માણસ પોતાને ઉત્તમ સમજવા લાગે છે. જો કે તે પોતે બીજાઓને

સુધારવા માટે મહેનત કરે છે પણ પોતે બગડતો જાય છે; તે સમજતો નથી. હું વિદ્વાનોના હકમાં કંઇ વધારે કહી શકતો નથી, પણ શું કરૂં મને મારા પોતાપર ભરોસો નથી.

**આજાદી**—લોકોને શિખામણ મળવાથી તેઓ ખુદાની આજ્ઞાની અવજ્ઞા કરતા અટકે છે, અને ધર્મથી વિમુખ થએલા લોકો સીધે રસ્તે લાગે છે, એ શું ઓછા પુણ્યનું કામ છે?

**મસ્તજાબ**—સત્ય કહો છો. પણ મારા આત્માનો પણ મારાપર હક છે. અને એ માટે મને ક્યામતમાં પૂછવામાં આવશે. જે વખત હું બીજાને સુધારવા માટે ગાળું, તે મને પોતાને સુધારવા માટે કેમ ન ગાળું? જો હું પરોપદેશને પુણ્યનું કામ ગણીને કરૂં તો ઘણું સારૂં કૃત્ય છે, પણ તેને ભરણપોષણ માટે કરૂં અને એજ ધંધો લઇ બેસું તે મને પસંદ નથી.

**આજાદી**—તમે તમારા આ વિચારો મોલવીસાહેબને પણ જણાવ્યા?

**મુસ્તજાબ**—મોલવીસાહેબે મારા બોલવાનો વખતજ આવવા દીધો નથી. એમણે બોલવા માંડયું તે એકદમ બોલેજ ગયા. એવામાં નમાજ માટે તેડું થયું તેથી મસ્જિદમાં પાધરા જતા રહ્યા.

**આજાદી**—એમને એવો વહેમ પડશે કે તમારાથી મહેનત થઇ શકતી નથી તેથી તમે એ ધંધો ખરા દિલથી કરતા નથી. બલ્કે તમારી સાથે મને પણ ( અપરાધમાં ) શામેલ કરે તો આશ્ચર્ય નથી.

**મુસ્તજાબ**—જે માન્યતા તદ્દન પાયા વિનાની છે, તે લાંબા સમય સુધી ટકવાની નથી. હું હવે પછી જે કામ કરીશ, તેથી તેમને ખાતરી થશે, કે તેમની ધારણા ખોટી હતી.

**આજાદી**—એથી તો ઓર એમની ધારણા પ્રબળ થશે. રાતદિવસ ઘરમાં ગોંધાઇ રહેશો, તો જરૂર કહેશે, કે બસ ઘરમાં બેસી રહી મજા મારવાનું ધાર્યું છે. એવી સ્થિતિમાં એમને અમારો ખર્ચ પણ ભારે પડે તો નવાઇ નથી; કેમકે માબાપ પર આપણો બોજો નાખવાની પણ અમુક ઉમર

હોય છે. તેથી તમારે સાફ સમજી લેવું જોઇએ, કે જો તમે મોલવીપણું છોડી દેશો, તો તમારા પિતા આપણને પોતાના ઘરમાં પણ રહેવા દેશે નહિ, ને એમનું એવું કરવું અયોગ્ય પણ કહેવાશે નહિ. કેમકે આપણી બાલાશી એ ક્યાં સુધી રાખે ?

**મુસ્તજાબ**—તમારૂં એ કહેવું સત્ય છે, અને હું પણ એમજ ધારૂં છું. પણ જરા એટલા તો વિચાર કરો, કે હું એટલા માટેજ મોલવીપણાનો ધંધો છોડવા માટે તૈયાર થયો છું, કે હું કોઇનો ઉપકાર ભૂલાવી શકતો નથી. તો પછી જ્યારે પિતાએ મને પરણાવી દીધો, ભરણપોષણ માટે હુનર શીખવી દીધો, બલ્કે ધંધે પણ વળગાડી દીધો, તો હવે હું તેમના ઉપકાર નીચે શી રીતે રહું ? હવે જો હું એ રસ્તે મારૂં ભરણપોષણ ન કરી શકું તો એમાં મારો વાંક છે, પિતાનો વાંક નથી. જ્યારથી મારા દિલમાં એ ધંધા તરફથી નાપસંદગી પેદા થઇ છે, ત્યારથીજ મેં પિતાથી જુદાઇ થવાની છે એમ સમજી લીધું છે. આટલા દિવસ સુધી પણ મેં રાહ જોઇ તે ફકત તમારા કારણથીજ, કે જોઉં તમે એ વિષે શો અભિપ્રાય આપો છો. અહીંના મુહંમદી પ્રિન્ટિંગપ્રેસના માલિક સાથે મારે જુનું ઓળખાણ છે. ભોપાળના નવાબ સિદ્દીક હસન ખાનસાહેબ પોતાનાં પુસ્તકો એજ છાપખાનામાં છપાવે છે એ હું જાણું છું. એ પ્રેસમાં ટીકા લખવા તથા પ્રુફ જોવા માટે એક અરબી જાણનારની જરૂર છે એમ મને ખબર છે. એ નોકરી મને મળવાનો સંભવ છે. હાલમાં તો માસિક રૂ ૩૦ નો પગાર છે, પણ આગળ જતાં રૂ ૫૦) થઇ શકે એમ છે. હું મારી ધારણા પ્રમાણે એ કામ ઉત્તમ રીતે બજાવી શકીશ. એ કામ કરવાથી બધી જાતનાં પુસ્તકો વાંચવાનો પણ લાભ મળશે; તેથી મારૂં જ્ઞાન પણ વધતું જશે. જો તમારી સલાહ હોય, તો હું એ નોકરી સ્વીકારૂં. ઘરબારનો બંદોબસ્ત જો મારે ભોપાળ જવું પડે તો તમે અહીં કરી લેજો.

**આજાદી**—ઘરખટલાની એની ભારે ખટપટ નથી. એ તરફની તો તમારે ફિકરજ રાખવી નહિ. હવે નોકરી માટે વિચારવું જોઇએ. દેખીતી

રીતે તો એ નોકરી દરેક રીતે ઉત્તમ છે. તમારા સ્વભાવને અનુકૂળ છે. એક મોટા રાજ્ય સાથે સંબંધ થાય છે, ને ભવિષ્યમાં ઉન્નતિની આશા છે, તે જોતાં હાલનો પગાર પણ ઓછો નથી. ફક્ત એક વાંધો છે. એક મિત્રના તાબામાં રહી નોકરી કરવાની છે. મિત્રતામાં સમાનતા રહે છે, પણ નોકરીમાં રહેતી નથી.

**મુસ્તજાબ**—જે કામ હું કરવાનો છું તેની સાથે છાપખાનાના માલિકને કંઇ સંબંધ નથી. તેની તાબેદારી તો નામનીજ છે. ખરો સંબંધ નવાબસાહેબની સાથે રહેશે. વળી જો એક મિત્રની તાબેદારી હોય, તો તે, એક એક બબ્બે રૂપીઆ માટે અથવા એક બે વખતના જમણ માટે પ્રત્યેક સારા નરસાના ઉપકૃત થવું પડે તે કરતાં ઉત્તમ છે.

**આજાદી**—મોલવીસાહેબ નારાજ થશે એનો પણ વિચાર થાય છે. તમારી નોકરી એમને નાપસંદ પડશે.

**મુસ્તજાબ**—બેશક નોકરી એમને નાપસંદ પડશે, પણ શું કરવું લાચારી છે. મારા ભરણપોષણનો બંદોબસ્ત કરવો એ મારૂં કામ છે. એટલી તજવીજ રાખવી જોઇએ, કે તે ધંધો શરેથી વિરૂદ્ધ ને કુટુંબની પ્રતિષ્ઠાને કલંકિત કરનાર ન હોય. તમે જાણો છો કે જે નોકરી હું પસંદ કરનાર છું, તેમાં એ બંને મુદ્દા સચવાય છે. વળી માબાપનું નારાજીપણું શું ! બે ચાર દિવસ નારાજ થઇને પાછાં રાજી થઈ જશે. વળી જ્યારે એમ કરવાનાં સબળ કારણો છે, એમ એમની પ્રતીતિ થશે, ત્યારે સઘળો રોષ દબાઇ જશે.



## પ્રકરણ ૮ મું.

### મોલવી મુસ્તજાબનું નોકર થઇને ભોપાળ જવું, અને નોકરીની કેફિયત.

મોલવી મુસ્તજાબે દિલ્લીમાં છાપખાનાની નોકરી સ્વીકારી. એ નોકરી પિતાની આજ્ઞાની વિરૂદ્ધ નહિ પણ તેમના અભિપ્રાયની વિરૂદ્ધ હતી. તેથી એને એવી સારી રીતે નભાવી, કે કંઇ કહેવાની વાત નહિ. હજુ તો છ મહીના પણ થયા નહોતા તેટલામાં મોલવીસાહેબનો પગાર પચાસ રૂપીઆ થઇ ગયો.

કેટલાક દિવસ પછી નવાબસાહેબની એ હાલત થઇ, કે નવું પુસ્તક રચવું હોય તો ફકત તેનું ખોખું તૈયાર કરી આપતા હતા. મોલવીસાહેબ તે ઉપર ટીકા ને ખુલાસો સવિસ્તર લખીને જાણે તેમાં જીવ નાખી આપતા હતા. નવાબસાહેબનાં કેટલાંક પુસ્તકો તો એવાં જોવામાં આવે છે, કે પુસ્તકનો બધો સાર મોલવીસાહેબના રીવ્યુથી જણાઇ આવે છે. તેમાં મૂળ પુસ્તકમાં તો ફકત નામનીજ મતલબ હોય છે. અર્થાત ફકત ટીકાજ ચિત્તાકર્ષક જણાય છે. અસલ પુસ્તકમાં તો કંઇ માલ જણાતોજ નથી.

મોલવી મુસ્તજાબની નોકરીના ત્રીજા વર્ષમાં નવાબસાહેબે એક મોટું પુસ્તક લખવાનો વિચાર કર્યો હતો. તેમાં કોઇની નકલ કરવી, ઇમામપણું, છૂટા હાથ રાખીને નમાજ પઢવી, પોકારીને આમીન કહેવી, સૂફી લોકોની રીતભાત, મુરીદ થવું, ધર્મયુદ્ધ, વ્યાજ, ખ્રિસ્તિઓની સાથે મળતાપણું, ખ્રિસ્તિઓની સાથે ભાણાવ્યવહાર, ને રાજ્યકર્તાઓ (ઉલિલ અમ્ર) વગેરે જે જે મોટી બાબતો છે તે બધી દાખલ કરવાનો વિચાર હતો. તેથી એ પુસ્ક એવું સંપૂર્ણ કરવાની મરજી હતી, કે ચૌદમી સદીના મુસલમાનોને એ પુસ્તકની આગળ બીજા કોઈ પુસ્તકની આવશ્યકતા બાકીજ રહે નહિ. એ કામ એવું અઘરૂં હતું કે એકલા નવાબ

સાહેબથી થવું અશક્ય હતું. તેથી મોલવી સાહેબના નામપર તાર આવ્યો. ને તારની સાથેજ ખર્ચના પૈસા પણ આવ્યા, વળી પાછળથી કાગળ આવ્યો ને તેમાં બોલાવવાનું કારણ લખ્યું હતું. માસિક રૂ. ૧૦૦) પગાર ને રહેવાનું તથા ખાવાનું નવાબ સાહેબની સાથે ઠર્યું. કેટલાક લોકોએ ભોપાળમાં તપાસ કરીને મોલવી સાહેબને લખ્યું, કે નવાબ સાહેબને તમારી એટલી બધી કાળજી છે, કે તમે ભોપાળ આવશો, કે તરત તમને કાજીયુલકજાત ( હાઇકોર્ટના જજ )ની જગા આપશે, એવું અહીંના ખાસખાસ લોકોનું ધારવું છે. આ બધી લલચાવનારી બાબતોની સાથે ફકત સ્ત્રીની જુદાઇની ફિકર દુઃસહ હતી. મોલવીસાહેબ તો ના લખવાના હતા, પણ તેવામાં લોકોએ તેમને સમજાવ્યા કે અહીંથી ઠેઠ ભોપાળ સુધી રેલ્વે છે. ફકત એક રાતદિવસની મુસાફરી છે. મુસલમાની રાજ્ય છે. બેગમસાહેબના સ્વામી કે જેમના હાથમાં બધી સત્તા છે તે આમ હેતથી બોલાવે અને તમે ન જાઓ એ તો " લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે મોં ધોવા જવું " જેવું તમારૂં કૃત્ય અમને પસંદ પડતું નથી. એવો જોગ હમેશા મળતો નથી. એકલા રહેવાથી ગભરાઓ છો, તો ઘરવાળીને સાથે લઇ જાઓ, અથવા પાછળથી બોલાવી લેજો. ખુદા જાણે તમારા એકના દાખલ થવાથી કેટલા બધાનું શ્રેય થવાનું હશે ! માટે જરૂર જવું જોઇએ.

એવી રીતે બધા જાઓ જાઓ કરતા હતા, પણ મોલવી મુસ્તજાબ જાય એવા ન હોતા. તેમણે પોતાની સ્ત્રીની સલાહ લીધી કેમકે તેનીજ સલાહને તે ખરી સલાહ માનતા હતા. આજાદીએ કહ્યું, કે હું ખરા દિલથી તો જવાની રજા આપતી નથી; પણ નાના મોટા સૌએ મારો જીવ ખાધો છે કે તેમને જવાદો; તેથી લાચાર છું. કોણ જાણે લોકોને એટલી બધી ઉતાવળ શેની છે ? તમે ત્યાં જતાંજ દિલ્લીવાળાના એવા કેવા દહાડા ફેરવી દેવાના છો, કે લોકો જવા દો જવા દોજ કરે છે. રોજ સેંકડો જણા આવીને પૂછે છે, કે હજુ ગયા કે નથી ગયા ? તમે જવાની સલાહ તો આપી છે ની ? ના તો પાડી નથી ? જવાનો પાકો વિચાર

કર્યો છે કે નહિ ? ગુરૂવારે જશે કે શનિવારે ? એમ જ્યારે બધા જવા માટે કહે છે, તો હું એકલી શી રીતે રોકી શકું ? બાજાની તો શી વાત કહું, તમારા માબાપને હજુ પણ એજ વહેમ છે, કે મેં તમને સમજાવીને વાઅજ કહેવાનું છોડાવ્યું, ને મેંજ કહી કહીને તમારી પાસે નોકરી કરાવી. પરંતુ ખુદાનો ઉપકાર છે, કે હજુ સુધી નોકરીમાં કોઇ નઠારો બનાવ બન્યો નથી. જો એવું થાત, તો એ લોકો મને મેણાં મારી મારીને મારી નાખત. તમારા જવાથી મારા દિલ પર જે કષ્ટ થાય છે તે તો થાય છેજ; મારૂં મન જાણે છે; પણ મોંમાંથી એવો શબ્દ કાઢનાર નથી કે કાલ ઊઠીને સોગંદ ખાવાની જગા પણ રહે નહિ. વળી મને પણ ખાતરી છે, કે હવે તમે પોતે પણ અહીં રહેવાના નથી. જોગજ એવો આવ્યો છે, તેથી લાચાર છું. જાઓ ખુદાને સોંપ્યા, ખુદા તમારૂં રક્ષણ કરે. મેં દંપતીના અન્યોન્ય શા હક ને સંબંધ છે તે પુસ્તકોમાં વાંચ્યું છે, ને વાઅજોમાં સાંભળ્યું છે. મારો હક તો તમારા ઉપર ફક્ત મહેરનો છે, તો હું સેંકડોની વચ્ચે પોકારીને કહું છું કે મેં મારો એ હક માફ કર્યો. પરંતુ કોઇ પણ માણસના બીજા માણસપર એટલા બધા હક નથી, જેટલા તમારા હક મારાપર છે. હું તમારા હકોની દેણદાર છું, એ સારી પેઠે સમજું છું. મેં મારા પીએરમાં જઇને બધી સ્ત્રીઓની પેઠે તમારી નિંદા કરી હશે, કોઇ વાતમા તમારાં માબેનનો કસૂર હશે છતાં હું તમારી તરફથી શંકાશીલ રહી હોઇશ, કોઇ વખતે મેં તમને અયોગ્ય કામ કરવા માટે કહ્યું હશે, તે તમે નહિ કર્યું હોય તેથી હું તમારાથી નારાજ થઇ હોઇશ, તમે કોઇ વસ્તુ લાવીને આપી હશે, ને મેં ઉપકાર નહિ માન્યો હોય, તમારી સેવાચાકરી કરવામાં મારાથી ન્યુનતા થઇ હશે. અર્થાત્ એક વખત તમારો હુકમ ન માન્યો હોય, અદબ ન કરી હોય તો ખેર, એવી તો સેંકડો હજારો વાતો છે. તેથી મારો તો વાળવાળ ગુનેહગાર છે એમ મને ખાતરી છે. માટે હાથ જોડીને કહું છું કે મારા એ બધા અપરાધ ક્ષમા કરો. જિંદગીનો કંઇ ભરોસો નથી, કોણ જાણે આજના જુદા પડેલા ફરી આ દુન્યામાં મળીશું કે નહિ ? તમારા ગય

પછી હું મરી જાઉં ને તમારા હક મારે માથે રહી જાય એવું ન થાય તો સારૂં, માટે ખરા દિલથી મોંથી કહો, કે મેં મારા હક માફ કર્યા.

આઝાદીએ એવા કરૂણાજનક શબ્દોમાં જવાનું કહ્યું, કે તે મોલવી મુસ્તજાબથી પણ સહન થઇ શકયું નહિ. તેઓ રડી પડયા, ને એવા રડયા કે શ્વાસ પણ રૂંધાઇ ગયો. આઝાદીની સ્થિતિ પણ અવર્ણનીય હતી. ચુપ રહેવા માટે ઘણી મહેનત કરી, જીવને ધીરજ આપી, વિચાર બીજી તરફ ફેરવ્યો, ઉઠીને પાણી પીધું, ને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઇ બેઠી, પરંતુ મને માન્યું નહિ ને રડવું જારીજ રહ્યું. છેવટે મોલવી મુસ્તજાબ રડતા છાના રહ્યા, ને કહ્યું કે તમે આમ ગભરાઇ કેમ જાઓ છો ? હું તો તમને સાથે લઇ જવાનો હતો, પણ અજાણ્યું શહેર છે તેથી હિંમત પડતી નથી. જો કે નવાબ સાહેબ સાથે કાગળપત્રનો વ્યવહાર છે. પણ એક બીજાને જોયા નથી, ઓળખ્યા નથી, તેથી કોણ જાણે તેમનો સ્વભાવ કેવો હશે? તેથી લાચાર છું. જતાંજ ઘરનો બંદોબસ્ત કરીને તમને બોલાવી લઇશ. નોકર રહ્યા પહેલાં ગામડાઓમાં વાઅજ કરવા હું જતો હતો ત્યારે દસદસ પંદરપંદર દહાડા બહાર રહેવું પડતું હતું. આ વખતે પણ તમે એમજ સમજજો કે જાણે વાઅજ કરવા ગયો છું. જો ભોપાળમાં ઘરનો બંદોબસ્ત નહિ થાય, તો આઠમે દિવસે તમે મને અહીં જોઇ લેજો. નોકરી તો શું તેઓ મને ભોપાળનું રાજય આપે તો પણ હું રહું નહિ.

**આઝાદી**—એ તો હું જાણું છું. કે તમે ભોપાળમાં ઠામ પડયા પછી મને બોલાવશો!, કેમકે હું અહીં રહીને શું કરવાની હતી! તમે જશો કે તરત હું પણ બધું ઠેકાણે કરી મારા પીએરમાં જતી રહીશ. પણ ખુદા જાણે આ વખત કેમ એવો વિચાર આવ્યો છે, કે મનજ માનતું નથી. મને રડતી જોઇને તમે પણ રડો છો, તેથી લો હવે હું છાની રહું છું તમે પણ છાના રહો, ને રાજી ખુશીથી સિધાવો. જેવી રીતે પીઠ દેખાડો છો, તેવીજ રીતે ફરી મોં દેખાડો એવો રૂડો દિવસ ખુદા લાવે. આઝાદીએ

સિધાવો કહેતાં તો કહ્યું, પણ જ્યારે મોલવી સાહેબે " હું તમને ખુદાને સોંપું છું " એમ કહ્યું, છેલ્લી સલામ કરી, અને આશીર્વાદ દઈ " હે ખુદા મને ભલાઇની તરફ લઇ જા, હે ખુદા તું સફરનો સાથી અને બાળબચ્ચાં તથા માલનો રક્ષણકર્ત્તા થા" કહ્યું, ત્યારે આજાદીની પ્રથમના જેવી બલ્કે તેથી પણ નઠારી હાલત થઇ ગઇ. તે મોલવી સાહેબની પાછળ પાછળ દરવાજા સુધી ગઇ. શેરીના નાકા સુધી તેમને જોતી રહી, અને પાછી ફરતાં જ જમીન પર ઢળી પડી. હું આમ શા માટે ગભરાઉં છું તેની તેને પણ સમજ પડતી ન હોતી. મુસ્તજાબની સાથે પોતાનો એવો ગાઢ સંબંધ છે, એવું આજાદી પહેલાં જાણતી ન હોતી. દંપતી રાજીખુશીથી એક ઠેકાણે હળી મળીને રહેતાં હતાં, કોઇ વખત લડયાં ન હોતાં, બંને એક બીજાની ખાતર રાખતાં હતાં, મોંપર તો બહુ નહિ પણ બંને એક બીજાને જોઇને રાજી થતાં હતાં. પરંતુ વિયોગ થયો ત્યારે ખબર પડી કે દંપતીનો ફકત સંબંધ ન હોતો, પણ લેલી મજનૂન ને શીરીન ફર્હાદ જેવો ગાઢ સંબંધ હતો.

અમે જેટલા દુન્યાદાર લોકો છીએ તે એ પ્રમાણેજ ભૂલ ખાઇએ છીએ, ભિન્નભિન્ન પ્રકારના ઉપાધિઓ આપણી પાછળ વળગાડીએ છીએ ને માથાપર ભાર વધતો જાય છે, તે વિચારતા નથી.

જે સાંજરે મોલવી મુસ્તજાબ ભોપાળ ગયા, તે રાત્રે આજાદીએ કંઇ ખાધું નહિ, ફકત રડીરડીને રાત કાઢી. સવારે ઉઠીને વિચાર કરવા લાગી, કે બસ આખો દહાડો વચમાં છે. ખુદા ખેર કરશે તો પાછલા પોહોરની નમાજ ભોપાળમાં પઢશે. સ્ટેશન પર ઉતરતાં રૂપીઆનો તાર કરશે. હું સાંજની નમાજ પઢતી હોઇશ કે પઢી રહી હોઇશ ને તાર આવશે. મેં આજે રોજો રાખ્યો હોત તો ઠીક થાત સાંજ સુધી તો રાહ જોવીજ પડશે, તેથી રોજો રાખ્યો હોત તો તે કબૂલ થાત.

" માણસ ઘણો ઉતાવળીઓ છે, " એમ ખુદાએ ફરમાવ્યું છે, તે સત્ય છે. આજાદીએ સવાર સાંજ ગણવા માંડી. રાહ જોતાં જોતાં તેને એ દહાડો એટલો લાંબો થઇ ગયો કે જાણે ખૂટેજ નહિ ! તેને આજના બધા

બનાવો વિપરીત ભાસવા લાગ્યા. કેટલા વાગ્યા તે નક્કી કરતાં પોતેજ ભુલતી હતી, છતાં બીજાઓની ભૂલ કાઢતી હતી. તેણે ઘરની ચાકરડીને ધમકાવીને કહ્યું કે તમે જાણુતાં નથી કે રાત્રે મેં કંઇ ખાધું નથી, ને હજુ સુધી તમે બેઠાં બેઠાં વાતોના તડાકા મારો છો. કયારની સવાર થઇ છે, ને કોઇને ચુલાની હજુ ફિકર નથી! હજુ તો રમજાન (ઉપવાસનો મહીનો) ને ઘણુા મહીના બાકી છે. દાસીએ એ સાંભળીને ગભરાઈ ગઇ, ને એકે માથા પર દુપટ્ટો નાખીને શાકભાજી લાવવા માટે બજારનો રસ્તો લીધો, ને તરત પાછી આવીને કહેવા લાગી, કે બીબી હજુ તો કોઇની પણ દુકાન ઉઘડી નથી. બપોરની નમાજ માટે તેણે ઘણી વખત મસ્જિદમાં તપાસ કરાવી, કે જુઓ તો ખરા બાંગ દેનાર સૂઇ તો નથી ગયો?

આજાદી ઉતાવળ કરતી હતી તે યોગ્ય હતી. તેને તાર આવવાની ઉતાવળ હતી. પણ સાધારણ રીતે જેઇએ છીએ, તો માણસનો સ્વભાવજ ઉતાવળીઓ છે. તેની ઇચ્છા છે, કે દરેક કામ આજેજ ને અબઘડી થઇ જાય. વિદ્યાર્થીઓને ઉતાવળ છે, કે કયારે ભણી રહીને ડિગ્રી મેળવીએ, મિડલવાળો મેટ્રિક્યુલેશન માટે, ને મેટ્રિક્યુલેટેડ પી. ઇ. માટે ઉતાવળ કરે છે. જુવાન માણસ ઉતાવળ કરે છે, કે ક્યારે મોટો થાઉં ને પરણું. માથા પર વાળ રાખ્યા છે, તે એક દિવસમાં સેંકડો વખત ચપટીમાં લઇને જુએ છે, કે કેટલા મોટા થયા. સોદાગર માલ મોકલવા માટે ઉતાવળ કરે છે ને સાહુકાર વ્યાજના હફતા લેવા માટે બેકરાર છે. અર્થાત મા ્સ અજબ તરેહની સૃષ્ટિ છે કે જેનું થવું અશકય છે, તેને કહે છે, કે હમણાંજ થાય, અને મોત કે જેનું આવવું નિશ્ચય છે, તે વિષે ધારે છે, કે તે આવવાનુંજ નથી. ગાલિબ કવિ કહે છે તે સત્ય છે કે,

**દોહરો.**

રાહ મોતની જોઉં ક્યમ, આવે તે નિર્ધાર,
બોલાવું પણ આવે નહિ, તેની રાહ જેઉં વાર.

આજાદીની ઉતાવળ જોઇને અમને વિચાર થાય છે, કે જ્યાં આગ-

ગાડી નથી, તાર નથી ત્યાંના લોકોમાં હેતપ્રીતિ નહિ હોય ? જો હશે તો તેઓ મુસાફરી કરતા નહિ હોય ? કેમકે જો મુસાફરી કરતા હોય તો આજાદીના જેવા સ્વભાવવાળા માણસો તો જીવી શકેજ નહિ.

સારૂં થયું કે સંધ્યાકાળની નમાજની બાંગ થતી હતી, તે વખતે ખેરીયતથી પોંહોંચ્યાનો મોલવી મુસ્તજાબનો તાર ભોપાળથી આવી ગયો, ને આજાદીએ નિરાંતે નમાજ પઢી. ત્રીજે દિવસથી રોજ એક તો અવસ્યે ને કોઇ કોઇ દિવસ બબ્બે કાગળો આવવા લાગ્યા.

મોલવી મુસ્તજાબે આજાદીને લખ્યું, કે નવાબ સાહેબે મને એટલું બધું માન આપ્યું છે, કે જેના ૧૦૦ મા ભાગની પણ મને આશા ન હોતી. મને પોતાના રહેવાના બંગલામાં ઉતારો આપ્યો છે. વાતચીત ને બેસવા ઊઠવામાં મારી સાથે સમાનતા રાખવામાં આવે છે. વળી નવાબ સાહેબ પોતે મોટા વિદ્વાન ને વિદ્યોત્તેજક હોવાથી એમની સેવામાં એટલા બધા મોલવીઓ એકઠા થયા છે, કે ફક્ત મોલવી હોવાથી અહીં કંઇ આબરૂ મળે એમ નથી.

એ વાત સત્ય છે, કે એક પારસીને પોતાની વગસગના પ્રતાપે એક એજંટે અદાલતનો નાજિમ ( બંદોબસ્ત કરનાર ) ઠરાવી દીધો હતો. તેની કચેરીનું જે પહેલું કામ નવાબ સાહેબની પાસે આવ્યું, તેમાં તે પારસી ગૃહસ્થના નામની સાથે મોલવીનો ખિતાબ લખેલો હતો. એવી ભૂલ શા કારણથી થઇ તેની તપાસ કરવાથી જણાયું કે કારકુન એક નાવાકિફ અને ઓછી આવડતવાળો માણસ હોવાથી તેણે જોયું કે બધા ઓહદેદારો, નાજિમો ને મોટા પગારવાળાઓને મોલવી લખવામાં આવે છે, માટે મોલવીનો ખિતાબ આ રાજ્યના બધા ઓહદેદારો માટે સામાન્ય હશે. એમ સમજી બીચારાએ પારસીને પણ મોલવી લખી દીધા. ઘણા દિવસ સુધી એ વાતનું હસવું રહ્યું કેમકે એ કૃત્ય હસનીયજ હતું. પારસીઓનો ધર્મ જોતાં તેઓ મૂર્ત્તિપૂજક છે, અને હિંદુઓને અનુસરે છે. વળી રહેણી-કરણી તથા સંસારવ્યવહારમાં અંગ્રેજો જેવા છે. તેથી એક વિનોદીએ સત્ય

કહ્યું છે, કે પારસીપણામાંથી અંગ્રેજીપણું બાદ કરીએ તો હિંદુપણું બાકી રહેશે. બેશક પારસીઓનો જાહેર દેખાવ અંગ્રેજ જેવો અને અંદરખાનેથી હિંદુ જેવો છે. તેને મુસલમાની ધર્મ સાથે સંબંધ રાખતા મોલવીના ખિતાબ સાથે શો સંબંધ? પરંતુ જ્યારે મેં સાંભળ્યું કે: અંગ્રેજ સરકાર પારસી ગૃહસ્થોને ખાનબહાદુરનો ખિતાબ આપે છે, ને જ્યારથી શમ્સુલઉલમાનો ખિતાબ નીકળ્યો છે, ત્યારથી કેટલાક પારસી ગૃહસ્થો શમ્સુલઉલમા થયા છે; ત્યારે મેં નક્કી કર્યું કે કારકુને મોલવી શબ્દ લખ્યો તે અંગ્રેજોના શમ્સુલ ઉલમાથી અજુગતો નથી. ખેર આ વાકયો મૂળ વિષય સાથે કંઇ સંબંધ રાખતાં નથી.

અસલ મતલબ એ છે, કે હું મોલવી નથી, છતાં મને લોકો મોલવી કહે છે, અને દિલ્લીમાં પણ મને મોલવી કહેતા હતા. કહેતાં ઠીક લાગતું નથી પણ શું કરૂં કહ્યા વિના ચાલતું પણ નથી કે અહીં મોલવીઓની ઘણી સંખ્યા છે, તે ધાસ્તી ભરેલું છે. કેમકે રાજ્યમાં પક્ષાપક્ષી દેખાઇ આવે છે, તેથી ખુદા ખેર કરે !

નવાબ સાહેબને ગ્રંથ રચવાના કામમાં મદદ કરૂં એટલા માટેજ તેમણે મને બોલાવ્યો છે. પણ તેમની વાતો પરથી જણાય છે, કે કચેરીની કોઇ નોકરી પણ મને આપી દે તો નવાઇ નથી. હાલમાં તો કોઇ પ્રતિષ્ઠિત જગા ખાલી નથી. પણ મારૂં ભરણપોષણ કરવું એમને મંજૂર છે, તો નવું પુસ્તક લખવા કરતાં નવો ઓહદો કાઢવાનુ કામ એમને અઘરૂં નથી. લોકો એવા ઘણા દાખલા આપે છે, કે પ્રથમ પગાર મુકર્રર કરવામાં આવે છે, ને પછી સાધારણ ચાલુ નોકરીઓમાં કોઇ જગા ખાલી ન હોય, તો કોઇ ખાસ કામ ઉપર લગાડી દેવામાં આવે છે. અહીં કામની સાથે કંઇ સંબંધ નથી. જેટલો જેનો પગાર નક્કી થયો, તેટલો તેને કામ હોય કે ન હોય તો પણ મળ્યા કરે છે. પરંતુ હું નકામો બેઠો બેઠો ગભરાઉં છું. બની શકશે તો વિનતિ કરીને કોઈ કામ લઇશ, ને નહિ તો પછી લાચારીએ અહીંના નિયમ પ્રમાણે બેઠો બેઠો પગાર ખાઇશ. પરંતુ એ બંનેમાંથી એક પણ

વાત નક્કી થાય નહિ, ત્યાં સુધી હું તમને બોલાવવાનું યોગ્ય ધારતો નથી. આ વાત હું નવાબ સાહેબને પણ કહી સંભળાવીશ.

એવી રીતે ૭ મહીના જતા રહ્યા પણ કોઇ પુસ્તક લખવાનું કામ નવાબ સાહેબે શુરૂ કર્યું નહિ, અથવા કચેરીની કોઇ નોકરી પણ આપી નહિ. નવાબ સાહેબ સાથે એ વખત ખાઓ પીઓ ને ઠરાવ પ્રમાણે પગાર લેતા રહો, ને નકામા બેઠા બેઠા બગાસાં ખાઓ. મુસ્તજાબ કહી કહીને, ને આજાદી રાહ જોઇ જોઇને થાકયાં, પણ નવાબ સાહેબ વાયદા કરતા થાકયા નહિ. જયારે અરજ કરી ત્યારે જવાબ મળ્યો કે કાલે કરીશું, પરમ દહાડે કરીશું. ગરીબ મુસ્તજાબ શું જાણે ને આજાદી બિચારી શું સમજે, કે હિન્દુસ્તાની રજવાડામાં કિયામતને કાલ, ને વરસને પરમદહાડો કહે છે! પગારનો વધારો, નવાબ સાહેબની મિત્રતા, અને ભવિષ્યની આશાઓની લાલચે મુસ્તજાબ, આજાદી, બીજા સંબંધીઓ અને અન્ય ઉમેદવારોને જે ખુશી ઉત્પન્ન થઇ હતી, તે રોજના વાયદાઓથી જતી રહી. આશાને બદલે નિરાશા ને ઉપકારના બદલામાં બડબડાટ થવા લાગ્યાં.

નવાબ સાહેબ પોતે લાયક, વિદ્વાન, અનુભવી, કાર્યદક્ષ, ને વ્યવસ્થા જાણનાર હતા. વળી તેમની સત્તા એટલી વિસ્તીર્ણ હતી, કે જાણે પોતેજ રાજ્યના માલિક હતા. પણ રાજ્યમાં આરંભથી એવો સડો પેઠેલો હતો કે તે કોઇ રીતે સુધરવાની આશા ન હોતી. દગાફટકા અત્યંત હતા, ને જેટલાં મોં તેટલી વાતો હતી. કોણ જાણે એવા લોકોની સોબતની અસર હતી, અથવા નવાબ સાહેબનો સ્વભાવજ એવો હતો કે ઇચ્છતા પણ કરતા ન હોતા. તેઓ એવા વહેમી થઇ ગયા હતા, કે દરેક બાબતમાં વહેમ કરતા હતા, ને સમજતા હતા કે " શક તો કરૂં છું, છતાં મને શક છે કે નહિ, એમાં પણ શક છે!"

આ સ્થિતિ જોઇને મુસ્તજાબને ઘણી અસર થઇ, પણ આવી ફસ્યો હતો, તેથી છુટકો ન હોતો. આજાદીને અહીંની હકીકત લખી, પણ જેવી તેવી; કેમકે તે જાણતા હતા કે સાચી હકીકત લખીશ તો તે અહીંની

વજીરાતને પણ પસંદ કરશે નહિ. નોકરી ને નવાબ સાથેના સંબંધનું તો તેની નજરમાં કંઇ મૂલ્યજ ન હોતું, પણ અહીંથી જવું એ પણ એક મુશ્કિલ કામ હતું. કેમકે જગતનો દસ્તૂર છે કે માણુસ પોતાના ઇરાદાથી કોઇને ઘેર જાય છે, પણ રજા મળ્યા સિવાય પાછો જઇ શકતો નથી. તેથી હવે રજા માગવી તો શું કહીને માગવી તેની ભારે સોચના હતી.

## પ્રકરણ ૯ મું.

### મોલવી મુસ્તજાબનું ભોપાળમાં મરણ ને આજાદીનો રડાપો.

મોલવી મુસ્તજાબને ભોપાળમાં આવ્યાને દસમો મહીનો હતો, ને શાબાન ( ૮ મો મહીનો–મુસલમાની ) મહીનાથી રમજાન ( મુસલમાની ૯ મો મહીનો; ઉપવાસનો મહીનો )ની તૈયારીઓ થવા માંડી. ત્યારે મોલવી સાહેબને ખબર પડી કે આખો રમજાનનો મહીનો સરકારી બધી કચેરીઓ બંધ રહેશે, ને જેટલા પરદેશી નોકરો છે, તે બધાને પોતપોતાને ઘેર જવાની રજા આપવામાં આવશે. જેનું મન ચાહે તે પોતાને ઘેર જઇને રમજાન કરે. છોડી મૂકવા માટે કેદીઓનું લિસ્ટ તૈયાર થયું, કે દરરોજ રોજો છોડવાની વખતે વીસવીસ પચીસપચીસને છોડી મૂકવા, ને જે બાકી રહે તેમને ઇદનું દાન આપતાંજ છોડી મૂકવા.

એ સાંભળી મુસ્તજાબને ઘણી ખુશી થઇ કે બસ હવે છુટકો થશે; પણ પોતે નોકર ન હોતો, નવાબ સાહેબનો મુસાહિબ હતો તેથી વહેમ પડયો, કે એ હુકમમાં મારો સમાવેશ થાય છે, કે નહિ ! એના મનમાં વિચાર આવ્યો, કે નોકર શબ્દ ઉપર એક પુસ્તક લખીને અકલથી ને દાખલા દલીલોથી નવાબ સાહેબને સાબિત કરી આપું, કે નોકરને માટે સેવાની આવશ્યકતા નથી. પણ પાછો વિચાર આવ્યો, કે આટલી બધી મહેનત

કરવાની શી જરૂર છે! મારી મતલબ તો છુટકો કરાવવાની છે ને તે તો કેદીઓના લિસ્ટમાં નામ લખાવી દેવાથી પણ હાસિલ થઇ શકે એમ છે. જો મુસ્તજાબે એમ કર્યું હોત તો નવાબ સાહેબ કેદીઓના લિસ્ટમાં મોલવી મુસ્તજાબનું નામ જોઇને આશ્ચર્યજ પામત. જો કે એમ કરવાથી ફાયદો કંઇ થાત નહિ. નવાબ સાહેબની જે ટેવ હતી તે ચિરસ્થાયી ન હોતી. અચંબો પામત; તો પણ થોડા વખતમાંજ ભૂલી જાત. પરંતુ એમ કરવાનો વખતજ ન આવ્યો.

ખુદ નવાબ સાહેબે એક દિવસ મોલવી સાહેબને પૂછ્યું, કે મોલવી સાહેબ રમજાન ક્યાં કરવાનો ઇરાદો છે? મુસ્તજાબના મનમાં તો આવ્યું, કે જેવી રીતે દરેક વાતનો ગોળગોળ જવાબ આપવાની નવાબ સાહેબને ટેવ છે, તેમ હું પણ જવાબ આપું, કે ઇદિના દિવસ સુધી મારૂં રહેવું કે જવું નક્કી ન થાય. પરંતુ એને તો ઘેર જવાની ધુન લાગી હતી, તેથી બોલી ઉઠ્યો, કે "રમજાન બાલબચ્ચાં અને મિત્રોની સાથે વતનમાં કરવા જોઇએ" પછી મોલવી સાહેબે ઘેર કાગળ લખ્યો, અને એમનું આવવાનું સાંભળીને ઘરનાં માણુસો પણ રાજી થયાં; પરંતુ આજાદી તો પૂર્વવત શોકાતુરજ હતી. બલ્કે એકાદ સ્ત્રીએ મુબારકબાદ આપીને કહ્યું, કે રમજાન આવે છે, અને મોલવી સાહેબ પણ આવવાના છે, તેવી તમે ઘર ધોળાવ્યું હોત તો ઠીક. એ સાંભળીને આજાદીએ કહ્યું કે હા હું પણ જાણું છું. કાલે સાંજરેજ કાગળ આવ્યો છે, કે ચાંદરાત સુધી આવીશ. રજા મળી છે, મુસાફરીની તૈયારી કરવા માંડી છે. પરંતુ કોણ જાણે કયા કારણુથી મને ભરોસો પડતો નથી. તકિયાના ગિલાફ ને ચાદરોની ગાંસડી લઇને બેઠી કે જોઉં ઉપયોગમાં આવે એવાં છે, કે નહિ, પણ ગાંસડી ખોલવાનું મન થયું નહિ, તેથી:પાછી મૂકી દીધી.

એવી વાતો ચાલતી હતી, એવામાં સિપાઇએ બૂમ પાડી, કે તાર આવ્યો છે. તારનું નામ સાંભળતાંજ આજાદીના હોશ ઉડી ગયા. અંતઃકરણ ધડકવા લાગ્યું, ને જ્યારે દાસીએ તાર આપ્યો, ત્યારે હાથ ધ્રુજતા હતા.

પાડોશમાં અંગ્રેજી ભણેલો એક છોકરો હતો, તેને બોલાવીને તાર આપ્યો. જ્યાં સુધી એ તાર જોતો રહ્યો, ત્યાં સુધી આજાદી ટગરટગર જોઇ રહી. તેને વાર થઇ એટલે આજાદીએ કહ્યું, કે ભાઇ કંઇ બોલો તો ખરા, તાર મારા નામનોજ છે કે કેમ? કોણે મોકલ્યો છે? શું લખ્યું છે? છોકરે કહ્યું કે તમારાજ નામનો છે, ને ભોપાળના નવાબ સાહેબે મોકલ્યો છે, અંદર મોલવી સાહેબનું નામ પણ વાંચવામાં આવે છે પણ આગળ સમજ પડતી નથી. કહો તો વંચાવી લાવું.

છોકરો તો તાર વંચાવવા ગયો, એટલામાં અહીં જે સ્ત્રીઓ આજાદી પાસે આવીને બેઠી હતી, તે કહેવા લાગી, કે તમે આટલું શા માટે ગભરાઓ છો? નવાબ સાહેબે મોલવી સાહેબની રવાનગીની ખબર આપી હશે. આજાદીનું મન વાત કરવાને તો ચાહતું ન હોતું, પરંતુ એકદમ એવી દુ:ખદાયક વાત (મરણ) મોંમાંથી પણ ખાતરી વિના શી રીતે કાઢે? તે મનનાં ને મનમાંજ કહેતી હતી, કે જ્યારથી એ સિધાવ્યા છે ત્યારથી મારા મનમાં અનિષ્ટ વિચારોજ આવે છે, તેનું શું કારણ હશે? હું ગાંડી તો નથી થઇ ગઇ? શું જે બાઇડીઓને પોતાના ધણીઓ સાથે પ્રીતિ હોય છે, તેઓની સ્થિતિ પતિવિયોગમાં મારા જેવીજ થઇ જતી હશે? વળી સત્ય પૂછો તો મને તો એમની એટલી પ્રીતિ પણ ન હોતી. હું દિલગીર ન થાઉં, એવી કાળજી તો ઉલટા એ રાખતા હતા. જો એને પ્રીતિ કહીએ તો તે તેમની તરફથી હતી, મારી તરફથી તો પ્રીતિની કોઇ પણ વાત થઇજ નથી.

આજાદીએ તે સ્ત્રીને કહ્યું, કે બેન શું તમે મને બાળક સમજો છો? રવાનગીનો તાર નવાબ સાહેબની તરફથી હોય એ શું સંભવિત છે? ખુદા જાણે એવો શો દૈવજોગ થયો, કે પોતે તાર પણ કરી શક્યા નહિ?

એટલામાં તે છોકરાની મા તાર લઇને આવી. ઘેરથી તો એવો વિચાર કરીને આવી હતી, કે આજાદીને તો બીમારીની ખબર આપીશ, ને એમને પીએર જઇને મોલવી સાહેબના મરણના સમાચાર કહીશ. પરંતુ જો કે તે

સ્ત્રી તદ્દન અજાણી હતી, તોપણ આજાદી પર તેની નજર પડી કે તરત આજાદીને બાઝીને રડવા લાગી. બસ પછી શું પૂછવું છે? આજાદી તો દશદશ મહીનાથી શોકાતુર હતીજ, એક ચીસ પાડીને એવી રીતે પલંગ પર પડી, કે જો તેનો દુપટ્ટો પલંગના પાયામાં ભરાઇ ગયો ન હોત, તો છોબંધ જમીન પર પડત, ને તેથી તેનું માથું ફૂટી ગયા વિના રહેત નહિ. જુવાનીનું મરણ, અચાનકનું મોત, ને પરદેશમાં, તેથી આખા શહેરમાં હાહાકાર થઇ રહ્યો. મોતની ખબર જાણી આખું શહેર ઉલટયું, તેથી શેરીમાં તલપૂર જગ્યા પણ ખાલી રહી નહિ.

આજાદીનો મુસ્તજાબ સાથે એક ખાસ સંબંધ હતો. તેઓ એક જીવ ને બે ખોળીઆં જેવાં હતાં. તેથી આજાદીના શોકનું તો પૂછવુંજ શું ? તેને તો આ અકસ્માતની જાણે પહેલાંથી ખબર પડી ગઇ હતી. જે વખતે મોલવી મુસ્તજાબ ભોપાળ જવા લાગ્યા તે વખતેજ આજાદીએ કહ્યું હતું, કે "કોણ જાણે આજના જુદા પડેલા આપણે આ દુન્યામાં ફરી મળીશું કે નહિ ?" જ્યારથી મોલવી મુસ્તજાબ દિલ્લીથી ગયા, ત્યારથી તે શોકાતુર રહેતી હતી, અને તે શોક પોતાના વહાલા પ્યારાઓના શોકથી વિશેષ હતો. હવે જ્યારે તાર આવ્યો ત્યારે પૂરો વંચાયો પણ નહિ એટલામાંજ તેની હાલત વિપરીત થઇ ગઇ. આજાદીને તો સંપૂર્ણ વિશ્વાસ હતો, કે મોલવી સાહેબ "વતન આવું છું વતન આવું છું" કહી રહ્યા હતા, પણ અસલ વતનની તરફ સિધાવી ગયા. પરંતુ સગાંવહાલાં અને આડોશીપાડોશી લોકોએ તાર માટે શંકા દેખાડી. એકે કહ્યું કે વાંચનારની ભૂલ થઇ છે. કાલ સાંજરે તો ક્ષેત્રકુશળતાનો કાગળ આવ્યો છે, તેમાં મંદવાડનો ઇશારો પણ નથી. બીજાએ કહ્યું કે હોય અચાનક માંદા પણ થઇ જાય, પરંતુ મંદવાડનો તાર તો આવત. ત્રીજાએ કહ્યું, કે ઘરમાં ઘણાએ પુરૂષો છે, આજાદી અલગ ઘરમાં રહે છે, તો એ શું થયું, તાર તો કોઇ પુરૂષના નામ પરજ આવવો જોઇતો હતો. ચોથો કહેવા લાગ્યો, મને તો કોઇ દુશ્મનનું કાવતરૂં જણાય છે. જો કે મોલવી સાહેબ એવા માણસ ન હોતા, કે એમનો કોઇ શત્રુ હોય; પણ

દેશી રાજ્યોમાં દુશ્મન પેદા થતાં ક્યાં વાર લાગે છે? સાચું બોલે, પોતાના કામથી કામ રાખે, ચોકખી દાનત રાખે, ને ખોટી ખુશામદ ન કરે, એવાના હજારો દુશ્મન થઇ જાય છે. વળી મોલવી સાહેબ તો નવાબ સાહેબના મુસાહિબ હતા તેથી એમના દુશ્મન સહેજ થઇ જાય એમ છે. નવાબ સાહેબની સાથે ખાતાપીતા જોઇને સેંકડો માણસો બળીને ભસ્મ થઇ જતા હશે. એવી રીતે શંકા પડવાથી તે તાર કોલેજના પ્રિન્સિપાલ સાહેબ પાસે, શિક્ષકો પાસે ને પાદરી સાહેબ પાસે પણ મોકલ્યો. બધાએ તેમાં લખ્યા પ્રમાણેજ વાંચ્યું, કે "મોલવી મુસ્તજાબ આજે બપોરે એકાએક હૃદયનો ધબકારો બંધ પડવાથી ગુજરી ગયા છે." સવિસ્તર હકીકત પાછળના કાગળથી જણાશે. તે ઉપરથી કેટલાકોએ સલાહ આપી, કે રીપ્લાઇ તાર કરીને જવાબ મંગાવો; પણ એ વાત તો ઊડી ગઇ.

મોલવી સાહેબના એક મિત્રે તેઓ બીમાર થયા કે તરત એક સંક્ષિપ્ત કાગળ લખીને ટપાલમાં રવાના કર્યો હતો તે આવ્યો. તેમાં લખ્યું હતું, કે શુક્રવારની નમાજમાં મોલવી સાહેબનું અંતઃકરણ ભરાઇ આવ્યું (એ પ્રમાણે ઘણી વખત બનતું પણ હતું) ને એકદમ મૂર્છાગત થઇ ગયા ને પ્રાણ જતા રહ્યા. તારને ત્રીજે દિવસે નવાબ સાહેબે કાગળ લખ્યો હતો તે પણ પાછળથી આવ્યો. તેમાં લખ્યું હતું, કે જ્યાં સુધી મોલવી મુસ્તજાબનાં પત્ની પુનર્લગ્ન કરે નહિ ત્યાંસુધી તેમને માસિક રૂ. ૩૦) નું પેન્શન મળશે.

આજાદી જ્યારથી મૂર્છાગત થઇ હતી, ત્યારથી તેનું શરીર તદ્દન ઠંડુગાર થઇ ગયું હતું, અને દાંત બંધાઇ જવાથી ગળામાં કોઇ વસ્તુ જઇ શકતી ન હોતી. જ્યારે મૂર્છાને ઘણો સમય થયો, ત્યારે બોલાવેલા હકીમે નાડી જોઇને કહ્યું, કે શોકના કારણથી શરીરની સ્વાભાવિક ગરમી હૃદયના પરદામાં રોકાઇ ગઇ છે, તેથી લાગલાગટ મૂર્છા આવે છે. એથી ધાસ્તી રાખીએ એ પણ યોગ્ય છે, ને ન રાખીએ તો પણ હરકત જેવું નથી. હાલ તો શુદ્ધિમાં લાવવાની તજવીજ કરવી જોઇએ. જો સમય વધારે વીતી જશે તો ખરેખરી ધાસ્તી છે. તેથી શુદ્ધિમાં લાવવા માટે પંડોલ સુંઘાડી,

ગુલાબજળ છાંટ્યું, ખસના વીંજણાથી હવા નાખી, પગના નળા બાંધ્યા. કલાકો સુધી હથેલી ને તળીઆં મસળ્યાં. પરંતુ આજાદી મૃતસમ અકડાઇને પડી હતી તેવીજ સ્થિતિમાં આખી રાત પડી રહી. જરા પણ ફેર પડયો નહિ. લોકો જુવાન મર્હૂમ મોલવી સાહેબને શું રડે, અહીં આજાદીના જીવવાની પણ આશા ન હોતી. એવામાં પ્રભાતની શરદીની અસરથી આજાદીને છીંક આવી, ને આંખ ઉઘાડીને જોયું તો પોતાને દાસીના ખોળામાં જોઇ. આ વખતે એની બીકના કારણથી કોઇ એક શબ્દ પણ બોલતું ન હોતું. આજાદીને શુદ્ધિ તો આવી, પણ તેની અજબ કેફિયત હતી. હમણા સુધી સુતેલી હતી, હવે ઉભી થઇ ગઇ; પણ બોલતી ચાલતી ન હોતી. પોતે રડતીએ ન હોતી, ને બીજાને રડવા પણ દેતી ન હોતી. મૂર્તિની પેઠે ચારે તરફ ટગરટગર જોતી હતી. છેવટે માએ કહ્યું, કે બેટા તમે રાતની નમાજ પણ પઢી નથી, ને હવે સવારનો વખત પણ જવા બેઠો છે, માટે ઉઠો ને નમાજ પઢો. અહીં લોકોની ભીડ વધારે હોવાથી હું માળીઆ ઉપર જાનમાજ પાથરી આવી છું, માટે ઉપર જઇને નમાજ પઢો.

આજાદીએ ઉપર જઈ વજૂ કરી, સુંનતો પઢી ને ફરજની પહેલી રકાતમાં સૂરએ ફાતિહા પઢી પછી સૂરએ યૂસુફનો તે ભાગ પઢયો, કે જેમાં હજરત યૂસુફ ( અ. સ. ) ના ભાઇઓ પોતાના પિતા હજરત યાકૂબ ( અ. સ. ) ને ઠપકો દે છે, કે હજરત યૂસુફ ( અ. સ. ) ને એટલા બધા સંભારશો, તો એક દિવસ તમે પણ મરણ પામશો. હજરત યાકૂબ (અ.સ.) પોતાના દીકરાઓને તેનો જવાબ આપે છે, કે હું તો ખુદાની સેવામાં મારી આકુળતાની ફર્યાદ કરૂં છું. એ શબ્દો આજાદીના મોંમાંથી નીકળતાંજ જાણે ફુવારાનું ઢાંકણું ઉઘડી ગયું હોય તેમ અશ્રુધારા એટલા બધા જોરથી વહેવા લાગી, કે જાણે આખું શરીર આંસુના રૂપમાં આંખને રસ્તે વહી જશે કે શું ! એટલા બધા જોરથી નિશ્વાસ નાખતી હતી કે પેટમાં શ્વાસ પણ માતો ન હોતો. કાળજું મોંને રસ્તે જાણે નીકળી પડતું હતું, ને બોલવા કંઈ જતી હતી પણ મોંમાંથી કંઇ બીજુંજ નીકળતું હતું. આજાદીની એ નમાજ

વિષે મોલવીઓને પૂછશો તો તેઓ સાફ જવાબ આપશે, કે તેની નમાજ થઇજ નથી; અને અમે કહીશું કે આજાદીએ આખી ઉમરમાં આ એક નમાજજ ખરી પઢી છે. હે ખુદા અમને પણ આખી ઉમરમાં પાઅર્ધી રકાત પણ આવી રીતે નિર્મળ ને ખરા દિલથી પઢવી મળશે કે કેમ? ઉપર આજાદી નમાજ પઢતી હતી, ને નીચે આગગાડીના બોઇલરની પેઠે અવાજ આવતો હતો. હાદી બેગમે એને એટલા માટેજ ઉપર મોકલી હતી, કે એકાંત મળવાથી તે રડીને પોતાનો શોક ઓછો કરી શકે. કેમકે સૌની સાથે રહેવાથી એનો જીવ ગભરાઇ જશે. એટલા સમયમાં એક બે બાઇડીઓએ ઉપર જવાનો ઇરાદો કર્યો તેમને પણ હાદી બેગમે એજ કારણથી ઉપર જવા દીધી નહિ. જ્યારે પુરા બે કલાક વીતી ગયા ત્યારે હાદી બેગમ મેડા પર ગઇ ને જોયું તો આજાદી જમીન ઉપર માથું મૂકી (સિજદામાં) રડી રહી છે. તેને ઊઠાડીને છાતીએ ચાંપવાથી જાણે બળતી આગને તેજ કર્યા જેવું થયું.

માએ જેવી દીકરીને પોતાની બાથમાં લીધી કે તરત જેમ કબૂતરનું અર્ધું ગળું કાપીને તેને તરફડતું છોડી મૂક્યું હોય તેવી દીકરીની સ્થિતિ થઇ ગઇ. મા તેની આવી હાલત જોઇને ડરી ગઇ. બેશક આજાદી ઉપર મોટું દુઃખ હતું, પરંતુ મા પણ ઓછી દુઃખીયારી ન હોતી. તે મરી ગએલાને રડતી હતી ને આ જીવતીને, તે કપાયલાને રડતી હતી ને આ ઘાયલને, ને તેને ધણીનો શોક હતો તો આને દીકરીનો હતો. આજાદીની કુચેની તેની માથી જોઇ શકાતી ન હોતી, ને કંઇ ઉપાય સુઝતો ન હોતો. દૂર રહે તો મન માનતું ન હોતું, ને પાસે જાય તો દીકરીનો શોક તાજો થતો હતો. એ ભેદની વાત કોને કહે? છેવટે નિરૂપાયે પત્થરનું હૃદય ને પોલાદની છાતી કરીને દીકરીનેજ વળગી રહી. જો એમ ન કર્યું હોત તો ભીંતોની સાથે માથું ફોડીને આજાદી કોણ જાણે પોતાની શી હાલત કરી નાખત! હાદી બેગમે અકલમંદીની એક વાત એ કરી, કે ત્રણ ચાર દિવસ સુધી રાતદિવસ દીકરીથી વીખૂટી પડી નહિ. ખરખરો કરવા આવનાર સ્ત્રીઓની પાસે પોતે પણ ગઇ નહિ, ને તેમને પોતાની પાસે આવવા પણ દીધી નહિ.

કેવો ખોટો રિવાજ છે, કે નામ તો ખરખરો રાખ્યો છે, અને લોકો દિલાસો દેવાની મતલબથીજ લૌકિકે જાય છે; પરંતુ દિલાસો ન દેતાં મરનારના ગુણ યાદ દેવડાવીને મલમને ઠેકાણે ઘામાં જાણે મીઠું મરચું ભરે છે. મુસ્તજાબને તો ખુદાએ માર્યો, પણ કાણે આવનારી આ મૂર્ખ સ્ત્રીઓ આજાદીને મારવા બેઠી હતી. મૂર્ખાઓને વખત ઓળખતાં પણ આવડતું નથી. મરણના ઘરમાં જવું ને લુગડાંલત્તાં પહેરી બનીઠનીને જવું એ શું? અમે તો સાંભળ્યું હતું, કે સ્ત્રીઓ ઘણા કોમળ અંતઃકરણની હોય છે, પણ આજાદીના મહેમાનોની હાલત જોવાથી અમારો એ વિચાર બદલાઈ ગયો. આ વિવાહનું ઘર છે કે મરણનું તે એટલા ઉપરથી જાણી શકાતું હતું કે ત્યાં ડુમણીઓ નાચતી ન હોતી. બાકી બીજે તો કંઈ તફાવત જણાતો ન હોતો. પાથરણાં, પાનસોપારી, ઠાઠભપકો, મહેમાનપરોણા, કિસ્સાકહાણી, ને રમતગમત તો બધું વિવાહના જેવુંજ હતું.

મરણની ખબર પડતાંજ લુગડાંની પોટલીઓ છોડી ને ઘરેણાંની પેટીઓનાં તાળાં ઉઘાડયાં. લુગડાંલત્તાં ને ઘરેણાંગાંઠા પહેરી બનીઠનીને ડોલી મંગાવી રવાના થઇ. રસ્તામાં મનમાં વિચાર કરવા લાગી, કે આ વખતનું ખાવાનું તો હું રંધાવી ચૂકી છું. સાંજરે જો વાર થશે તો પૈસા મોકલી આપીશ, અથવા કહેવરાવી દઇશ, કે બજારમાંથી મંગાવી લેજો.

એવા વિચારમાં ને વિચારમાં ડોલીમાં બેઠાં બેઠાં લુગડાં ઠીક કર્યાં ને ઘરેણાં ઠીકઠાક કરતાંમાં તો ઘર આવી ગયું. ડોલીવાળાએ કહ્યું, કે સવારી આવી છે, તે ઉતારી લો. એમ કહી ઓઝલ જાળવવાના વિચારથી પોતે ડોલી તરફ પીઠ કરીને ઊભા રહ્યા, ને બીબી ઉતરીને લૌકિક માટે ઘરમાં ગયાં, પણ પાછળ ફરીફરીને જોતાં જાય છે કે, ડોલીમાં કંઇ રહી તો ગયું નથી! હવે ભાડા માટે તકરાર થવા લાગી. ડોલીવાળાઓને ઘણા ધમકાવ્યા, બીવડાવ્યા ને ગાળો પણ દીધી, પણ તેમણે ધાર્યા હતા તેટલાજ પૈસા લીધા. બીબીએ કકળાટ કરતાં કરતાં પૈસા તો આપ્યા પણ કહેવા લાગ્યાં કે આજે તો કાણે આવી છું તેથી વધારે તકરાર

કરી શક્તી નથી. પણ ઘેર આવ્યા પછી શેરીમાં તમારૂં ઉભું રહેવું બંધ ન કરી દઉં તો નામ નહિ. એવી રીતે ઘરમાં બડબડતાં બડબડતાં પેઠાં. હવે ચારે તરફ જુએ છે, કે ઘરવાળાં બાઇ કયાં છે! વચ્ચે બેઠેલી સ્ત્રીઓને ઓળંગીને ઘરમાં ગયાં. અત્યાર સુધી તો કોઈ જાતનો શોક ચહેરા પર દેખાતો ન હોતો. છતાં. કોણ જાણે કેવી ચાલાકી હતી કે બેસતાંજ આંખોને રસ્તે શેર બશેર પાણી વહેરાવી દીધું.

સો સો વર્ષના ઘરડા ડોસાઓને મરતાં જોયા કે જે બિચારા જીવવાથી ધરાએલા ને મરવાને તૈયાર હતા, ને જેમણે દીકરા દીકરીઓ ને તેમના પણ દીકરા દીકરીઓ વગેરે એવું મોટું કુટુંબ જોયું હતું, કે જેઓ બીજા બાવા આદમ જેવા હતા. તેમને પણ જો યાદ કરીને બાઇડીઓ રડવા બેસે તો જુવાનના મરણ જેટલો શોક કરી દેખાડે. આ બનાવ તો ખરેખરી રીતે જોતાં એવો દુ:ખદાયકજ હતો કે એનું વર્ણન કરતાં પણ ધાસ્તી લાગે છે કે ઘર તૂટી પડે નહિ.

જો મુસ્તઆબના મરણનો વિલાપ કરવામાં આવત તો આજાદી જીવતી પણ રહી શકત નહિ, બલ્કે બીજા બેને પણ પોતાની સાથે લઇને મરત તો નવાઈ ન હોતી, પરંતુ હાદી બેગમે એવો સારો બંદોબસ્ત રાખ્યો, કે એ પ્રમાણે બનવા દીધુંજ નહિ. તેથી ખેરીયત થઇ. પાસેનાં સગાંવહાલાં જે વિલાપ કરતાં હતાં તે બનાવટી ન હોતો, તેથી તેમને તો રોકી શકાય એમ ન હોતું.

ખરૂં પૂછો તો અમારા શરેમાં વિલાપ કરવાની મનાઇ છે, અને ગૈરાં જે વિલાપ કરે છે તેની મનાઇ હોવાની જરૂર પણ છે. ધર્મપ્રવર્તકનો ઉદ્દેશ છે, કે અમારા પર કોઇ મુસીબત આવી પડે ત્યારે અમને ખુદાથી નારાજ થવાનો કંઇ અધિકાર નથી. ઉત્તમ દરજ્જો તો એ છે, કે મુસીબતમાં પણ તેનો ઉપકાર માનવો. પરંતુ માણુસ ધીરજ વિનાનો ને નબળી આસ્થાવાળો હોવાથી જો તેનાથી એટલું ન થઇ શકે તો એટલું તો કરવુંજ જોઇએ કે મોંમાંથી ફર્યાદનો શબ્દ કાઢવો તો શું, દિલમાં ફર્યાદનો ખ્યાલ

પણ આવવા દેવો નહિ; કેમકે એ પણ નાસ્તિકપણું છે. જે માણસો ખુદાને જુલમગાર, અન્યાયી, ને દયા વિનાનો સમજે અથવા મોંથી કહે તો તેઓમાં ને નાસ્તિકમાં ફેર પણ શો રહ્યો ? હાય હું લુટાઇ ગઇ, હે ખુદા તને દયા ન આવી, તારા રાજ્યમાં હું એવી કઇ ભાગ્યશાળી હતી, કે આજે મારા પર દુઃખનો પહાડ તેં નાખી દીધો, અરે લોકો મારી ફર્યાદ તો ખુદા પણ સાંભળતો નથી, એવા એવા વિલાપથી માણસ નાસ્તિક થઈ જાય છે. ફકત રડવું ને દુઃખ પ્રદર્શિત કરવું એની શરેમાં મના નથી ને તેમ ન કરવું એ માણસથી થઇ શકે એમ પણ નથી.

આજાદીને ત્યાં વિલાપ થયા નથી એમ તો કહી શકાય નહિ. થયા, પણ થોડા ને શરેથી વિરૂદ્ધ થયા નહિ. જો કોઇને અયોગ્ય વિલાપ કરતા મોલવીઓ સાંભળતા હતા, તો તરત દરવાજા પર આવીને તેમ કરતાં રોકતા હતા. મોલવીઅણો નીચે પ્રમાણે વિલાપ કરતી હતી.

**આજાદી** ( ચુપકીથી. ) યા ખુદા હું શું કરૂં. તમે તો ભોપાળ જતી વખતે મને કહી ગયા હતા, કે હું તને બોલાવી લઇશ. હવે કેમ બોલાવતા નથી ? તમે તો કદી જૂઠું બોલતા ન હોતા, માટે ચાંદરાતની પહેલાં દિલ્લી આવવાનું લખ્યું હતું તે યાદ રાખીને જરૂર આવજો. એવી મારાથી શી કસૂર થઇ ગઈ કે મને તમારી કબર પર પણ આવવાની આજ્ઞા નથી ( કેમકે આજાદી દિલ્લીમાં છે, ને કબર ભોપાળમાં ). હાય જો હું એવું જાણત, તો તમારી સેવાચાકરીમાં ન્યૂનતા ન રાખત.

**હાદી બેગમ**—ઇન્ના લિલ્લા હે...... ( કુરાનનાં વચનો ) ભરદર્યામાં એને રઝળતી મૂકીને ચાલ્યા જવા માટે તમે આજાદીની સાથે લગ્ન કર્યું હતું ? તમે તો એની આંખ પણ મેલી જોઇ શકતા ન હતા, અને હવે એ તરફડે છે તેની પણ તમને પરવા નથી ! હાય આજાદીને લોકો વિધવા કહેશે એ હું કેમ સાંભળી શકીશ ! હાય કોઈ બાલબચ્ચું પણ આગળ નથી કે તેના જીવને નિરાંત થાત.

**મુસ્તજાબની મા**—દૂધ* પણ માફ કરાવીને ગયા નહિ. નોકરીની એવી ધુન લગાડી કે મારા છોકરાનો જીવ ગયો. તમે તો એક વખતે હજ્જ કરવા જવાની રજા મારી પાસે માગતા હતા. હવે મારી રજા કેમ ન લીધી? મારી આંખોની આગળ તમારી કોઈ નિશાની પણ છોડી ગયા નહિ. તમે હતા તો વહુ પર મારૂં દરેક રીતે જોર ચાલતું હતું, હવે હું શી આશા પર વહુને બેસાડી રાખું? બાપની હદ પરથી વાઅજ શું છોડી, દેશ છોડયો અને છેવટે દુન્યા પણ છોડી.

એવીજ રીતે સંબંધના પ્રમાણમાં દરેક માણસ વિલાપ કરતું હતું. મુસ્તજાબને શું રડતા હતા, ખરૂં પૂછો તો પોતપોતાના લાભને રડતા હતા; પરંતુ હાય દુન્યા તારી કોઈ પણ સ્થિતિ ચિરસ્થાયી નથી. કોઈ પણ હાલત કાયમ રહેતી નથી, તે કોઈ પણ કૈફિયતને કરાર નથી, અને હોય તો શી રીતે હોય? સુખ ને દુઃખ એ પણ બે ઉપાધિઓ છે. જ્યારે માણસ પોતેજ અનિત્ય છે, તો તેની સાથે સંબંધ રાખતા ઉપાધિઓ પણ અનિત્ય હોય એમાં શી નવાઈ? સુખ હોય કે દુઃખ વર્ષાઋતુના પવનની માફક છે, જે જરાવાર વાય છે ને પાછો ધામ શુરૂ થાય છે.

મુસ્તજાબનું મરણ આજાદી અને તેના સંબંધીઓના હકમાં અકસ્માત બનાવ હતો, અને બધાં મરણ થોડે ઘણે અંશે અકસ્માત જેવાંજ છે. દુન્યામાં એક માણસ પણ એવો બતાવો, કે જે રાજીખુશીથી મર્યો હોય, અને તેની ઉત્તરક્રિયા રાજીખુશીથી કરી હોય. રડવુંકૂટવું થાય છે તે ઉપરથીજ એ મોત કવખતનું છે એમ સિદ્ધ થાય છે, પરંતુ એ અમારી ભૂલ છે. જો કે અમે મોતને પાછું ફેરવવા માટે કંઈ બાકી રાખતા નથી છતાં તેને પાછું ફેરવી શકતા નથી. તોપણ અમે અમારાં સગાંવહાલાંનું મરવું પસંદ

---

* મુસલમાનો મરતા પહેલાં માને કહે છે, કે મેં તમારૂં દૂધ પીધું છે, તેનો હું દેવાદાર છું ( કેમકે કંઈ બદલો આપ્યો નથી. ) માટે મને માફ કરો. જો મરણ પહેલાં દૂધ માફ ન કરાવ્યું હોય, તો મરણ પછી મા માફ કરે છે. છોકરાં પહેલાં મા મરે, તો મરતી વખતે મા, બધાં છોકરાંનું દૂધ માફ કરે છે. (ભા. ક.)

કરતા નથી; માટે મોત એ અકસ્માત નથી, પણ અમે તેને અકસ્માત માની લઇએ છીએ, ને તેથીજ અમે દિલગીર થઇએ છીએ; કેમકે જે બનાવ અણધાર્યો ને મરજી વિરૂદ્ધ બને છે તેનેજ દિલગીરી કહે છે, પરંતુ આ દિલગીરી અસ્થાને ને નુકસાનકારક હોવા ઉપરાંત વિશ્વાસલાયક પણ નથી. ગમે તેવી ભારે દિલગીરી હોય, તોપણ જેમ જેમ સમય વીતતો જાય છે, તેમતેમ તે ઓછી થતી જાય છે, અને એવું પણ બની શકે એમ છે, કે જે દિલગીરીને માટે માણસ આપઘાત કરવાને તૈયાર થયો હોય, તેજ દિલગીરી તેની નજરમાં કેટલાક સમય પછી એક કહાણી જેવી દેખાય. જેમ તાજો ઘા હોય છે, ત્યારે તેમાં બળતરા, દરદ ને કુચેની વગેરે હોય છે, પણ રૂઝાયા પછી ફકત નિશાની રહી જાય છે ને તે પણ ધીમેધીમે મટી જાય છે. મુસ્તજાબનું મરણ આ કાયદાથી વિરૂદ્ધ ન હોતું.

દૂરના મહેમાનો ત્રીજે દિવસે રવાના થયા અને એવીજ રીતે એક એક બેબે કરીને ખસતાં ગયા. હવે આજાદી ને તેની મા હાદી બેગમ રહ્યાં. હાદી બેગમ પોતાની દીકરીની પાછળ પડછાયાની પેઠે લાગેલી હતી. શોક પણ અજબ બલા છે. આટલાજ દિવસોમાં આજાદી જાણે મહીનાઓની બીમાર દેખાવા લાગી. શરીરમાં લોહીનું ટીપું રહ્યું નહિ, રંગ હળદર જેવો થઇ ગયો, આંખોમાં ખાડા પડી ગયા, બેસતાં ઊઠતાં કષ્ટ થવા લાગ્યું, મોં ઉતરેલું ને ચહેરો ઉદાસ દેખાવા લાગ્યો, આંખો ઊંઘથી ઘેરાએલી રહેતી પણ આખી આખી રાત પડખાં બદલ્યા છતાં પણ ઊંઘ આવતી ન હોતી, આગ્રહથી મોંમાં કોળીઓ લઇ ગળામાં ઉતારવાનું ધારતી પણ વળીવળીને પાછો મોમાં આવતો હતો, કોઇ પાનનું બીડું આપતું તો મોંમાં તો રાખી લેતી પણ ડાચું હલાવવાનું મન થતું નહોતું, હમેશા વિચારસાગરમાં જાણે ગોથાં ખાતી હોય તેવી જણાતી હતી, પાસે બેઠેલા લોકો સાથે વાત કરતી પણ શું બોલે છે તેની ગમ પડતી ન હોતી. મા ઊઠાડીઊઠાડીને બેસાડતી હતી ને એ પડી પડી જતી હતી, જ્યારે જુઓ ત્યારે ચુપચાપ બેસી રહેલી જણાતી હતી, અને ઘડી ઘડી નિસાસા ને વારંવાર હાયહાયની સાથે કામ હતું.

હાદી બેગમ દીકરીની આવી સ્થિતિ જોઇને ગભરાતી હતી, કે હવે હું શું કરૂં. ઇદ્દતમાં ન હોત તો બાગબગીચામાં લઇ જાત. કુત્બસાહેબની ( કુત્બમીનાર ) સેલ કરાવત કે જેથી એનું મન રાજી થાત. જો એની એવીજ સ્થિતિ વધારે વખત રહેશે, તો વિસાસણને વિમાસણમાં એક દિવસ મરી જશે. તેથી એણે વિચાર કર્યો, કે એને મોલવીઓની વાઅજ સંભળાવું તો ઠીક, બસ એજ ઉપાય સારો ને બંધબેસ્તો છે. "લાગ્યું તો તીર નહિ તો તુક્કો" તપાસી તો જાઉં.

સાધારણ લોકોને પણ મોલીઓની ખોટ પડતી નથી. અર્ધો અથવા એક રૂપીઓ આપી જેવો જોઇએ તેવો મોલવી બોલાવી જેવી ચાહીએ તેવી વાઅજ કહેવરાવી શકાય છે. હાદી બેગમના તો કુટુંબમાં સેંકડો મોલવીઓ હતા. જો કે ફી ન લેવાથી તેમનો કાયદો તો તૂટતો હતો, પણ તેની પરવા ન કરતાં સગાઇની શરમ ને ખ્યાતિના લોભને લીધે મોલવીઓએ વાઅજોનો જાણે વરસાદ વરસાવી મૂક્યો! વળી સત્ય વાત તો એ છે, કે એ વાઅજોએ આજાદીને ઘણો લાભ કર્યો. કેમકે એ વાઅજો બદલો ને મજૂરીના પૈસા લીધા વિનાની હોવાથી ખરા મનથી કહેવામાં આવી હતી, ને તેથી તે અસરકારક હતી. વૈદ્ય ગમે તે, ને ગમે તેવો હોય પણ ઔષધ અસરકારક હોવું જોઇએ. વાઅજો તો ઘણી થઇ, પણ તેમાં મુખ્યત્વે બે ત્રણ તો ખરે ખરી અસરકારક હતી. તેમાં આજાદીના વડવા મોલવી મુકતદાની વાઅજ તો સર્વોત્તમ હતી.



# પ્રકરણ ૧૦ મું.

## સહનશીલતા વિષે મોલવી મુકતદાની વાએજ.

એમણે સૂરએ બકર (કુરાનનો બીજો અધ્યાય)ની આ આયત (વાક્ય) લીધી. "વલનબ્લુવન્નકુમ........" મોલવી સાહેબે અર્થ વ્યાકરણ, એ વાક્યો ખુદાની તરફથી આવવાનું કારણ, ને પઢવાની જુદી જુદી રીતો વગેરે વિષે જે વિદ્વતા ભરેલું વિવેચન કર્યું તે જો કે ઘણું ઉત્તમ હતું, પણ શ્રોતાઓ સ્ત્રીઓ હોવાથી તેની કંઇ જરૂર ન હોતી એમ અમારૂં સમજવું છે; કેમકે તે સમજી શકી નહિ હોય; તેથી અમે પણ એટલો ભાગ છોડી દઇને બાકીની નકલ કરીએ છીએ.

મોલવી સાહેબે કહ્યું કે પેગંબર સાહેબ (સ. અ.)ના સમકાલીન મુસલમાનોને ખુદા ફરમાવે છે, કે "અમે ખચિત તમોને અજમાવીશું." મૂળ અરબી વાક્યમાં વ્યાકરણની દૃષ્ટિએ જોતાં બેવડી તાકીદ છે. તે પરથી જણાય છે, કે ખુદાનું કહેવું એવું છે, કે અમારા આ કહેવાને સાધારણ સમજશો નહિ. જે અમે ફરમાવીએ છીએ, તે અવશ્ય થશેજ. પહાડ ચલાયમાન થાય, સૂર્ય, તારા ને ચંદ્ર પોતાની ગતિ બદલી નાખે, પૂર્વથી પશ્ચિમ તરફ વહેનારી નદીઓ પશ્ચિમથી પૂર્વ તરફ વહેવા માંડે, ને જગત ને તેમાંની બધી વસ્તુઓ વિપરીત થઇ જાય, પણ ખુદાનો એક શબ્દ બલ્કે એક અક્ષર પણ બદલાવાનો નથી. કેમકે " ખુદાની વાતો બદલાતી નથી. " જો કે આ તાકીદ પેગંબર સાહેબ ( સ. અ. ) ના સમકાલીન મુસલમાનો માટે હતી, પણ એ હુકમ કિયામત સુધીના સઘળા મુસલમાનોને લાગુ પડે છે. અર્થાત્ કિયામત સુધી જગતમાં જેટલા મુસલમાનો થશે તે બધાની પરીક્ષા લેવામાં આવશે. તેથી આ પરીક્ષા એવી સામાન્ય છે, કે તેથી કોઇ મુસલમાન બચી શકવાનો નથી. જે હાલમાં છે; તેમની પરીક્ષા

ચાલુ છે. જેઓ મરણ પામ્યા છે, તેઓ પરીક્ષા આપીને મુઆ છે; ને જે ભવિષ્યમાં થશે તે પરીક્ષા આપીને મરશે.

દુન્યાની પરીક્ષાઓમાં નક્કી કરવામાં આવે છે, કે ફલાણા પુસ્તકમાંથી ફલાણી બાબતમાં પરીક્ષા લેવામાં આવશે, કે જેથી વિદ્યાર્થીઓ તૈયાર થઇ રહે. તમે વિદ્યાર્થીઓને મોઢે અભ્યાસક્રમ શબ્દ સાંભળ્યો હશે. જે જે પુસ્તકોના જેટલા જેટલા ભાગમાંથી પરીક્ષા લેવાનું ઠરાવવામાં આવે છે, તેને અભ્યાસક્રમ કહે છે. જો એ નક્કી કરવામાં ન આવે, તો વિદ્યાર્થીઓને ઘણી વિટંબણા પડે. એક વિષય ઉપર ઘણાં પુસ્તકો હોય છે. એક અમુક સમયમાં એ બધાં પુસ્તકો વાંચી વિદ્યાર્થી પારંગત થઇ જાય એ અશક્ય છે. તેથી જો અમુક પુસ્તકો નક્કી કરવામાં ન આવે, તો વિદ્યાર્થી અમુક પુસ્તક વાંચી તૈયાર થાય ને પરીક્ષક બીજા પુસ્તકમાંથી પરીક્ષા લે, તો એનું નામ પરીક્ષા નહિ પણ સટ્ટો કહેવાય. જ્યારે દુન્યાના પરીક્ષકો એ હરકત ઉપર નજર કરીને અભ્યાસક્રમ મુકરર કરે છે, તો ખુદા તો ઘણોજ દયાળુ ને ન્યાયી પરીક્ષક છે (કેમકે કુરાનમાં ફરમાવે છે, કે "ખુદા તો કિંચિત પણ જુલમ કરતો નથી, ને જે ભલાઇ કરે છે તેને તેની ભલાઇનો શતધા સારો બદલો આપે છે), તેથી તેણે પણ પોતાની પરીક્ષાનું ધોરણ નક્કી કરીને બધા પરીક્ષા આપનારાઓને જાહેર કરી દીધું. તે કોર્સ એ છે કે "અમે થોડી બીક, થોડી ભૂખ ને થોડા નુકસાનમાં તમારી પરીક્ષા લઇશું."

ખુદાની કેવી મહેરબાની છે! પરીક્ષાનું નામજ ભુંડું છે. એ સાંભળીને હાથ પગ ફૂલી જાય છે. અરબીમાં કહેવત છે, કે "પરીક્ષાની વખતે માણસની આબરૂ રહે કે જાય." તેથી ખુદાએ પોતાના બંદાઓની નિર્બળતા ઉપર નજર કરીને ફરમાવ્યું, કે ગભરાઓ નહિ અમે કઠણ પરીક્ષા લઇશું નહિ. વધારે કસોટી કરવાના નથી. ફક્ત ત્રણ વિષયોમાંથી થોડું થોડું આપીને તમને તપાસી લઇશું.

એ સમયના મુસલમાનો નાસ્તિકોથી સદા ડરતા હતા. ત્યાં એક રાજા હોય ને રૈયતના સંરક્ષણાર્થે મહેનત લેતો હોય એવું રાજ્ય ન હોતું.

બધો દેશ સ્વતંત્ર ને દરેક માણુસ પોતેજ રાજા હતો. તે લોકો વંશપરંપરાથી મૂર્તિપૂજક હતા. ઘરોમાં ને કુટુંબોમાં જે મૂર્તિઓ હતી તે ઉપરાંત કાબામાં પણુ સેંકડો મૂર્તિઓ હતી. જ્યારે પેગંબર સાહેબે (સ. અ.) ઇસ્લામનું નોતરૂં દીધું, અર્થાત એક ખુદાની તરફ બોલાવ્યા, ત્યારે તે લોકો ઘણા ગભરાયા, અને આ નવીન ધર્મથી મૂર્તિપૂજાની જડ કપાતી હતી, મૂર્તિઓનું અપમાન થતું હતું, અને પોતાના વંશજોની બેઆબરૂ થતી હતી તેથી બધો દેશ એકસંપી થઇ ગયો, ને એ ધર્મને ફેલાવા ન દેવાનું પણુ લીધું. જ્યારે માણુસ વાદવિવાદમાં હારે છે, ત્યારે પોતાનો કક્કો ખરો કરવા માટે લડાઇ કરવા તત્પર થાય છે. વળી અરબ લોકો તો લડાયક પ્રજાજ હતી, તેથી પેગંબર સાહેબ ( સ. અ.)ના જે થોડાક સાથીઓ ( રિ. અ.) તે વખતે હતા, તેમની સામે લડવા માટે અરબો તૈયાર થયા. જેઓ જ્ઞાતિબંધ હતા, તેઓ તો કેટલેક અંશે સુરક્ષિત હતા, પણુ જેઓ એકલદોકલ હતા, તેવા કોઇ પણુ મુસલમાનને નાસ્તિકોને હાથે નાના પ્રકારનાં દુઃખો વેઠવાં ન પડયાં હોય એવું બન્યું ન હોતું. તેમણે તેમનું ખાવુંપીવું બંધ કર્યું, સગાઇસંબંધ છોડયાં, તથા એકલદોકલ જોઇને મારવા ને આબરૂ લેવા લાગ્યા. મુસલમાનો જોરથી બાંગ દેવાની અથવા કાબામાં જઇ નમાજ પઢવાની શક્તિ ધરાવતા ન હોતા. આથી તેઓ લાચાર થઇ ફકત ધર્મના રક્ષણને માટે દેશ છોડી પરદેશમાં જતા રહ્યા. જેઓ જઇ શકયા નહિ તેઓને એટલું બધું દુઃખ સહન કરવું પડયું કે તેનું વર્ણન સાંભળીને તમારા રૂવાંટા ઊભા થઈ જશે. નાસ્તિકોએ મુસલમાનોને પરદેશમાં પણુ ચેનથી બેસવા દીધા નહિ, એમની ઉપર ચડાઇઓ કરી, ને એમનાં રક્ષણુદાતાઓને મારવા ને સતાવવા લાગ્યા. એ બધું તેઓ એટલા માટે કરતા હતા, કે ખુદાનો ધર્મ ફેલાવો પામે નહિ. પણુ જેનો સહાયક ખુદા પોતે છે, તેને કોણુ મટાડી શકે એવો છે ? નાસ્તિકો તો એવા વિચારમાં હતા, કે ખુદાના પ્રકાશને ફૂંક મારીને ઓલવી નાખીએ; પણુ ખુદાને એ વાત મંજૂર ન હોતી. તેની મરજી તો તેને દીપાવવાની ને ફેલાવવાની હતી, નાસ્તિકોને ખોટું લાગવાની તેને કંઇ પરવા ન હોતી, અને છેવટે એ પ્રમાણેજ થયું. કેમકે જે મુસલમાનો

જીવની ધાસ્તીને લીધે નાસતા ને સંતાતા ફરતા હતા, તેમની ખુદાએ મદદ કરી, ને તેમણે દેશો જીતી લીધા, ને બાદશાહ થયા. બીકમાં પરીક્ષા લેવાની હકીકત આ ઉપરથી સમજાશે. કેમકે મુસલમાનોની આરંભની સ્થિતિ બીકવાળીજ હતી. ખુદાએ એવી બીકની હાલતમાં રાખીને અમારી પરીક્ષા લીધી નથી, એ એનો મોટો ઉપકાર છે. પરંતુ અમારે અમારા અંતઃકરણને પુછી જોવું જોઇએ, કે ખુદા અમને એવી હાલતમાં રાખે તો અમે અમારા ધર્મ ઉપર કેટલે દરજ્જે કાયમ રહી શકીએ ? ભાઇઓ હું તો મુસલમાનોની એવી હાલત જોઉં છું, કે નાતજાતની બીકથી, લોકોનાં મેણાંની ધાસ્તીથી ને જગતમાં ફજેતી થવાના ડરથી, ઘણી વાતો શરેથી વિરૂદ્ધ ને ભલાઇથી આડી કરીએ છીએ. છતાં અમે કહીએ છીએ કે શું કરીએ લાચાર છીએ. ત્યારે જેમનાં અંતઃકરણ એવાં નબળાં છે, અને જેમનાં ઇમાન એવાં બળહીન છે, તે લોકો પેગંબર સાહેબ ( સ. અ. ) ના સમયના મુસલમાનોને જેવી ધાસ્તીમાં રાખી અજમાવી જોયા હતા તેવી ધાસ્તીમાં હોય, તો શી રીતે ધર્મમાં કાયમ રહી શકે ?

નુકસાનથી બચવું ને નફાને જવા દેવો એ બે વસ્તુઓ માણસોના સ્વભાવનો પાયો ને માણસને આકર્ષક છે. પરંતુ મેં વિચાર કર્યો, તો એ બંને વસ્તુઓ ભિન્ન ન હોતાં એકજ જણાય છે; કેમકે મળતો નફો જવા દેવો એ પણ એક જાતનું નુકસાનજ છે. પરંતુ આ વાત જરા અઘરી છે, ને એનો ખુલાસો કરવાનું આ સ્થળ નથી. વિદ્વાનોએ બીક ને લાલચને બે જુદી વસ્તુઓ ગણી છે, અને હું તેમને એક સાબિત કરવા માગું છું; કેમકે જો અમે એકાદ વસ્તુથી ડરીએ છીએ તો તે બીક એકાદ નફાના ભોગથીજ હશે, અને એમ છે તો તેને લોભ કેમ ન કહેવો ? મતલબ કે હું લોભને પણ એક પ્રકારની બીક સમજું છું, અને એવું બતાવવા માગું છું, કે જેવી રીતે અમારૂં ઇમાનરૂપી સોનું બીકના અગ્નિમાં તપાવવા લાયક નથી, તેવીજ રીતે લોભની કસોટી ઉપર કસવા લાયક પણ નથી; કેમકે જ્યારે એક માણસ ધર્મના કામમાં બીકનો પ્રવેશ થવા દે છે, તો તે લોભને

કેમ દાખલ નહિ થવા દે ? એક માણસ બીકના કારણથી મુસલમાન થાય, ને બીજો લાલચને મારે થાય તો તે બંનેમાં શો ફેર છે ? બંને નબળા મનના છે. પહેલો ધાસ્તી ખમી શક્યો નહિ, ને બીજો લોભ છોડી શક્યો નહિ. એવીજ રીતે માનો કે એક કામ કરવાની ધર્મમાં આજ્ઞા છે, અને તે કરવું પણ યોગ્ય છે, પરંતુ લોકોની બીકથી અમે કરતા નથી; તો એથી એમ નક્કી થાય છે, કે અમને બીકને બદલે લાલચ આપવામાં આવત તો જે રીતે હાલમાં બીકના કારણથી તે કામ કરતા નથી તેવીજ રીતે લાલચમાં પડીને પણ કરત નહિ.

હવે જુઓ કે આપણા દેશમાં મુસલમાની ધર્મના કેટલા વિરોધીઓ છે. હિંદુઓમાં અમને રહેવું પડે છે. પણ તેઓ બીક કે લાલચ દેખાડીને અમને પોતાના ધર્મમાં લઇ શકતા નથી, એવો અમને સંપૂર્ણ વિશ્વાસ છે. અમારા કયા કયા રીતરિવાજો હિંદુઓએ સ્વીકાર્યા છે, તે તો અમે જાણતા નથી પણ અમે તો એમના સહવાસથી અર્ધા હિંદુ થઇ ગયા છીએ. બીક નથી, લાલચ નથી છતાં અમે અર્ધા હિંદુ થઇ ગયા તો જો બીક ને લાલચ હોત, તો છચોક મૂર્ત્તિપૂજક થઇ જાત એમાં શી શંકા છે ? વળી છુપી રીતે મૂર્ત્તિપૂજા તો હાલમાં પણ ઘણા મુસલમાનો કરે છે. મારૂં આ કહેલું તમને અતિશયોક્તિ ભરેલું લાગશે. પરંતુ સુલતાનજી સાહેબ, કુત્બસાહેબ, કદમશરીફ, આસારશરીફ, સૈયદહસન રસૂલનુમા, ખાજાબાકીબિલ્લાહ અને એવી બીજી દરગાહોમાં મારી સાથે આવીને જુઓ તો જણાય, કે સાધારણ લોકો તો છચોક પૂજાજ કરે છે. ખાસ ખાસ લોકો જેમણે અમારા જેવા વહાબીઓ (આવા વિચારના મુસલમાનોને સાધારણ મુસલમાન વહાબીના તિરસ્કારવાચક નામથી બોલાવે છે.) પાસેથી કંઇક સાંભળી લીધું છે, તેઓ પણ પૂજાજ કરે છે, પણ જાણે માન આપતા હોય એવી રીતે કરે છે. પણ એક કવિના કહેવા પ્રમાણે,

**દોહરો.**

માનું બાનું તારૂં હું, પણ જે છે કરતાર;
દિલની વાતો જાણે છે, ઠગાય તે કેમ યાર ?

એવાં બહાનાં ને છેતરપંડી માણસોની આગળ ચાલે, પણ અંતર્યામી ખુદાના આગળ તે ચાલવાનાં નથી. એવાંજ બહાનાં પેગંબર સાહેબ ( સ. અ. ) ના સમયના મૂર્તિપૂજકો પણ કરતા હતા. તેઓ કહેતા હતા, કે " જેને તમે અમારા ખુદા કહો છો, તે ખુદા નથી, પણ ખુદાના દરબારમાં અમારા વસીલા છે. અમે તેમને ફકત એટલા માટે પૂજીએ છીએ, કે તેઓ અમોને ખુદાની સમીપ લઇ જાય. " પણ મૂર્તિપૂજકોના આ બહાનાને ખુદાએ કબૂલ કર્યું નહિ તો તમારૂં બહાનું શી રીતે કબૂલ રાખશે, ' તમે તો જે પેગંબર સાહેબ ( સ. અ. ) ને એકેશ્વર મત ફેલાવવા અને તે મતને મજબૂત કરવા ખુદાએ મોકલ્યા હતા તેમના અનુયાયીઓ છો. તમારૂં આ બહાનું તો ગુનાહ કરતાં પણ ખરાબ છે. વળી માનો કે, જેવી રીતે તમે કરો છો સમજો છો, અને મનમાં વિશ્વાસ પણ રાખો છો તેવીજ રીતે બધા સમજશે ને વિશ્વાસ પણ રાખશે એમ તમે શા આધારે કહી શકો છો ? કારણ કે બધી દુન્યા તમારી પેઠે વિદ્વાન ને જ્ઞાની નથી. મુસલમાનોમાં સંખ્યાબંધ એવા મુસલમાનો પણ છે કે જેમને કુરાનનાં વિશેષ ઉપયોગમાં આવતાં મોટાં મોટાં વાક્યો પણ યાદ નથી, તેઓ તાજીમને પૂજામાં શો ફેર છે તે શી રીતે સમજી શકવાના હતા ? તેઓ સિરસ્તેદારને લાંચ એટલા માટે નથી આપતા કે તે મુખ્ય અધિકારીને કહીને એમનું કામ કરાવી આપે, પણ એમ સમજીને આપે છે, કે હાકેમ તો નામનો હાકેમ છે, બધી સત્તા તો સિરસ્તેદારના હાથમાં છે. એ લોકોને જ્યારે કોઇ અગત્યનું કામ આવી પડે છે, ત્યારે ખુદા ને તેના રસૂલને જાણતા પણ નથી, પણ જીવતા કે મૂએલા પીરોને ખોળી કાઢે છે. વરસાદ વરસાવવાનું, ઓલાદ આપવાનું ને માંદાને તંદુરસ્તી આપવાનું બધું કામ તેમના માનવા પ્રમાણે પીરો કરે છે. તેઓ પીરોને બીજા ખુદા સમજતા નથી, પણ તેમનેજ ખરા ખુદા સમજે છે. માટે હે ભાઇઓ તમારામાં જે સમજદાર છો તે એવા મુસલમાનો ઉપર દયા કરો. તમે તાજીમ કરો ને એ લોકો પૂજા કરે એવું થાય નહિ તેની કાળજી રાખો, તમે તેમની ( પીરોની ) ચાળ પકડવા જાઓ, અને એ લોકો તેમની ટોપી ઉતારી લે એવું ન થાય તે માટે તજવીજ રાખો.

હિંદુઓની પેઠે ખ્રિસ્તિઓ પણ અમારા મુકાબલામાં છે, ને અમારા હાકેમ પણ ખ્રિસ્તિઓ છે. અમારા ધર્મમાં ઇસા પેગંબર સાહેબ (અ. સ) ને ખુદાના દીકરા કહેવાની, તેમજ પિતા, પુત્ર ને પવિત્ર આત્માને એમની, પેઠે માનવાની પણ મનાઈ છે, વળી તેને નાસ્તિકપણું ગણેલું છે કેમકે કુરાનમાં ખુદા ફરમાવે છે, કે "યહુદીઓ કહે છે, કે અઝીઝ (અ. સ.) ખુદાના દીકરા છે, ને ખ્રિસ્તિઓ કહે છે કે, ઇસા (અ. સ.) ખુદાના દીકરા છે. એ એમનું પોતાનું કહેણ છે. પહેલાં પણ એવા લોકો હતા તેમની પેઠે એ પણ વાતો બનાવે છે. એમના ઉપર ખુદાનો કોપ થાય. એ રસ્તો ભૂલેલા છે." બીજા કોઇ દેશમાં હોય તો કોણ જાણે, જે ખ્રિસ્તિઓ અમારા ઉપર રાજ્ય કરે છે તેઓ બીજાના ધર્મમાં હાથ ઘાલતા નથી. તેમજ લાલચ દેખાડીને પોતાના ધર્મમાં લેવાનું પણ ચાહતા નથી. પાદરીઓની વાત હું કરતો નથી. જો કે એ પણ ખ્રિસ્તીઓ છે, પણ મેં સારી પેઠે ખાતરી કરી લીધી છે, કે રાજ્યમાં એમને કંઇ દખલ નથી. એમ જ્યારે બીક કે લાલચ કંઈ પણ ખ્રિસ્તિઓ દેખાડતા નથી, તોપણ હજારો મુસલમાન પોતાનો જાહેર દેખાવ અંગ્રેજોના જેવો કરવા ઇચ્છે છે, તો અંગ્રેજો બીક કે લાલચ દેખાડે તો એ લોકો ઇસ્લામપર કાયમ રહી શકશે, એવી આશા રાખી શકાય ખરી? હું મુસલમાનોને શંકાની નજરથી જોતો નથી, કેમકે કેટલીક જાતના વહેમ પણ આપણા શરેમાં ગુનાહ ગણાય છે. વળી હું આત્મશ્લાઘા પણ કરતો નથી. કેમકે "પોતાને મોઢે પોતાનાં વખાણ ન કરો, ખુદા પરહેજગારોને સારી પેઠે ઓળખે છે" એમ કુરાનમાં કહેલું છે. પરંતુ હું જાહેર દેખાવ ઉપરથી એક પરિણામ કાઢું છું, કે જેવી રીતે નોકરીઓ માટે પરીક્ષાઓ ઠરાવી છે, તેવીજ રીતે દૈવયોગે એવું થાય, કે ખ્રિસ્તિ ધર્મપાળકને નોકરી આપવી. (જેમકે મામલતદારી ને તેથી મોટા ઓહદાઓ ખ્રિસ્તિ વિના બીજા કોઇને આપવા નહિ) તો કેટલા બધા મુસલમાનોનાં ઇમાન ડામાડોળ થઇ જાય, એ હું કહી શકતો નથી! માટે મને અફસોસ થાય છે, કે અમે આજસુધી બીકની પરીક્ષામાં નાપાસ થયા છીએ. પરંતુ

પરીક્ષા હજુ બંધ થઇ નથી. તેથી હે ભાઇઓ એવી કોશિશ કરો, કે બીજી-વારની પરીક્ષામાં નાપાસ થઇએ નહિ.

પરીક્ષાનો બીજો વિષય ભૂખ છે. એમાં વખતે દુષ્કાળને માટે ફરમાવ્યું હોય એવો સંભવ જણાય છે; કેમકે પેગંબર સાહેબે ( સ. અ. ) નાસ્તિકોથી લાચાર થઇને શાપ દીધો હતો, કે હે ખુદા એ લોકો તારી અવજ્ઞા કરતા અટકતા નથી તો જે રીતે હજરત યૂસુફ ( અ. સ. ) ના સમયમાં દુકાળ પડયો હતો તેવો દુકાળ પાડ. હજરત યૂસુફ ( અ. સ. ) ના વખતમાં ૭ વર્ષ સુધી એવો દુકાળ પડયો હતો, કે માણસોએ મનુષ્યાહાર કર્યો હતો. અથવા ભૂખ શબ્દથી તબૂકની લડાઇ તરફ પણ ઇશારો હોય. કેમકે જ્યારે પેગંબર સાહેબે ( સ. અ. ) તબૂક પર ચડાઇ કરી ત્યારે મુસલમાનોનું લશ્કર એવી તંગીમાં હતું કે લશ્કરીઓએ ઝાડનાં પાંદડાં ખાઇને ગુજારો કર્યો હતો. વિચાર કરો કે તે વખતના મુસલમાનો કેવા પાકા મુસલમાન હતા, કે ભૂખ્યા, તરસ્યા, હથિયાર ને સવારી વિના લડવા જવા માટે તૈયાર થતા હતા. ખુદાના સોગંદ ખાઇને કહું છું, કે એમના મુકાબલામાં અમને મુસલમાન છીએ એવું કહેતાં પણ શરમ આવે છે. ઇમાનને માટે આવી મુસીબતો વેઠે ને કષ્ટ સહે એવો અમારામાં કોણ વીર પુરૂષ છે ? વળી ભૂખ શબ્દને લાગુ પડે એવી એક બીજી વાત પણ છે ને તે વધારે બંધબેસતી જણાય છે. પેગંબર સાહેબ ( સ. અ. ) ના સમયમાં અસ્હાબે સુફ્ફા નામે ૬૦–૭૦ કે ૧૦૦ માણસો હતા. ( સંખ્યા નક્કી નથી ). એ લોકો નાસ્તિકોની બીકથી મક્કાથી મદીને આવીને રહ્યા હતા. મક્કામાં એમની સારી સ્થિતિ હતી. મજેથી ખાતાપીતા હતા; પણ સંતાઇને ત્યાંથી નીકળ્યા હતા, તેથી કોઇ વસ્તુ સાથે લઇ જઇ શકયા ન હોતા. મદીનાના મુસલમાન ભાઇઓ ખાવા-પીવાની ને લુગડાંલત્તાંની થઇ શકે તેટલી મદદ તેમને આપતા હતા; પરંતુ મદીનાવાળાઓ પણ એમની ક્યાં સુધી ખબર રાખી શકે ? એક રોટલો હોય તો બે જણ અર્ધો અર્ધો વહેંચી ખાય, પણ અર્ધો હોય અથવા તદ્દનજ ન હોય ને તેમાં દસબાર જણા ખાનાર હોય તો ઘરધણી ને મહેમાન બધા ભૂખે મરે એમાં શી નવાઇ છે ! તેથી અસ્હાબે સુફ્ફા પેટ ઉપર પત્થર

બાંધીને રહેતા હતા. નમાજ માટે ઉભા થતા ત્યારે ફેર આવતા ને બેસતા તો નબળાઇના કારણથી ઉભા થવાતું નહિ. જેમની ખાવાપીવાની એ હાલત હોય તેમનાં લુગડાંનું તો પૂછવુંજ શું ? ફકત એક એક કામળો દરેકની પાસે હતો તેજ પાથરતા ને તેજ ઓઢતા હતા. વળી તે પણ સારી રીતે શરીરને લપેટી શકાય એવો મોટો હોત તો ઠીક હતું, પણ તે તો મેલો, જુનો અને એટલો નાનો હતો કે એક હાથથી ઝાલી રાખે ત્યારે નમાજ માટે નીચા નમી શકાય ! આજે કોઇ એવો મેલો ને ચીંથરેહાલ માણસ તમારામાં આવીને બેસે તો તમને સૂગ ચડે, પરંતુ પેગંબર સાહેબ (સ. અ.) ને જ્યારે નવરાશ મળતી, ત્યારે એમનીજ પાસે આવીને બેસતા હતા. એ લોકો સત્ય પૂછો, તો જાહેરમાં ફકીર ને ગુપ્ત રીતે અમીર, જોવામાં ભિખારી ને ખરી રીતે જુઓ તો ખુદાના પાડોશી હતા. એવા લોકોના હકમાં પેગંબર સાહેબે ( સ. અ. ) ફરમાવ્યું છે, કે " ઘણા લોકો એવા છે, કે જે દેખીતી રીતે નઠારી સ્થિતિમાં ને ધૂળમાં ખરડાયલા છે, પરંતુ ખુદાને એમની એટલી બધી ખાતર છે, કે કોઇ વાત માટે રીસાઇને બેસે, તો ખુદાને પણ તેમની મરજી પ્રમાણે કરવું પડે. " ખુદાએ અસ્હાબે સુફ્ફાને ભૂખ્યા તરસ્યા રાખીને તપાસી જોયા, એમાં પણ કંઇ ગુપ્ત કારણ હશે ! સત્ય વાત એ છે, કે જેમની નજરમાં દુન્યાની કંઇ કીમત છે, તેઓ અહીંનાં કષ્ટોને કષ્ટ ને સુખોને સુખ સમજે છે, બાકી ખુદાની નજરમાં તો પેગંબર સાહેબ ( સ. અ.) ના ફરમાવ્યા પ્રમાણે એક મચ્છરની પાંખ જેટલી પણ દુન્યાની કીમત નથી. એજ કારણથી મુસલમાનોમાં ને નાસ્તિકોમાં દુન્યાના સુખદુઃખ તરફ જોતાં કંઈ ભિન્નતા નથી. ખુદા ફરમાવે છે. કે " દુન્યા અમારી નજરમાં એટલી બધી હલકી ચીજ છે, કે જો અમારી માન્યતા એવી ન હોત કે બધી દુન્યા નાસ્તિક થઇ જશે તો અમે નાસ્તિકોને એટલું બધું ધન આપત કે તેઓનાં છાપરાં, દાદર અને બારણાં ચાંદીનાં થઇ જાત. તેઓ ચાંદીનાં તખ્તો બનાવીને તે ઉપર ગાદીતકિયા લગાવીને વિરાજમાન થાત. ચાંદી તો શું, અમે ધારત તો એટલુંજ એમને સોનું આપત, પરંતુ દુન્યાના લોકો મૂર્ખ હોવાના કારણથી એમ ધારત, કે ખુદાને નાસ્તિકપણું વહાલું

છે, અને તેથીજ ખુદાએ બધા નાસ્તિકોને સુખીઆ બનાવ્યા છે. એમ સમજી બધા નાસ્તિક થઇ જાત. એજ કારણથી અમે દુન્યામાં નાસ્તિકોને વિશેષતા આપી નથી, (ને ગમે તેને સુખીઓ કર્યો છે) સોના ને ચાંદીની એમની નજરમાં કીમત હશે પણ વિચાર કરીને જુઓ તો આ બધા ફાયદાઓ દુન્યાની થોડા દિવસની જિંદગીના ઉપાધિઓ છે, ખરા અને ચિરસ્થાયી ફાયદા તો પરલોકના છે, ને તે ફાયદાઓ પરહેજગારોને મળશે." ભાઇઓ દુન્યાના લાભો જોઇને કદી અહંકાર કરશો નહિ. વળી જેમને દુન્યાના ફાયદા મળ્યા છે, તેમનાથી ખુદા ખુશજ છે એમ ધારશો નહિ. હું તમને સત્ય કહું છું, કે દુન્યાનાં સુખ ઘણી ધાસ્તી ભરેલાં છે. શું તમે કુરાનમાં નથી વાંચ્યું, કે "જે લોકોએ નાસ્તિકપણું કર્યું છે, તે લોકોને અગ્નિની સામે લાવશે, અને તેમને કહેવામાં આવશે, કે તમને જે લાભ મળવાનો હતો, તે દુન્યાની જિંદગીમાં મળી ચૂકયો. તમે જગતમાં ઘણા વૈભવ ભોગવ્યા, તમે દુન્યામાં ઘણી શેખી મારી, ને નઠારાં કામો કર્યાં, તેનો બદલો હવે અહીં ભોગવો ને તે દિવસને યાદ કરો." આ લોકને પરલોક એ ઠેકાણાં છે. જેમને દુન્યામાં દુઃખ પડ્યું છે તેઓ જો એવી આશા રાખતા હોય કે ખેર, દુન્યા તો સુખે દુઃખે ગુજરી, હવે ખુદા પરલોકમાં ચેનથી રાખે તો તેમની એ આશા વાજબી પણ છે, કેમકે ખુદા પરમદયાળુ ને મહાદાતા છે, અહીં ન આપ્યું તો ત્યાં આપશે. પરંતુ જેમણે દુન્યામાં સુખ ભોગવ્યું, સારૂં સારૂં ખાધું, સારૂં સારૂં પહેર્યું ને આરામથી જિંદગી ગાળી તેઓને એવી આશા રાખવાનો શો હક છે? ખુદાની સાથે એવા કોઇ કોલકરાર થયા હોય તો બતાવો કે જેથી ખાતરી થાય. શું ખુદાને બીજા માણસો ઉકરડાપરથી જડી આવ્યા છે, ને તેમને પોતાને હાથે બનાવ્યા છે! કે જેથી એમની સાથે એક ખાસ પ્રકારની મહેરબાની ખુદા રાખે. ખુદાએ કોઇ વાત કુરાનમાં બાકી રાખી નથી. એ મતલબ વિષે પણ કહ્યું છે, કે 'શું તમે કિયામત સુધીના અમારી પાસેથી સોગંદ લીધા છે કે તમે જે હુકમ કરો, તે પ્રમાણે અમે વર્ત્તીં જઇએ!" માણસોની ટેવજ એવી છે. દુન્યામાં જન્મ્યા, ને આંખ ઉઘાડીને દુન્યાને જોઇ તેથી એમ સમજે છે, કે બસ જે કંઈ છે તે દુન્યામાંજ છે.

સુખદુઃખની સમાપ્તિ જાણે આ દુન્યામાંજ થઇ જવાની છે! એવા લોકો દુન્યાનાં સુખદુઃખ ઉપરથી ખુદાની કૃપા ને અવકૃપા સમજી લઇને કહે છે, કે "જ્યારે ખુદાની તરફથી માનમરતબો મળ્યો તો તેણે અમારી પ્રતિષ્ઠા વધારી, ખાવાપીવાનું દુઃખ પડયું તો સમજ્યા કે ખુદાની અમારાપર અવકૃપા થઇ, પરંતુ એ એમની મોટી ભૂલ છે. દુન્યા તો પરીક્ષાનું ઠેકાણું છે. એનું રીઝલ્ટ તો પરલોકમાં ગયા પછી જણાશે. ત્યાં એક ટોળું સ્વર્ગમાં ને એક નરકમાં જશે ( ખુદા સ્વર્ગમાં દાખલ કરે, ને નરકથી બચાવે. )" માણસોને આ ભૂલમાં ન પડવા માટે ખુદા ફરમાવે છે, કે "શું એવું સમજો છો, કે હાલમાં જગતમાં તેમને જે બદલો મળે છે, અને અમે માલ ને બાલબચ્ચાંથી તેમની જે મદદ કરીએ છીએ તે તેમણે કરેલાં સુકૃત્યોનો બદલો છે. નહિ નહિ. તમે એની મતલબ સમજ્યા નથી." માટે હે ભાઇઓ ખુદાથી ડરતા રહો. જો તમારો અંત સારો આવ્યો, ને પરલોકમાં જઇને ખુદાની સાથે સારી રીતે વાત બની ગઇ તો દુન્યામાં આ જે થોડા દિવસનું દુઃખ છે, તેની કંઇ પણ પરવા કરવાની જરૂર નથી. પણ જો દૈવજોગે ત્યાં જઇને નઠારી હાલત થઇ તો આ જગતનો નાશવંત મજાઓ શો ફાયદો આપવાની છે? જેમ તૈમૂરની ઓલાદ ( ખરી ઓલાદ છે કે નહિ તેની સાથે મારે કંઇ સંબંધ નથી ) કે જેઓ શાહઆલમ ને શાહજાદાના નામથી પોકારાય છે, અને જેઓ હાલ ભીખ માગે છે. તેમને પોતાના પૂર્વજો બાદશાહ હતા એ ખ્યાલથી ખુશી ઉપજી શકતી નથી, તેમ તમને પણ દુન્યાના ફાયદા કામ આવવાના નથી. બલ્કે મારૂં ધારવું તો એમ છે, કે એમાં જો કોઇ સમજુ હોય અથવા જેનામાં કંઇ પણ અકલ હોય તે અમે શાહજાદા છીએ એવો વિચાર "દાઝયા પર ડામ"ની પેઠે હાનિકારક છે, એમ સમજી મનમાં આવવા દેજ નહિ. પરલોકના મુકાબલામાં દુન્યાના એશઆરામની પણ એજ હાલત છે. કુરાનમાં પણ કહ્યું છે. કે "ભલા જુઓ તો અમે એમને દુન્યાની લાભદાયક વસ્તુઓથી કેટલી બધી મુદ્દત સુધી ફાયદો મેળવવા દીધો છે. પછી જ્યારે અમે વાયદો કરેલો મુસીબતનો દિવસ ( ક્યામત ) આવી પોંહોંચશે ત્યારે એ ભૂતકાળમાં ભોગવેલા ફાયદાઓ એમના હકમાં શો ફાયદો કરશે ?"

અર્થાત્ ખુદાએ પોતાના પેગંબર સાહેબ ( સ. અ. ) ના સાથીઓની ભૂખમાં પરીક્ષા લીધી અને એમાં એ પાસ થયા, કેમકે એ મુસીબત એમણે ધૈર્યે, દઢતા, ઉપકાર ને રાજીખુશીથી સહન કરી. તેથી ખુદાએ તેમને આ-લોક ને પરલોક બંનેમાં સારો બદલો આપ્યો. ખુદા એમનાથી અને એઓ ખુદાથી રાજી રહો!

અમારામાંથી પણ જેમને ખુદા ચાહે છે ( એવા ઘણા માણસ છે ) તેમને ભૂખની મુસીબતમાં અજમાવે છે. કેટલાક ખુદાના બંદા એવા છે, કે જેમને બાળબચ્ચાં ઘણાં, આવક થોડી ને મોંઘવારીના દહાડા તેથી કમાઇમાંથી ખર્ચ પુરૂં થતું નથી. એઓ ઘણી વખતે જામફળ, સીંગોડા, મકાઇદોડા ગાજરો, ચણાનો ઓળો, કેરીઓ, ટેટીઓ વગેરે મોસમની સસ્તી વસ્તુઓ ઉપર પોતાનો ગુજારો કરે છે. ચાર પૈસાના ચણા મંગાવી ચપટી ચપટી બધા ખાઇ ઉપરથી ખૂબ પાણી પી સૂઇ જાય છે. બિચારાં સ્ત્રીપુરૂષ બંને ઉદ્યમ કરે છે પણ પુરૂં થતું નથી. ખુદા એમની પરીક્ષા ફક્ત લેતો નથી પણ એમની સહનશીલતા પણ જુએ છે કે એ કષ્ટમાં ખુદાનો ઉપકાર માને છે કે નહિ, ને તેની દયાની ઉમેદ રાખે છે કે નહિ? વળી ધનવાન લોકો ગરીબો ઉપર કેટલી મહેરબાની કરે છે તેની પણ પરીક્ષા લે છે. કેમકે તેઓ ખુદાએ આપેલી દોલતમાંથી લાચારોને મદદ આપવામાં શું વાપરે છે તે જુએ છે. જે ભૂખની હું વાત કરૂં છું તેમાંજ રોજા ( ઉપવાસ ) નો પણ સમાસ થાય છે. એ પણ એક જબરી પરીક્ષા છે. ઘરમાં ખાવાપીવાનું હોવા છતાં ફક્ત ખુદાના હુકમની ખાતર આખો દિવસ માણસ કંઇ ખાતોપીતો નથી ને મોં બંધ રાખે છે, તેથી એક દિવસની લાંઘણથી માણસની સ્થિતિ કેવી થાય છે તે જણાય છે. પેગંબર સાહેબે ( સ. અ. ) ફરમાવ્યું છે, કે ઉપવાસથી ઉત્તમ કોઇપણ સંયમ કે વ્રત નથી. પણ અમે એ ભૂખની બરદાસ્ત કેવી રીતે કરીએ છીએ તે જુઓ. કેટલાક લોકો કંઇ પણ લાચારી ન છતાં રોજા રાખતા નથી, તે મારા કરતાં તમે વધારે જાણો છો. જે લોકો રોજા રાખે છે તે ખુદાની બીકથી રાખતા

નથી પણ રિવાજ પડી ગયો છે તેથી બધા મુસલમાનોની દેખાદેખી રાખે છે. તેઓ જાણે છે કે રોજા નહિ રાખીએ તો લોકો મશ્કરી કરી રોજાખાઉ કહેશે, ને ખુદાના ચોર બનાવશે. ઊનાળાના દહાડામાં કેટલાક લોકો પોહોર દહાડો ચડે છે ત્યારથી ફુઆરાની નળી હાથમાં લઇને પોતાની ઉપર પખાલો પાણી રેડી દે છે. બેશક રોજાઓથી નિર્બળતા તો આવે છે, પણ છેક હિંમત હારી જઇએ એટલી નિર્બળતા આવતી નથી. પરંતુ લોકો ખુદાનો હુકમ સમજીને રોજા રાખતા હોત તો રમજાનની આટલી હાયપીટ ને ફર્યાદ થાય છે ને થાત નહિ. "સારાં નઠારાં કૃત્યોનો આધાર નૈયત ઉપર છે." એવું પેગંબર સાહેબ ( સ. અ. ) નું ફરમાન છે. નૈયતની ખરી ખબર ખુદાને ને પછી નૈયત કરનાર માણસને હોય છે. અમે જાહેર દેખાવ ઉપરથી ફેસલો કરીએ છીએ તે ખરો હોય કે નએ હોય. તેથી માણસ ખુદાના મુકાબલામાં બીજાને શા માટે શામિલ કરે ? પોતેજ પોતાના મનનો હિસાબ શા માટે ન લે ? દરેક માણસને ખુદાએ અંતઃકરણ આપેલું છે. બીજાથી તો ભૂલ પણ થવાનો સંભવ છે, પોતે પોતાના અંતઃકરણને પૂછશે તો ભૂલ થશે નહિ, ને તેથી આપણું અમુક કૃત્ય ખુદાને ત્યાં કબુલ થયું કે કેમ તેની પ્રતીતિ થશે. રોજા પણ ખરેખરા ખુદાના હુકમથી રાખ્યા હશે તો આપણને ખાતરી થશેજ.

હવે ખુદાની પરીક્ષાના ત્રણ વિષયોમાંથી ત્રીજો વિષય બાકી છે, તે થઇ રહે તો પરીક્ષા સમાપ્ત થઈ. તે વિષયના ત્રણ પેટાભાગ છે. ને તે માલ, જીવ ને ફળોમાં ન્યૂનતા છે. કામૂસ નામે પ્રખ્યાત અરબી કોશના કર્ત્તાએ લખ્યું છે, કે અરબસ્તાનના લોકો ફક્ત ઊંટ, ઘોડા, ઘેટાં, બકરાં વગેરે પશુઓનેજ માલ ગણે છે. કેમકે એ લોકો પાસે બીજો કોઇ જાતનો માલ હોતો નથી. જો કોઇની પાસે હોય છે, તો અપવાદ દાખલ ગણાય છે. જેમ અમારા દેશમાં રોજના ખાવાના ખોરાકમાં મુખ્ય વસ્તુ રોટલો છે, અને બોલવામાં કહીએ છીએ કે રોટલાનો વખત થયો, રોટલા ખાવા ગયો છે, તેમ ત્યાં પણ માલમાં પશુજ ગણાય છે. વખતે એવો બનાવ

પણ બને છે, કે જમણમાં રોટલો હોતોજ નથી બલ્કે દાળભાત કે એવું બીજું કંઇ હોય છે, છતાં રોટલો એટલે જમવાનુંજ સમજાય છે. લખનૌવાળા એ વાત સમજતા નથી અને અમારા દિલ્લીના લોકોની એ રૂઢિની મશ્કરી કરે છે.

માલ, જીવ ને ફળોની ન્યૂનતા એ એવું સામાન્ય નુકસાન છે, કે કોઇ કાળમાં કોઇપણ પ્રજા કે વ્યક્તિ એથી બચી શકી નથી. ત્યારે પેગંબર સાહેબ ( સ. અ. ) ના સમયના મુસલમાનોનું તો પૂછવુંજ શું ? તે બીચારા તો માલની તરફથી દરેક રીતે નુકસાનમાંજ હતા. પ્રથમ મરવાનું નક્કી ધારી લેતા હતા, તે પછી તે મુસલમાન થતા હતા. એમને પોતાની જિંદગીનો પણ પૂરો ભરોસો ન હોતો. તેમને સંપૂર્ણ ખાતરી હતી, કે અમે એક ખુદાનું નામ લઇશું કે તરત અમારૂં માથું કપાઇ જશે. તેઓ જાણતા હતા, કે પેગંબર સાહેબ ( સ. અ. ) ના હાથને ચુંબન કરતાંજ સ્ત્રી, બાલબચ્ચાં, ભાઇબંધ, ઘરબાર, માલમતા, સગાંવહાલાં, સહાયક ને મિત્રોથી છૂટા પડવું પડશે. કોઇનું ખૂન કર્યું હોય, લૂટ કરી હોય, ચોરી કરી હોય, કોઇના ઘરમાં કૂદ્યા હોય તો કંઇ આપીને, સિફારશ ને ખુશામદ કરીને પણ બચી શકાય, પણ એક ખુદા ઉપર ઇમાન લાવ્યા પછી એ લોકોથી માફીની આશા રાખી શકાતી ન હોતી. જે ખુદા સૌથી બળવત્તર છે, જેનાં આખું જગત વખાણ કરે છે ને જે આકાશ ને જમીનનો માલિક છે, તેના ઉપર ઇમાન લાવવું એ મોટામાં મોટો અપરાધ ગણાતો હતો.

હું તમને આરંભથી કહુંછું, કે પેગંબર સાહેબ (સ. અ.) ના સમકાલીન મુસલમાનો ( મિત્રો વગેરે ) ને ખુદાએ દરેક રીતે અજમાવી જોયા ને તે ખરા સાબિત થયા. હવે ખુદાએ તેનો બદલો આપવો જોઇએ; કેમકે તેની સરકારમાં કંઇ ખોટ નથી. તે બદલો તેણે આપ્યો. દુન્યાની બાદશાહી તો જાણે તેમનાં ખાસડાંની નીચે હતી. ૯૦ વર્ષના ટુંકા સમયમાં આખી દુન્યામાં ઇસ્લામનો સિક્કો ચાલવા લાગ્યો. વળી મુસલમાની ધર્મમાં એમની જે ઉચ્ચતર પદવી છે તે તો ખુદાજ જાણે છે. ખુદા તેમને માટે ફરમાવે

છે. કે " એમને માટે આંખોની કેવી કેવી ઠંડક ખુદાએ બખ્શી છે, તેની કોઇને ખબર નથી- એ એમનાં સુકૃત્યોનો બદલો છે. " એમણે તો ધર્મની પાછળ પોતાનો જીવ ખોયો, છતાં પાછળથી પેગંબર સાહેબ ( સ. અ. ) ને માનનારાઓમાંના કેટલાકે એનો બદલો એવો આપ્યો કે જે કહેતાં દિલગીરી ઉત્પન્ન થાય છે. એમાંથી જેઓ પેગંબર સાહેબ. ( સ. અ. ) ના મોટા પ્રધાન, સાથે બેસનાર બલ્કે ઉપકાર કરનાર હતા તેમને તેઓ ગાળો દેવા ને તેમનો તિરસ્કાર કરવા લાગ્યા. એથી વધારે કૃતઘ્નતા બીજી કઇ હશે ?

કુરાનના આ વાકયોમાં એક વાત વિચારવા જેવી છે. એની અરબી રચનામાં ઉભયાન્વયી અવ્યયથી બે ભાગ થયા છે. એક તો ધાસ્તી, ભૂખ અને નુકસાન; અને બીજો માલ, જીવ અને ફળો. બંને વિભાગોમાં ત્રણ ત્રણ વસ્તુઓ છે. પહેલી ત્રણ વસ્તુઓ ઉત્તરોત્તર ચઢતી પંક્તિની છે, કેમકે ધાસ્તી કરતાં ભૂખ અને ભૂખ કરતાં નુકસાન ચઢતી પાયરીનાં છે. પરંતુ બીજા વિભાગમાં એ ગોઠવણ અવ્યવસ્થિત થઇ ગઇ છે. કેમકે સૌથી વધારે વહાલી વસ્તુ જે જીવ તે વચમાં તે ફળ સૌથી છેવટ છે. પરંતુ એમાં એક નુકતો છે. મેં તો કુરાનના ખુલાસાના કોઇ પુસ્તકમાં એ નુકતો જોયો નથી, વખતે કોઇ બીજાએ જોયો હોય તો કોણ જાણે; પણ હું મારી ધારણા પ્રમાણે કહું છું, કે ફળો એટલે અનાજ છે, અને અનાજ ઉપર જિંદગી અવલંબે છે. જેઓ અનાજ પકવે છે તેમને એની હકીકત પૂછી જુઓ તો જણાય. તમે શહેરના રહેનારા છો, તમારામાંથી કેટલાકે તો ઘઉંનો છોડ પણ જોયો નહિ હોય ! પણ ગામડામાં જમીનદારો એક એક તસુ જમીન માટે મરવા મારવા તૈયાર થઇ જાય છે, તે તમે કયાં જાણો છો ! કેમકે તેઓ જમીનને પોતાની ને પોતાના વંશજોની આજીવિકાનું સાધન સમજે છે ને તે સત્ય છે. તેથી તેમને ફળો તો જીવ કરતાં પણ વહાલાં છે, એજ કારણથી એ વાકયમાં ફળ સૌથી છેવટે છે-

હવે પરીક્ષા પુરી થઇ. બે બાબતો બાકી રહી એક તો ફતેહમંદીની કસોટી ને બીજું ઇનામ. સરકારી પરીક્ષાઓનો દસ્તૂર છે, કે કુલ જેટલા

માર્કનો વિષય હોય તેનો ત્રીજો ભાગ પાસ થવા માટે જોઇએ. તેવી રીતે ખુદાની પરીક્ષામાં પણ પાસ થવા માટે કોઈ ધોરણ હોવું જોઇએ. વળી પાસ થયા પછી સરકાર તરફથી ઇનામ, સ્કોલરશિપ, મેડલ, રોકડ, પુસ્તકો, નોકરી કે ખિતાબ મળે છે, તેમ ખુદાની પરીક્ષામાં પાસ થયા પછી પણ કંઇ બદલો મળવો જોઇએ.

પાસ થવાનું ધોરણ ને પરીક્ષાનો બદલો એ બે વસ્તુઓનું જુદું જુદું વર્ણન કુરાનનાં આ વાક્યોમાં કરવું જોઇતું હતું. પરંતુ ખુદાના કલામની એજ ખૂબી છે, કે જેમ જેમ વિચાર કરતા જઇએ, તેમ તેમ તેમાંથી અધિકાધિક ખુબીઓ જણાતી જાય છે.

પરીક્ષા થઇ ગયા પછી રીઝલ્ટ જાણવાની વિદ્યાર્થીઓને ઘણીજ ઉતાવળ હોય છે. એજ કારણથી ખુદાએ રીઝલ્ટ અને ઇનામ બંનેનો સાથે ખુલાસો કરી દીધો. બલ્કે ઇનામનું વર્ણન પહેલાં કર્યું, ને ફરમાવ્યું, કે " હે પેગંબર ( સ. અ. ) સહનશીલ માણસોને વધામણી આપો, કે જ્યારે તેમના ઉપર કોઇ કષ્ટ આવી પડે છે, ત્યારે તેઓ કહે છે, કે " અમે તો ખુદાના છીએ અને અમારે તેનીજ તરફ પાછા જવું છે. એ લોકો ઉપરજ ખુદાની મહેરબાનીઓ અને દયા છે, અને ખરા રસ્તાપર ચાલનાર એ લોકોજ છે."

ઇનામનું વર્ણન ખુદાએ એવી સારી રીતે ફરમાવ્યું છે, કે એથી ઉત્તમ રીતે કોઇ વર્ણવી શકતુંજ નથી. એમને શાશ્વત રહેવા માટે એવા બગીચાઓ મળશે, કે જેમાં મધ, દૂધ અને પવિત્ર શરબતની નહેરો વહેતી હશે, અને જે હમેશા ભરેલી રહેશે, વળી તે બગીચાઓ હમેશા પ્રફુલ્લિત રહેશે, તેમાં પાનખર ઋતુ આવશે નહિ: દુન્યામાં પુરૂષોને સ્ત્રીઓની પેઠે સોના ચાંદીનાં ઘરેણાં ને રેશમી લુગડાં પહેરી શણગાર સજવાની જે મનાઇ હતી, તેની છૂટ આપવામાં આવશે; અને રજા મળશે કે મરજીમાં આવે તે ખાઓ, પીઓ, ઓઢો પહેરો; એમની સેવા કરવા માટે હૂરો મળશે; એવી રીતે તેઓ પૂરા ચેનથી ખુશી ને નિશ્ચિતપણાથી જિંદગી ગાળશે, તેમને ખુદાનાં

દર્શન થશે વગેરે વગેરે ચિત્તાકર્ષક બક્ષિશોમાંથી એકને માટે પણ વાયદો કર્યો નહિ. બલ્કે એટલુંજ કહ્યું, કે "હે પેગંબર એમને વધામણી આપો." જેમ એક બાદશાહ પોતાના કોઇ નોકરને કહે, કે તમે ફલાણી સેવા બજાવશો, તો તમને ન્યાલ કરી દઇશ. બાદશાહ એમ કહે, કે તમને સાત જાતના પોશાકવાળી ખિલઅત આપીશ, જાગીર, ખિતાબ કે ઓહદો આપીશ તે કરતાં "તમને ન્યાલ કરી દઇશ" એમ કહેવામાં ઘણી બહોળી ઉમેદો સમાએલી છે. જ્યારે વાયદો પુરો કરવાનો વખત આવશે ત્યારે બાદશાહ પોતાના દરજાને છાજે તે પ્રમાણે બક્ષિશ આપશેજ. જ્યારે દુન્યાના બાદશાહોની આ હાલત છે, તો એ વાયદો તો બંને જહાનના બાદશાહનો છે, કે જેની સરકારમાં કોઈ જાતની ખોટ નથી. જેને પેગંબર સાહેબ (સ. અ.) ખુદાની તરફથી વધામણી સંભળાવે તેનાં ખરેખરાં સદ્‌ભાગ્ય સમજવાં. બસ એમ સમજી લેજો કે તેનાં સદાનાં દારિદ્રય કપાઇ ગયાં. વળી એકલી વધામણીજ નહિ, તેની સાથે તેમને "સહનશીલ" નો ખિતાબ પણ મળશે. આ લોકને પણ પરલોકનો નમૂનો સમજવો જોઇએ. જે વાતો અહીં છે, તેજ ત્યાં પણ થાય છે. અહીં નકલ છે, ત્યાં અસલ છે; આ કૃત્રિમ છે તે સ્વાભાવિક છે; આ અપૂર્ણ છે, તે સંપૂર્ણ છે; ને આ નાશવંત છે, ને તે શાશ્વત છે.

દુન્યાના બાદશાહ પણ જેનાથી રાજી થાય છે, તેમને ખિતાબો આપે છે, જેથી તેમના બરાબરીઆમાં તેમની પ્રતિષ્ઠા વધે છે. પરંતુ દુન્યા બેહૂદી હોવાથી તેની બધી વાતો પણ "ઊંટનાં અઢારે વાંકાં" ની પેઠે બેહૂદી છે. વળી ખિતાબોમાં તો બેહૂદાપણાની કંઇ હદજ નથી. ફિરઓન (મિસરનો એક રાજા) પોતાને કહેતો હતો, કે "હું મોટો ખુદા છું." એવું કુરાનમાં વાંચવાથી મને એના એ કથનપર હસવું આવતું હતું. એ પણ અમારી પેઠે માણસ હતો, ભૂખતરસની બરદાસ્ત જેમ અમારાથી થતી નથી તેમ એનાથી પણ થતી નહિ હોય, જેવી રીતે જરા જેટલા દુઃખથી અમે બેચેન થઇ જઇએ છીએ, તેમ તે પણ થઇ જતો હશે ને અમારી પેઠે તેને પણ

નિદ્રા વિના ચાલતું નહિ હોય, તો પછી "હું મોટો ખુદા છું" એવું એ શું જાણીને કહેતો હશે! કમબખ્તે એટલો વિચાર કરવાનો હતો કે હું સરજાવી શકતો નથી, મરેલાને પુનઃ જીવાડી શકતો નથી, વરસાદ વરસાવી શકતો નથી ને જમીનમાંથી ધાન્ય ઊગાડી શકતો નથી છતાં ખુદા અને વળી તે પણ "મોટો ખુદા" શી રીતે થઇ શકવાનો હતો! પરંતુ જ્યારથી મેં ફલકકદ્ર ( આકાશ જેવી પદવી વાળા ), કેવાનજાહ ( શનિશ્ચર જેવા ઠાઠવાળો); સુલેમાનશિકોહ ( સુલેમાન પેગંબર (અ. સ.) સાહેબ જેવા ઠાઠમાઠ વાળા) અને એવાજ બીજા ખિતાબો સાંભળ્યા, ત્યારથી મને ખાતરી થઇ, કે માણુસની શેખીનો પાર નથી. બેશક એ મૂર્ખે "હું મોટો ખુદા છું" એવું કહ્યુંજ હશે. આજે પણ દુન્યામાં એવીજ રીતે મોટા ખુદા બનવાને ઘણાએ લોકો તૈયાર જણાય છે.

નબી (પેગંબર), સિદ્દીક (સત્યવાદી), શહીદ (ધર્મયુદ્ધમાં મરણ પામેલા), નેક કામ કરનાર, મોમિન (ઇમાનવાળા ), પરહેજગાર, ને ઉપકાર કરનાર વગેરે ખિતાબો ખુદાની તરફથી મળે છે, તેમાંનોજ એક ખિતાબ સહનશીલ પણ છે. જેવી રીતે દુન્યાના ખિતાબો પણ ચડતા ઉતરતા દરજાના હોય છે, તેવીજ રીતે ખુદાના ખિતાબો પણ દરજાવાર હોય છે. તેમાં સહનશીલના ખિતાબનો કયો નંબર છે, તે હું કહી શકતો નથી; પરંતુ એટલું જાણું છું, કે ખુદાની સમીપમાં રહેનારાઓનેજ એ ખિતાબ મળે છે. કેમકે ખુદા ફરમાવે છે, "હું નક્કી સહનશીલ લોકોની સાથેજ છું." પાડોશી ને મિત્ર હોય છે, તેજ સાથે રહે છે, એ આપણે જાણીએ છીએ; માટે ખુદાની સમીપતા એજ બધા ખિતાબોમાં ઉત્તમ હશે એમ સિદ્ધ થાય છે. સ્વર્ગ, હૂરો અને પરીઓની એની આગળ કંઇ વિસાત નથી. ફરી ફરમાવે છે, કે "એ માનવંતા ખિતાબને લાયક તેજ લોકો છે, કે જેઓના ઉપર દુઃખ પડે, અને કહે, કે "ઇન્નાલિલ્લાહે......" પરંતુ સમજ્યા વિના ટેવ પડી ગઇ હોય તેમ વગર વિચારે મોંમાંથી એ શબ્દો કાઢવાથી એ મતલબ પાર પડતી નથી. કેટલાક લોકોને સોગંદ ખાવાની ટેવ હોય છે. તેઓ

વાતવાતમાં ખુદાના સોગંદ ખાય છે. એવા કૃત્યને શરેમાં જુઠની જમણી બાજૂ ગણી છે. એવા સોગંદ ખાવાથી માણસને ગુનેહગારી તો આપવી પડતી નથી, પણ ખુદાનું નામ બેપરવાઇથી લેવું એ એક જાતનો અવિવેક છે. એવીજ રીતે ઉપલું વાકય બોલવાની પણ મુસલમાનોને ટેવ પડી જાય છે. તો જેવી રીતે ખુદાના સોગંદ ખાવા ઠીક નથી, તેવીજ રીતે એ વાકય પણ બોલવું ઠીક નથી. તેમાં ગુનેહગારી નથી તો આમાં પુણ્ય નથી. જે માણુસ ટેવ પડી જવાથી ઉપલું વાકય બોલે છે, તે વધામણી, સહનશીલના ખિતાબ, ખુદાની તરફનાં વખાણુ અને તેની દયાને પાત્ર થઇ શકતો નથી. પણ વજલેપની પેઠે એ વાકયનો અર્થ ને મતલબ મનમાં ઠસવાં જોઇએ. દુઃખની વખતે તેનો ભરોસો રાખી ફર્યાદ ન કરતાં અને વિલાપમાં તેનો આશ્રય ધારી એ વાકય મોંમાંથી કાઢવું જોઇએ, ત્યારે સહનશીલતાનો બદલો મળે.

હવે એ વાકયની શી મતલબ છે, તે જરા સાંભળો. એનો અર્થ એવો છે, કે "અમે ખુદાના છીએ, ને અમારે તેની પાસે પાછા જવું છે." દેખીતી રીતે તો આ વાકય અસંબદ્ધ જણાય છે. મતલબ કે મુસીબતની સાથે એનો સંબંધ સમજવામાં આવતો નથી. એના બદલામાં તો "હે ખુદા અમને ધૈર્ય આપ, અમારા ગુનાહ માફ કર, અમારા ઉપર દયા કર, મરનારના ગુનાહ માફ કર, ને એના વંશજોને ધૈર્ય આપ એવા અર્થસૂચક કોઇ દુઆની આવશ્યકતા હતી. તેના બદલામાં "અમે તારા છીએ ને તારી તરફ પાછા આવવાના છીએ" એ શું? વાઅજો તો તમે ઘણી સાંભળી હશે, પરંતુ સેવકની વાઅજમાં જે નુકતા સાંભળવામાં આવતા હશે તેવા બીજે નહિ સાંભળવામાં આવતા હોય! જરા વિચારો; ખુદાનાં વચનો અસંબદ્ધ હોઇ શકે ખરાં? અમારી બુદ્ધિ એવી તીક્ષ્ણ નથી કે તે સમજી શકીએ. જો બુદ્ધિ હોય તો જણાય, કે એ વાકયમાં રાજીપણું ને દુઆ બંને વાતો છે. "અમે ખુદાના છીએ" એ વાકયથી અમારો ખુદાની સાથે, ને ખુદાનો અમારી સાથે જે સંબંધ છે, તે જણાય છે. પરંતુ અફ-

સોસ છે કે અમે એને સમજતા નથી, ને જો સમજીએ છીએ તો અમલ કરતા નથી. મતલબ કે અમારાં કૃત્યોથી ખુદાની સાથે અમારો ખાસ સંબંધ છે તે સાબિત થતું નથી. અમે દુન્યાના સંબંધીઓની પાછળ રાતદિવસ ખરાબ ખરાબ થઇએ છીએ, પણ જ્યારે દુન્યાની બધી વસ્તુઓ ક્ષણભંગુર છે તો તેની સાથે અમારી વિશેષતા ગમે તેવી સમીપની ને બળવત્તર હોય છતાં તેને વિશેષતા કહેવી એજ અમારી ભૂલ છે તે અમે સમજતા નથી. સૌથી પહેલી સૌથી બળવત્તર અને સૌથી વધારે નિર્મળ વિશેષતા માબાપને બચ્ચાં સાથે ને બચ્ચાંને માબાપ સાથે છે. અમે અહીં જેટલાં જણ બેઠાં છીએ તે બધાં એક વખત બાળક હતાં, અમારામાંનાં ઘણાંને બાલબચ્ચાં છે ને ઘેરેઘેર એ પ્રમાણે હશે, છતાં કોઇ બતાવી શકે છે કે નાનપણમાં જે સંબંધ બાળકોને માબાપ સાથે ને માબાપને બાળકો સાથે હતો તે મોટા થયા પછી કાયમ રહ્યો છે. જે માબાપનાં બચ્ચાં તેમની આગળ મરી જાય છે, તેઓ શું તેમની સાથે મરી જાય છે ? નહિ; અથવા જે બચ્ચાંઓની આગળ તેમનાં માબાપ મરી જાય છે તેઓ શું માબાપની સાથે મરી જાય છે ? નહિ. કોઇ માબાપ બચ્ચાંઓનો, ને કોઇપણ બચ્ચાં માબાપનો દુઃખ, દરદ, બીમારી ને તંદુરસ્તીમાં સાથ કરે છે ? નહિ. માબાપને ઓલાદ સૌ જુદી જુદી વ્યક્તિઓ છે. દરેકનાં ભૂખ, તરસ, ઇચ્છા, વય, ને નસીબ ભિન્નભિન્ન છે. ફક્ત ખુદાની એક ગોઠવણ છે કે એકથી એક જન્મે છે. બધી દુન્યામાં હજરત આદમ (અ. સ.)ની ઓલાદ ફેલાયલી છે, ને ખુદાની મરજી હશે ત્યાં સુધી એ પ્રમાણેજ ચાલશે. માબાપ ને ઓલાદમાં તો એક પ્રકારની સમાનતા પણ છે, છતાં જ્યારે એમાં પણ કંઈ વિશેષતા બાકી રહેતી નથી તો બીજી બધી સગાઇઓ, મિત્રતા ને પ્રીતિનું તો કહેવુંજ શું ? દુન્યાના બધા સંબંધ રસ્તે જતાં સાહેબસલામ કરીએ છીએ તેના જેવા છે. તમે એ સાહેબસલામને વિશેષતા આપી એક બનાવવા માગો છો, પણ તે પ્રમાણે એકતા થતી નથી, તો ખરૂં પૂછો તો તમે ખુદાની ગોઠવણમાં માથું મારવા જેવું કૃત્ય કરો છો એ નિઃશંક છે. એવા લોકો માટે ખુદા કુરાનમાં ફરમાવે છે, કે " કોઇ માણસનો એવો વિચાર હોય, કે ખુદા આલોક ને પરલોકમાં તેને મદદ કરે

નહિ. તો તેને ઘટારત છે, કે આકાશમાં એક દોરડું બાંધીને ફાંસો ખાઇને આપઘાત કરે, અને ફરી જુએ કે જે વાત તેને નાપસંદ હતી, તે આમ કરવા છતાં પણ થઇ કે નહિ ?" માણસની બનાવટજ એવી છે, કે જગતમાં એકલો રહી શકતો નથી. એના એક ક્ષણના સુખને માટે એટલી બધી વસ્તુઓની જરૂર છે, કે જાણે એક રાજાને તેના તાબામાં ઘણા માણસોનું લસ્કર. ખેડુત, કડીઆ, લુહાર, સુથાર, સોની, વાણીઆ, કાછીઆ, દરેક પ્રકારના વેપારી, દરેક પ્રકારના કારીગર, દરજી, મોચી, હજામ ધોબી ઢેડ, ભંગી, પખાલી, કલાઇગરા, ને કંસારા વગેરે વગેરે એના કામમાં લાગેલા છે; અને એનો એને જરા પણ ખ્યાલ નથી. એને માટે હાકેમ પોતાના સ્ટાફ સાથે હમેશા કચેરીમાં હાજર રહે છે, કે વખતે કોઇ ફર્યાદ કરવી હોય, દહાડામાં ચારચાર પાંચપાંચ વખત આગગાડી તૈયાર રહે છે કે વખતે કોઇ ઠેકાણે જવું હોય, કે સામાન કે કાગળપત્ર મોકલવાં હોય, તારખાતું તૈયાર બેઠું છે, કે હુકમ આપે તો કહે ત્યાંની ખબર મંગાવી આપે. છાપખાનાવાળા પુસ્તકો છાપી રહ્યા છે, કે કોણ જાણે કયું પુસ્તક માગી બેસશે ? નિશાળમાં માસ્તરો રાહ જોઇને બેઠા છે કે સદ્ભાગી કુંવર આવે તો પાઠ શીખવીએ. ટપાલી દોડે છે, સડકો તૈયાર થાય છે, સેલસપાટાઓ ને બગીચાઓ તૈયાર છે. મતલબ કે અજબ સંબંધ છે, કે દરેક માણસ સેવક ને સેવ્ય, ગરજવાનને ગરજ પુરી પાડનાર, આજ્ઞાધીનને આજ્ઞાધિકારી, તથા રાજા ને પ્રજા છે. તેથી જો સત્ય પૂછો તો જે માણસને ઘણા જણ સાથે સંબંધ નથી તે માણસ માણસજ નથી. માણસ ગમે તેવા મોટા મનનો કે બદમિજાજ હશે પણ તેને નિરૂપાયે બીજાની સહાય લેવીજ પડશે. એવી રીતે અન્યોન્ય મદદ લેવી એ પણ સંબંધનો પાયો ને વિશેષતાનું મૂળ છે. અમે માબાપના, સગાંવહાલાંના, મિત્રોના, શિક્ષકોના રાજ્યકર્ત્તાના અને કોણ જાણે કેટલા બધાના ઉપકૃત છીએ ? જે પ્રમાણે જેનો ઉપકાર છે તે પ્રમાણે તેની તરફ મન આકર્ષાય છે, ને દિલ દોડે છે.

જો કે બધું જગત અમારાજ સુખને માટે મહેનત કરે છે, છતાં તેની

કુંચી કોઇ બીજાજ બળવત્તર સત્તાના હાથમાં છે, એમ ખાતરી થાય છે. તેની ઇચ્છા ન હોય તો આ બધો સંચો અવ્યવસ્થિત થઇ બંધ પડી જાય. જો અમને કોઇ વ્યક્તિની તરફથી લાભ થાય છે, તો તેના મનમાં અમને લાભ કરવાની પ્રેરણા તેજ બળવત્તર સત્તા કરે છે, તેથી તે શક્તિમાન થઇ અમને લાભ કરે છે. માટે સત્ય પૂછો તો કામનો બનાવનાર ને ઉપકારનો કરનાર તો તેજ છે. આ બધા તો તે ઉપકારનાં કારણ માત્ર છે. એક કવિએ કહ્યું છે કે,

**દોહરા.**

હે દુન્યા જો દુઃખ તને, થા નવ તું દિલગીર;
સુખ દુઃખ દેવાની નથી, સત્તા કોઇને વીર.
મિત્ર અરિ નવ કરી શકે, ખુદાથી વિપરીત કામ;
સત્તા બંનેપર ખરી, જાણ ખુદાની તમામ.

નાના નાના ઉપકારો તો આ દેખીતા મદદગારોની મારફતે તે અમારા ઉપર કરે છે; પણ મોટી મોટી વાતો તો તેણે પોતાનાજ હાથમાં રાખી છે, ને તેમાં કોઇનું કંઇ ચાલતું નથી. તે વાતો એવી છે, કે જે વિના અમારૂં જીવવું પણ અશક્ય છે. તે પોતેજ ફરમાવે છે, કે "ખુદાએ આકાશ ને જમીન બનાવ્યાં, અને આકાશમાંથી પાણી વરસાવ્યું, ને જેની સહાયથી તમારે માટે અનાજ ને ફળ પેદા કર્યાં, વળી વહાણોપર તમને સત્તા આપી કે તમારી આજ્ઞાથી દર્યામાં ચાલે, સૂર્યચંદ્રને તમારી સેવા માટે તૈયાર રાખ્યા છે, કે રાતદિવસ પોતાના કામમાં લાગેલા રહે. વળી તમારી સેવા માટે રાત દિવસ બનાવ્યાં, અને તમને જેની જરૂર છે, તે તમારી યોગ્યતા પ્રમાણે આપ્યું. જો ખુદાની બખ્શિશોને ગણવા ચાહો, તો ગણી શકશો નહિ, પણ માણસ ઘણોજ જુલ્મી ને કૃતઘ્ન છે. એમાં શક નથી." જો આ વાક્યોનો પુરો ખુલાસો કરવા બેસું તો કેટલાક મહીનાઓમાં પણ પૂરો થાય નહિ, અને મારે તો શુરૂઆતમાં જે વાક્યો લીધાં છે તેનું વર્ણન પુરૂં કરવાની આવશ્યકતા છે. પણ હું એટલું કહું છું, કે એ વાક્યોમાં ખુદાએ

જે જે ઉપકારો ગણાવ્યા છે, તેમાંનો પ્રત્યેક એવો છે, કે તે ઉપર અમારી જિંદગી અવલંબે છે, વળી તે માણસની સત્તાની બહાર છે. શેખ સાદી ( અ. ર. ) કહે છે, કે ઘેલા !

અભ્ર, ચંદ્ર ને વા, રવિ, નભ છે કરતાં કામ;
ગ્રાસ લઇ તું હાથમાં, ખાય ન ગફલત નામ.
તારે માટે સૌ કરે, સેવક સમ ઉદ્યોગ;
ન્યાય નથી કે ભૂલી ગુણ, કરે તેનો ઉપભોગ.

માટે જો સંબંધ અને વિશેષતાનો આધાર નફો પહોંચવા પર ને ઉપકાર પર છે તો અમારી સૌથી વિશેષ વિશેષતા ખુદાની સાથે હોવી જોઇએ. પરંતુ ખુદા આંખે દેખાતો નથી, ને અમને વિચાર કરવાની ટેવ નથી, તેથી એનું પરિણામ એ આવે છે, કે અમે ખુદાની સાથે કંઇ સંબંધ રાખતાજ નથી; તેના હક માનતા નથી, તેની આજ્ઞા પ્રમાણે ચાલતા નથી, તેની સાથે પ્રીતિ રાખતા નથી ને તેના કોપથી ડરતા નથી. પણ તેનો સંબંધ અમારી સાથે એવો છે કે કોઇ રીતે છૂટી શકતોજ નથી. અમારી હયાતી એજ એના સંબંધની દલીલ છે. અમે આપોઆપ સ્વતઃ પેદા થયા નથી. તેણે માબાપના અંતઃકરણમાં અમારી મહોબત આપી તેથી તેમણે અમારૂં પાલણપોષણ કર્યું ( સત્ય પૂછો તો ખુદાએજ પેદા કર્યા તે તેણેજ અમારૂં ભરણપોષણ પણ કર્યું છે ). હજારો માણસો ઓલાદની ઇચ્છા રાખે છે ને થતી નથી, માનું દૂધ બંધ થઇ જાય છે તે પાછું ઉતરતું નથી, બાળક માંદું પડે છે તો કંઇ ઉપાય સૂઝતો નથી, ને જો ઉપાય સૂઝે છે તો ખુદાની મરજીથીજ સૂઝે છે.

અર્થાત અમે અમારા કે કોઇ અન્યના ઇરાદાથી જન્મ્યા નથી તેમજ અમારા કે કોઇ અન્યના ઇરાદાથી આટલા મોટા થયા નથી, જે કંઇ કર્યું તે ખુદાએજ કર્યું ને જે કઇ થાય છે તે ખુદાના હુકમથીજ થાય છે. બેશક દુન્યામાં સૌથી વધારે પ્રીતિ માબાપની છે પણ તે અમુક સમય ને અમુક સ્થિતિ સુધીની છે. હવે માબાપની પ્રીતિમાંથી પણ સૌથી વધારે

પ્રીતિનો દાખલો એકના એકજ દીકરાનો લો, અને તેને ખુદાની પ્રીતિ સાથે સરખાવો. તો કંઇ પણ સમાનતા જણાશે નહિ. એ પ્રીતિ ઉપરઉપરની છે, ને તે સ્વાભાવિક છે, તેમાં કંઇક સ્વાર્થ છે, ને એમાં પરાર્થ છે; એ પ્રતિબિંબ છે, તો આ મુખ્ય છે; ને એ નામની છે તો આ નિઃસંદેહ ખરી છે. માબાપ ઉપાય યોજનાર ને ખુદા સામાન પોંહોંચાડનાર છે. માબાપની આટલીજ પ્રીતિ ઉપર પણ તેમની આજ્ઞા માનવા માટે કુરાનમાં ફરમાવેલું છે, કે "હે પેગંબર સાહેબ ( સ. અ. ) તમારો ખુદા હુકમ કરે છે, કે ખુદા સિવાય બીજા કોઇની પૂજા ન કરો, અને માબાપ ઉપર ઉપકાર કરતા રહો. એ બંનેમાંથી એક કે બે તમારી જિંદગીમાં ઘરડાં થઇ જાય તો ખબરદાર તેમની આગળ ચું પણ કરશો નહિ. તેમને ધિક્કારશો નહિ અને તેમની સાથે વાત કરવી તો માન ને અદબથી કરવી, અદબની સાથે તેમની આગળ નમતા રહેવું, અને તેમના હકમાં દુઆ કરવી, કે હે ખુદા જેવી રીતે એમણે મને દયાથી પાળીને નાનાથી મોટો કર્યો છે, તેવી તેમના ઉપર કૃપા કર."

માબાપની પ્રતિષ્ઠાનો જરા વિચાર કરો. ખુદાએ પોતાની ભક્તિની સાથે માબાપ ઉપર ઉપકાર કરવા માટે ફરમાવ્યું છે. માબાપના આટલાજ હક ઉપર એમની આટલી બધી અદબ કરવા ફરમાવ્યું છે, તો ખુદાના હકની તો કંઇ સીમા નથી તેની કેટલી બધી અદબ કરવાની હશે તે વિચારો! પરંતુ માણસ એવો કૃતઘ્ન છે, કે માબાપની અદબ તો કેટલાક સપુતો કરે પણ છે, પરંતુ ખુદાને તો ઘણાક ખુદાના બંદા એટલું પણ નથી જાણતા કે તેણે અમારી સાથે શું શું કર્યું છે, અને અમારે તેનો કેટલો ઉપકાર માનવો જોઇએ! પણ જ્યારે દુઃખની વખતે માણસે ઇન્નાલિલ્લાહ વગેરે કહ્યું, તો એનો અર્થ એવો થયો, કે તેણે ખુદાના હક સ્વીકાર્યા. ખુદાની સાથે એને જે સંબંધ અને વિશેષતા છે તે, ખુદાની એના ઉપર જે સદા કૃપા છે તે, ખુદા માલિક ને એ મિલ્કત છે તે, ને ખુદા ધણી ને એ સેવક છે તે એને યાદ આવી ગયું. માણસ જ્યાં સુધી એવો વિચાર કરતો નથી ત્યાં સુધીજ એનો શોક સમાતો નથી. આ વિચારો આવતાંજ તેને બીજા ખ્યાલ ઉત્પન્ન થશે. તેને પોતાની ભુલનો પસ્તાવો થશે કે મેં નાશવંત થઇને એક

નાશવંત વસ્તુ સાથે એવો ગાઢ સંબંધ શા માટે રાખ્યો ! મેં શા માટે તેને મારા અંતઃકરણમાં સ્થળ આપ્યું ? મેં હલકા દરજાના હકની ખબર રાખી ને મોટા હકને ભૂલાવી દીધો. તે પોતાના મનમાં પસ્તાશે કે અફસોસ સાપ ગયો ને લીસોટાને લાકડીઓ મારી. મેં રસોઇઆનો ઉપકાર માન્યો, પણ ધરધણીને તો ભૂલીજ ગયો. હું નદીને છોડીને મૃગજળની પાછળ દોડયો. વળી તેને વધારે પસ્તાવો થશે કે જે વૈભવ માટે હું હકદાર ન હો તો તેવા વૈભવ આખી ઉમર મેં ભોગવ્યા, જાતજાતનાં જમણુ જમ્યો, મગ્ન કરી ને ચેનથી રહ્યો પરંતુ કંઇપણ ઉપકાર માન્યો નહિ. મારા જેવો કોઇ બીજો પણ નિમકહરામ હશે ! હવે જરા જેટલી વાત મારી ધારણાથી ઉલટી બની ( વળી એનું કારણ શું હશે તે મારી મંદ બુદ્ધિના કારણથી મારા સમજવામાં આવતું નથી.) તો હું બબડવા લાગ્યો એ શું ? આજ સુધીના બધા ઉપકારો ભૂલી ગયો ને ખાધુંપીધું વીસરી ગયો ? હું જગતના કારખાનાનો માલિક નથી, માલિકનો પ્રધાન કે સલાહકાર નથી, હું વચમાં માથું મારનાર કોણ ? મને બડબડવાની સત્તા શી ? મારૂં મોં જુઓ ને ખુદાની કુદ્રત ઉપર દતરાજી કરવાના કામને જુઓ મારી હકીકત શી ? મારી બુદ્ધિ શી ? મારી અકલ શી ? આવા વિચાર આવતાંજ તેનો શોક સમાઇ જશે. અનુભવથી સાબિત થયું છે, કે કોઇ પ્રકારનું નુકસાન થાય અથવા કોઇ આપ્ત આવે ને માણુસ સાચા દિલથી ઇન્નાલિલ્લાહ કહે તો તેના નુકસાનનો બદલો વળી જાય છે. ખોવાએલી વસ્તુ હાથ લાગે છે, અથવા શોકની અસર ઓછી થઇ જાય છે. ઇન્નાલિલ્લાહ કેવા વહાલા શબ્દો છે ! એ શબ્દોમાં બે મતલબ છે. દુઆ ને ધૈર્ય. ખુદાની આગળ ઇચ્છા દેખાડવી એ દુઆ છે, પરંતુ અધ્યાહાર છે. જેવી રીતે બે મુસાફરો સાથે મુસાફરી કરતા હોય, અને એક કહે, કે ભાઇ હું તો થાકી ગયો છું, એ સાંભળીને તેનો સાથી ઉત્તર આપે કે ગભરાઓ છો કેમ ? હમણા મુકામપર પોહોંચી જઇશું. અર્થાત્ ઠેકાણે પડયા પછી આરામ મળશે એમ એના કહેવાની મતલબ છે, તેરીજ મતલબ એ વાકયમાં પણ છે. કે કેમ શોકાતુર થાઓ છો ? અમે ખુદાની પાસે જનારા છીએ, અર્થાત્ તે અમારી મુસીબતને બદલે

સુખ આપશે. એજ દુઆ છે, બલ્કે કબૂલ થાય એવા રૂપમાં છે. કેમકે "હે માણસ! તું આ દુન્યાની ક્ષણભંગુર જિંદગીને શું સમજ્યો છે." એ વાક્યની તરફ ઇશારો છે. મરવું એ એક લાંબી સફર છે, ખુદાની પાસે જવું છે, ને તેની મુલાકાત થનારી છે. વળી એ વાક્યથી એમ પણ જણાય છે, કે અમે બધા એ સફર કરવાના છીએ. તેથી જેણે પહેલાં મુસાફરી શુરૂ કરી તે વેળાસર ઠેકાણે પડી ગયો તેણે મુસાફરીનાં કષ્ટોથી જલદી મુક્તિ મેળવી લીધી. અમે પણ તેની પાછળ પાછળ જઇએ છીએ. ખુદાની ઇચ્છા હશે તો એક દિવસે તેને પકડી પાડીશું, અને એવી રીતે મળીશું કે પછી વિયોગજ થશે નહિ. સહનશીલતાની પરીક્ષાનું આ પૂરેપૂરૂં ઇનામ છે ખુદાની પ્રૌઢતા, તેની કુદ્રત, તેનો ભપકો તેની મોટાઇ ને તેની સંપૂર્ણતા ધ્યાનમાં આવે, તો માલૂમ પડે કે આ શબ્દોમાં કેટલી મહેરબાની સમાયલી છે! આજે દુન્યાનો કોઇ એક બાદશાહ કોઇ માણસને આજમ કે સાહેબ લખે છે, તો તે અહંકારથી ફૂલી જાય છે, તો આ ખિતાબ તો બંને લોકનો ધણી જગપાળક ને જગત્કર્તા ફરમાવે છે! વાહવાહ ખુદાની દરગાહમાં સહનશીલનો દરજ્જો કેટલો બધો ઉત્તમ છે! માટે સામે બેઠેલા ભાઇઓ, અને કનાતના પરદામાં બેઠેલી સ્ત્રીઓ એટલી વાત સાંભળી લો, કે દુન્યાનો કારભાર હજારો વર્ષોથી જેવી રીતે ચાલ્યો આવે છે, તેવીજ રીતે ખુદાની મરજી હશે ત્યાં સુધી ચાલશે, અમારી તમારી શી હકીકત છે! મોટા મોટા પ્રતિષ્ઠિત પેગંબરો, મહા બળીઆ બાદશાહો, ને ધન્વંતરિ જેવા પ્રખ્યાત વૈદ્યોનું મોતની આગળ કંઇ ચાલ્યું નથી, તો એવી લાચારીની જગાએ હાયપીટ ને વિલાપ કરીને પોતાને મળતું પુણ્ય શા માટે ખોવું? હારીને, ઝખમારીને લાચાર થઇને પાછળથી ધૈર્ય રાખીને બેસશો તો નકામું છે. હાલ જ્યારે એની જરૂર છે ત્યારે ધૈર્ય રાખીને સહનશીલ કેમ બનતા નથી! એવા લોકોની આબરૂ તમે સાંભળી છે, માટે તેવાં સારાં ફળ ખુદા તમને પણ આપે એવી મારી દુઆ છે. આમીન.



## પ્રકરણ ૧૧ મું.

### આજાદીનો શોક અને તેના રંડાપાના આરંભના વિચારો.

જે દિવસે મુસ્તજાબ મર્હુમે મોલવીપણાના ધંધાથી નિરાશ થઇને વાઅજમાં શિથિલતા દેખાડવા માંડી, તે દિવસે તેમના પિતાએ તેમને શિખામણ આપતાં કહ્યું હતું, કે તમારી વાઅજ એવી છે કે જેવી છોકરાંની રમત. વાઅજ તો અમારી કે એક સીપારાને એક વર્ષ સુધી પોંહોંચાડીએ છીએ. અમે સવાસવા દોઢદોઢ વર્ષ સુધી વાઅજ કહી છે. એ એમના કથનને અમે આત્મશ્લાઘા ને અતિશયોક્તિ સમજતા હતા, ને મનમાં કહેતા હતા, કે એક સીપારો વર્ષ સુધી શી રીતે લંબાવાતો હશે! પણ હવે મોલવી મુક્તાદાની વાઅજ સાંભળી તો ખાતરી થઇ, કે કેટલાક મોલવીઓને ખુદાએ એવીજ વક્તૃત્વશક્તિ ને વિસ્તીર્ણતા આપી છે, કે સીપારો તો શું તેઓ ચાહે તો એક રૂકૂઅ ( પેરેગ્રાફ ) ને વર્ષ સુધી પોંહોંચાડે. મોલવી મુક્તાદાએ ત્રણ કલાક એક આયત ( વાક્ય ) માં લગાડ્યા, અને વખતની તંગીના કારણથી કેટલીક વાતો જીભે આવેલી છોડી દેવી પડી. સ્ત્રી પુરૂષ મળી ૫૦૦-૬૦૦ માણસો હશે તે બધાને અસર થઇ, તો આજાદીને તો જરૂર અસર થઇજ હશે. કેમકે બધી વાઅજમાં તેની તરફજ ઇશારો હતો. પરંતુ એવો જબરો શોક અને એવો ભારે અકસ્માત ભૂલતાં વાર લાગે છે, તેથી વાઅજ સાંભળીને રાજી તો શી રીતે થઈ હશે, પણ કંઇક શોક ઓછો થયો હશે.

ઇદ્દત સુધી એ ચુપચાપ રહી. એના સ્વભાવમાં આટલો ફેર થયો હતો કે હવે નમાજો બહુ પઢતી હતી. પહેલાં રોજ સવારે સવા સીપારો પઢી ૨૪ દિવસમાં કુરાન પુરૂં કરતી હતી, તેને બદલે હવે સારી રીતે ધીમેથી મન સ્થિર રાખીને અઠવાડીઆમાં કુરાન પુરૂં કરવા લાગી. પહેલાં ત્રણત્રણ ચારચાર ટંક સુધી ખાતી ન હોતી તેને બદલે હવે પેટ ભરીને તો નહિ પણ થોડું થોડું ખાવા લાગી. અર્થાત ધીમે ધીમે તબીઅત સુધરવા

લાગી. એવામાં ઇદ્દત પણ પૂરી થઈ. પણ જેમ આળા ઘા ઉપર મોટું જખમ લાગે તેમ બીચારી પર એક બીજી આફત આવી પડી. જો કે એ આફત ચિરસ્થાયી ન હોતી. એ આફત તે એની મા એને વીલી મૂકતી ન હોતી એ હતી.

શોક મટાડવાના બે ઉપાય હોય છે. એક તો એ કે જાહેરમાં કોઇ બનાવ શોકાતુર માણસને ઉશ્કેરનાર બનવો ન જોઇએ, અને બીજો એ કે મનમાં શોકના વિચાર ઉત્પન્ન થવા દેવામાં ન આવે. હાદી બેગમે બંને ઉપાય કામે લગાડયા. કાણે આવનાર સ્ત્રીઓને આઝાદીની પાસે જવા દેતી ન હોતી કેમકે જો એમ થાત તો એ સ્ત્રીઓ એના શોકને તાજો કરત. તેથી ધણી એકનો મરણ પામ્યો, ને ખૂણામાં માદીકરી બે બેઠી. અમે તો એવું ધારતા હતા, કે દીકરીની ઇદ્દત પુરી થયા પછી હાદી બેગમ ઘરના કામકાજમાં ચિત્ત પરોવશે, પરંતુ અમારી એ ધારણા ખોટી પડી. ઇદ્દત પુરી થયા પછી પણ માએ દીકરીનો પીછો છોડયો નહિ. પીછો ન છોડે તો ચુલામાં પડે, પણ પોતાનું ઘર તો જાળવે! દીકરી વિધવા થઇ તે તેના ધણીના મરવાથી થઇ પણ પોતે ધણીના જીવતા છતાં કમ વિધવા બની જાય! જે દિવસથી જમાઇના મરવાનો તાર આવ્યો ત્યારથી આજ સુધી એણે ખાજા આઝાદની તરફ આંખ ઉઘાડીને જોયું પણ નહિ, કે કોણ છે અને એનો મારી સાથે શો સંબંધ છે! ખુદા જાણે હાદી બેગમના મનમાં તો શું હતું પણ જાહેરમાં તો એમ દેખાતું હતું કે જાણે તે પોતાના સ્વામીની સાથે વાત કરતાં શરમાતી ન હોય! તે એમ જાણતી હશે કે જુવાન દીકરી વિધવા થઇ ને હું ધણી સાથે વાતચીત કરીશ તો લોકો મારે માટે ખોટો વિચાર કરશે! વખતે તેનું આ કૃત્ય દીકરીની સાથે પોતાને અથાગ પ્રીતિ છે તે દેખાડવા માટે પણ હોય! સ્ત્રીની આ વર્તણુક જોઇ પ્રથમ તો આઝાદ નવાઇ પામ્યો, પણ એવામાં બંનેની વચ્ચે આગળ જણાવ્યા પ્રમાણે સહેજ કંકાસ થઈ ગયો.

હમેશા માના છાતી પર રહેવાથી આઝાદી પણ ગભરાઇ ગઇ હતી. તે

એકાંત ખોળતી હતી ને ધારતી હતી કે ઘડી બે ઘડી માથી જુદી પડું તો ભવિષ્યમાં મારે શું કરવું તેનો વિચાર કરવાનું બની શકે. પરંતુ માને તે કહી શકતી ન હોતી કે તમે કેમ મારી સાથે ને સાથેજ રહો છો. એવામાં આજાદીને તેના સાસરીઆં તરફથી તેડું આવ્યું, ને કહેવરાવ્યું કે વહુનું ઘર તો આ હતું, પણ શું કરીએ ખુદાને એ વાત મંજૂર ન હોતી. અમે પણ જાણીએ છીએ, કે સંબંધ તો મરનારની સાથે ગયો, અમારૂં જોર નથી, પણ ઓળખાણ દાખલજ અહીં આઠ દશ દિવસ આવી જાય તો સારૂં. જીવ તો નહિ લાગે, પણ મરનારનો આત્મા રાજી થશે. પછી આવનાર ને મોકલનારની જેવી મરજી. અમે તો મરણપર્યંત વળગી રહીશું, સંબંધ તોડવાનાં નથી.

હિંદુસ્તાનીઓનો ઘરસંસાર એટલો બધો બગડેલો છે, કે સાસુવહુ ને નણંદભોજાઇ વગેરેમાં તેમજ વહેવાઇઓમાં સંબંધ થયા પછી એક દિવસ પણ બનતું નથી. વળી કોઇ ઠેકાણે જો બને છે તો એટલુંજ બને છે કે જાહેરમાં ભવાડા થતા નથી, પણ મનમાં તો એક બીજાની તરફથી સફાઇ હોતીજ નથી. આજાદી ને તેનાં સાસરીઆંમાં લડાઇ તો થઇ ન હોતી પણ પ્રીતિ ને બનાવ પણ ન હોતાં. ખરૂં પૂછો તો એમાં આજાદીનોજ વાંક હતો. તેણે જતાંજ ધણીને એવો વશ કરી લીધો, કે તે આજાદીની મરજી વિરૂદ્ધ ડગલું પણ ભરતો ન હોતો. વળી વાએજ કહેવાનુ બંધ કરવું, મોલવીપણું છોડી દેવું, નોકરી સ્વીકારવી ને ભોપાળમાં જઇને મરવું એ બધામાં પણ આજાદીનોજ વાંક કહાતો હતો. જો કે એણે ધણીને ઉશ્કેર્યો ન હોતો, પણ વહેમ આવતાં કંઇ વાર લાગતી નથી. સાસરીઆં તો એમાં આજાદીનેજ ગુનેહગાર ગણતાં હતાં. આજાદીની સાસુએ દીકરાના મરણ સમયે જે જે વિલાપ કર્યા હતા, તેમાં પણ એજ વાતનું રડતું હતું. હવે તેડું મોકલ્યું તો તેમાં પણ શુદ્ધ હેત દેખાતું ન હોતું. પરંતુ આજાદીને માના પંજામાંથી છૂટવાનો જોગ મળ્યો. તે તો કેટલાક દિવસથી એજ વિચારમાં હતી કે મા મને ક્ષણ પણ છૂટી મૂકતાં નથી એનું શું કારણ? એમણે મારા ઉપર ચોકીપહેરો મૂક્યો છે એમ તો હું કહી શકતી નથી; બલ્કે

એ તો મારૂં ધ્યાન બીજી તરફ જાય તે માટે કરે છે. તેઓ ધારે છે કે જો હું એકલી પડીશ, તો મને મારા ઘરના વિચાર આવશે ને તેથી મારૂં મન નારાજ થશે માટે એવો જોગજ તે આવવા દેતાં નથી. એમને મારી પ્રીતિએ આંધળાં કરી દીધાં છે. તેથી એમને સુઝતું નથી. હમેશા મારી છાતી પર રહેવાથી મને મરનારનું જેટલું દુઃખ થાય છે તે એથી કંઇ ઓછું થવાનું નથી. વિચાર ન કરવાથી હું સૌભાગ્યવંતી થઇ જવાની નથી. વળી હું ક્યાં સુધી વિચાર નહિ કરૂં? મારાં સાસરીઆં તો મોલવી સાહેબ જીવતા હતા, ત્યારથી મારાથી નારાજ છે. હવે તો વળી એ લોકોના કહેવા પ્રમાણે મેં એમને જાણે ધક્કા મારી મારીને ભોપાળ મોકલ્યા ને ત્યાં જવાથી મરણ પામ્યા છે ( પરદેશ જાત નહિ તો મરત પણ નહિ એમ એ લોકો સમજે છે), તો મને જોઇને એ લોકોની આંખમાં જેટલું ઝેર ન આવે તેટલું ઓછું છે.

હું બેસી રહીશ એવું તેઓ કયારે માને છે? તેઓને તો ખાતરી છે, કે હું પુનર્લગ્ન કરીશજ, એ માટે તો એ લોકોએ શરત બકીને સોગંદ ખાધા છે. મારા પીએર ( ખુદા એને આબાદ રાખે ) માં મા છે, ત્યાં સુધી મારૂં જોર છે. ભાભીઓ જો કે કોઇક વખત બબડે છે. પણ તેમની ને મારી સગાઇજ એવી છે તેથી લાચાર છું. પણ જ્યાં સુધી મા છે ત્યાંસુધી મને ભાભીઓની પરવા પણ નથી. પરંતુ મારા કારણથી મા ને બાપની વચ્ચે બિગાડ થયો એ કેટલી બધી દિલગીરીની વાત છે ! એ બિગાડ દિનપ્રતિદિન વધતો જાય છે. શું કરૂં મા સમજતાં નથી ને મારા કારણથી પોતાનું ઉમરનું ઘર બગાડવા બેઠાં છે.

નવાબ સાહેબે મને વિધવા સમજીને માસિક રૂ ૩૦ નું પેન્શન બાંધી આપ્યું છે, પણ હું તે લેવાની નથી. જેની વિધવા થઇને પેન્શન લઉં તેને તો એવી આવકની ચીડ હતી. હું તો શીવવાનું કામ કરીશ, બે વખત નહિ તો એકજ વખત ખાઇશ. એ કમાઇ મારા એકલા પંડ માટે પુરતી છે. હવે મને વધારે જરૂર પણ નથી. જાડું મોટું પહેરવા અને

સુખું પાખું ખાવા જોઇએ. પરંતુ નવાબ સાહેબે કાગળમાં તો લખ્યું નથી, કે " હું તમને વિધવા સમજીને પેન્શન આપું છું." નવાબ એવો ભોળો નથી. એના રાજ્યમાં સેંકડો વિધવાઓ છે. તેમને છોડીને મને દીલ્લીમાં પેન્શન આપવામાં આવે એ અશક્ય છે. વળી દિલ્લીમાં પણ મને એકલીનેજ પેન્શન કેમ આપે? અહીં પણ મારા જેવી ઘણી વિધવાઓ છે. મને જણાય છે, કે આ પેન્શન તો જીવનો બદલો છે. માટે નવાબની પાસેથી જરૂર લઇશ, ને નહિ આપે તો રેસીડેન્ટની આગળ ફર્યાદ કરીને લઇશ. શા માટે હું મારો ભાર માબાપ પર નાખું? તેમણે એક વખત મને પરણાવી દીધી, ને જે કંઇ મારા નસીબનું હતું તે આપીને મને વળાવી દીધી. તેમણે મારી આખી ઉમર સુધીનો કંટ્રાક્ટ રાખ્યો નથી કે ફરી તેમને માથે પડું. હું મોલવી સાહેબની હયાતીમાં જેવી પ્રતિષ્ઠાથી માબાપના ઘરમાં થોડાક દિવસ આવીને મહેમાન દાખલ રહી શકતી હતી તેવી રીતે હવે રહી શકતી નથી. મારી સ્વતંત્રતા ધીમે ધીમે નાશ પામી એક દાસીની પેઠે મારે એમના ઘરમાં ગુજારો કરવો પડશે. બલ્લાથી અફીણ ખાઇને સુઇ રહીશ. મેં તો ભાઇભાભીઓનાં મેણાં સાંભળ્યાંએ નથી ને સાંભળવાની પણ નથી.

ખરી વાત એ છે કે શોકના કારણથી આજાદીનો સ્વભાવજ એવો ચીડીઓ થઇ ગયો હતો, કે તે શબ્દોના જેવા અર્થ કરતી હતી તેવા અર્થ બીજાને સુઝતા પણ ન હોતા. દરેક વાતનું ખોટું કારણ ખોળી કાઢી ખોટાં પરિણામો વિચારતી હતી. તેને ખાતરી હતી કે સાસરીઆં કે પીએર બંનેમાંથી એક પણ ઠેકાણે મારો ગુજારો થઇ શકવાનો નથી.

આજાદી એવા વિચારમાં બેઠી હતી કે ઉપર જણાવ્યા પ્રમાણે સાસરીઆંને ત્યાંથી તેડું આવ્યું. હાદી બેગમે ચાકરડીને આંગણામાં બેસાડી, ને વિચાર કર્યો કે આજાદીને કહેવાની કંઇ જરૂર નથી, હુંજ ના કહેવરાવી દઇશ. પરંતુ આજાદી તો પીએરથી જવા માટે તૈયાર હતી ને બહાનુંજ ખોળતી હતી, તેથી તેણે છણકો કરીને માને કહ્યું, કે એને મારી પાસે આવવા દો. હાદી બેગમ તો ચાકરડીની આગળ બહાનાં કરવા લાગી, પણ

આજાદી બોલી કે હા હા હું આવીશ; તેથી માએ દીકરીની સાથે વાદવિવાદ કરવાનું દુરસ્ત ધાર્યું નહિ, ને તે ઠીક કર્યું.

આજાદી સાસરે ગઇ, ને ત્યાં કેટલાક દિવસ રહીને ત્યાંનો રંગઢંગ જોયો. તે જેવું ધારતી હતી તેથી પણ વધારે લોકોને પોતાની તરફથી ફરેલા જોયા. એ લોકો લોકાચાર પ્રમાણે તેને રાખવા મહેનત કરવા લાગ્યા પણ એ ચારજ દિવસ રહીને રવાના થઇ ગઇ. લોકોએ જાણ્યું કે પીએર જાય છે, પણ એ પોતાનો ધણી જીવતાં જે જુદા ઘરમાં રહેતી હતી ત્યાં જતી રહી. બીજે દિવસે જ્યારે ચાકરડી ક્ષેમકુશળતાના સમાચાર પૂછવા આજાદીના પીએર ગઇ ત્યારે તે લોકોએ પણ એ વાત જાણી. એ સાંભળીને હાદી બેગમે તરત ડોલી મંગાવી. પણ એવામાં આજાદ આવી પોંહોંચ્યા. તે બીબીને જતાં જોઇને બોલ્યા, આ વખતે કયાં જાઓ છો ?

**હાદી બેગમ**—આજાદી કાલથી પોતાને સાસરેથી આવીને જુદા ઘરમાં રહી છે.

**ખાજા આજાદ**—તેથી શું ?

**હાદી બેગમ**- હું પણ ત્યાં રહીશ એને એકલી મૂકી શકતી નથી.

**આજાદ**—બસ એટલા માટેજ કહેવાય છે, કે "નાદાન દોસ્તથી દાનો દુશ્મન સારો !" તમે પ્રથમથીજ જે જે ઉપાયો કર્યા છે, તે હું જોઉં છું. હું તમારા અભિપ્રાયને મળતો આવતો નથી. પરંતુ મામલો નાજુક હોવાથી હું કંઇ બોલી શકયો નહિ.

**હાદી બેગમ**—તમે ઉપાય ઉપાય બોલ્યા કરો છો, નસીબની આગળ ઉપાય કંઇ ચાલતો નથી. હું બીચારી શો ઉપાય કરી શકવાની હતી ? મરનારો બીચારો મરી ગયો, ને બધા ધીરજ રાખીને બેસી રહ્યા. તેનું મરણ તો નિર્માણ થએલું હોવાથી અહીં રહેત, તો પણ મરત, પણ જો અહીં હોત ને દવાદારૂ કરવાં પડત તો તે વખતે તો તમે અમને જીવવા પણ દેત નહિ; અને તમારી અયોગ્ય તદબીરોથી મરી ગયો એવો આરોપ અમારે માથે મૂકત.

**આઝાદ**—હું તો હમણા પણ કહું છું, કે તમારી અયોગ્ય તદબીરોથી મરી ગયો. મેં હમણાજ જાણ્યું કે તેને હૃદયની નબળાઇની બીમારી હતી, અને ગરમીની મોસમમાં એનું બળ વધતું હતું. વળી કોઇ વખત ગરમ ખોરાક ખાવાથી શિઆળામાં પણ એ રોગમાં વધારો થતો હતો. જો હું એવું જાણતો હોત તો એને જવા દેતજ નહિ. ઉનાળાના દહાડા, આગગાડીની મુસાફરી, દક્ષિણદેશની લૂ, ઘરની જુદાઇનું દુઃખ અને હિંદુસ્તાની રજવાડાઓમાં રહેવાથી ઉત્પન્ન થતો ગભરાટ એ બધું જોતાં હું એની જિંદગીનો વીમો એક પૈસા માટે પણ ઉતારત નહિ. પણ ખેર, હવે એ વાતજ જવા દો. જે થવાનું હતું તે થયું. હાલમાં તમે આઝાદી વિષે જે અયોગ્ય ઉપાયો યોજો છો તે માટે તમને કહું છું. આરંભથી તમે એની તજવીજ રાખો છો, કે એ શોક કરે નહિ, અને એટલા માટેજ તમે હમેશા એને વળગ્યાં રહો છો, ને એટલા માટેજ તમે મોલવીઓની વાઅજ એને સંભળાવી. પરંતુ શોક ને રૂદન એ સ્વાભાવિક ગુણ છે કોઇના રોકવાથી રોકાતાં નથી. જે પ્રમાણે વાગવાથી દરદ થાય છે, તેમ અંતઃકરણના શોકથી દિલગીરી થાય છે, અને જેમ જેમ વખત જતાં ચોટની પીડા ઓછી થતી જાય છે, તેમ તેમ દિલગીરી પણ ઓછી થતી જાય છે. મુસીબતમાં ધીરજ આપવાનો સૌથી ઉત્તમ ઉપાય એ છે, કે તે દુઃખી માણસને અમુક સમય સુધી છૂટો રહેવા દેવો. એમ કરવાથી જે ધીરજ મળશે, તે વૈદકશાસ્ત્રના નિયમાનુસાર હોવાથી લાભકર્તા નીવડશે. તમે ઉતાવળ કરીને તેને ધીરજ આપવાનું ધાર્યું ને સમજ્યાં, કે મારી તદબીર લાભકારક નીવડી પરંતુ એ તમારી ભુલ હતી. તેનું એ પરિણામ આવ્યું કે તેણે ગભરાઇને તમારો ઉપાય છોડી દીધો. હજુ પણ એને સ્વતંત્ર રહેવા દો તો સારૂં છે. ખુદાએ માણસને સ્વતંત્ર પેદા કર્યો છે, ને દરેક માણસ સ્વતંત્ર રહેવાનું ઇચ્છે છે. જો સ્વતંત્રતાને બળાત્કારે રોકવામાં આવશે તો નઠારે રસ્તે વળશે. એનું દૃષ્ટાંત એવું છે, કે જમીનમાં એક બી નાખ્યું, તે અમુક સમય પછી જમીનની અંદર ફૂલશે, ફાળશે, કુંપળો ફૂટશે, વધશે, ફેલાશે, ને તેમાંથી એક ઝાડ થશે. જો કુંપળ ફૂટતાં પહેલાં અમે તેની ઉપર પત્થર મૂકી તેને જમીનની બહાર

નીકળવા ન દઈએ તો મૂળાઆં બીજો રસ્તો શોધી કાઢશે, ને એનાં ડાળાં પાંખડાં વાંકાં થશે; પણ થશે ખરાં. ગુલામો ને નીચવર્ણના લોકોનો સ્વભાવ નઠારો હોય છે તેનું કારણ એજ છે. કેમકે તેમને સ્વતંત્રતા મળતી નથી. માટે જો તમે દીકરીનું શ્રેય ને સલામતી ચાહતાં હો તો મારો મત એ છે, કે એને એની મરજી ઉપર છોડી દો. હવે એની ઉપર સત્તા ચલાવવાનો તમને અધિકાર નથી. તે પણ તમારા જેવી સ્ત્રી છે. પોતાના લાભાલાભ સમજે છે, ને યોગ્યાયોગ્યનો વિચાર કરી શકે છે. તમારા અયોગ્ય દબાણથી કંઇ નઠારૂં પરિણામ ન આવે એની મને ચિંતા રહે છે. તે તમારી રજા લીધા વિના કે તમને ખબર આપ્યા વિના પોતાને સાસરેથી પોતાના જુદા ઘરમાં રહેવા ગઇ તે ઉપ-રથી સમજી લો, કે એને તમારી દેખરેખ નીચે રહેવું પસંદ નથી. " અક-લમંદને ઇશારો બસ છે. " ખાજા આનંદે આવી વાજબી ને અકલમ સમાય એવી વાતો કરી તેથી હાદી બેગમે ડોલી પાછી વાળી ને " તમે આ શું કર્યું " એટલું પણ આજાદીને કહેવરાવ્યું નહિ.



## પ્રકરણ ૧૨ મું.

### આજાદી પોતાનું મન રાજી કરવાની તદબીરો વિષે વિચાર કરે છે ને છેવટે આપઘાતનો વિચાર નક્કી થાય છે.

હવે આજાદીને પોતાના ઘરમાં એકાંત મળવાથી રાહત થઇ. વિચાર કરવાની તો એની માના ઘરમાં પણ મનાઇ ન હોતી, પણ તે કોઇનું મોં જોવાનુંજ ઇચ્છતી ન હોતી. ઘરમાં પેસતાંજ તેણે નોકરોને કહી દીધું, કે ખબરદાર અંદરની સાંકળ હમેશા દઇ રાખવી અને કોઇને આવવા દેવો નહિ.

આ ઘરમાંજ એ પોણાબે વરસ રહીને મોલવી મુસ્તફાખ ભોપાળ ગયા હતા. આજાદીએ એ ઘર જોયું તો તેને સ્મરણ થઇ આવ્યું, કે અહીં સુઇ રહેતા હતા ને અહીં બેસતા હતા. એ યાદ આવતાંજ કોટડીમાં બેસીને તેનાથી રડાયું તેટલી રડી. આ વખતે તેને કોઇ છાની રાખનાર ન હોતું. જ્યારે સારી પેઠે મનનો ઉભરો નીકળી ચૂકયો ત્યારે આંસુ લોહી નાખી બહાર આવી, અને પોતાની ધાવ તથા ઘરની એક બે ચાકરણીઓને વાતો કરવા માટે પોતાની પાસે બોલાવી. રડવાથી માથામાં દરદ તો બહુ થતું હતું પણ મન જાણે હલકું ફૂલ થઇ ગયું હતું. તેણે એવો દસ્તૂર રાખ્યો હતો, કે વખત પ્રમાણે નમાજ પઢતી, તબીઅત ઠેકાણે હોય તો કુરાન પઢતી, દાસીઓને તેમના કામકાજમાં મદદ કરતી, રસોડામાં જઇને તજવીજ રાખતી, એકાંત મળતી તો વિચાર કરવા લાગતી, શીવવા બેસતી, કે પોતાના સ્વામીના લખેલા એકઠા કરી રાખેલા કાગળો વાંચતી. ધાવને કહાણીઓ ઘણી યાદ હતી, તે ખાવાપીવાના કામથી પરવારતાંજ સમયાનુકૂળ કોઇ વાર્ત્તા માંડતી.

મોલવી સાહેબ હતા તે વખતની આ ઘરની શી વાત કરવી, પણ તેમના ગયા પછીએ ૧૦ મહીના સુધી આજાદી આ ઘરમાં રહી હતી છતાં કદી એકાંતથી ગભરાઇ ન હોતી, કેમકે તેમની ફરી આવવાની તેને આશા હતી,

ને જો એ નહિ આવે તો પોતાને બોલાવવાના કાગળ આવવાની આશા હતી. હાલમાં પણ તેજ ઘર ને તેજ માણુસ હતાં, છતાં વિકરાળ ને ભયાનક દેખાતું હતું. રાત્રે એવું લાગતું હતું, કે જાણે ભીંતો છાતી ઉપર ચાલી આવે છે. રાતદિવસ ચેન પડતું ન હોતું. જો કે કોઇક વખતે યાદી ન હોતી કરતી, તો પણ દિલમાં એવો શોક હતો, કે જેથી શરીર ક્ષીણ થતું જતું હતું. એક વખત એવો પણ હતો કે આજાદી પરણવાનુંજ ઇચ્છતા ન હોતી, બલ્કે જ્યારે એની સગાઈ થઇ ત્યારે તે કુંવારી બેસી રહેવાનું ઇચ્છતી હતી. એ વખતે પરણવું તે ના તે તે જાણતીજ ન હોતી. લુગડાંલત્તાં ને ઘરેણાંગાંઠાંની તો તેની નજરમાં કંઇ વિસાત ન હોતી; પણ જ્યારે પરણી ત્યારે માલૂમ પડયું કે આતો જાણે મેં બીજો જન્મ લીધો. તેને હવે ખબર પડી કે પરણ્યા પછી જે જિંદગી શુરૂ થાય છે, તેજ ખરી જિંદગી છે. એને દરેક વાતનો વિચાર કરવાની ટેવ નાનપણથીજ હતી. પરણ્યા પહેલાં પણ ઘણી વખત સોચનામાંજ લાગેલી રહેતી હતી, તે ઉપરથી તે જાણતી હતી કે સગાઇ, સંબંધ, મુલાકાત વગેરેના કારણથી માણસો અરસપરસ સંબંધ રાખે છે, પણ જ્યાં સુધી બાળક ધાવણું છે, ત્યાં સુધી તેનો માની સાથે જે સંબંધ છે, તેજ સંબંધ ખરો છે, બા બધા જુઠા છે. સૌથી મોટો સંબંધ માબાપનો ને પછી ભાઇબેનનો છે. પણ જેમ જેમ બાળક મોટું થતું જાય છે, તેમ તેમ માબાપનો સંબંધ ઓછો થતો જાય છે અને છેવટે દરેક માણસ પોતાનું જુદું ઘર માંડીને બેસે છે, ને માબાપ ત્રાહિત દાખલ થઈ જાય છે, બલ્કે કેટલાક વખત તો માબાપ ને ઓલાદમાં એવો અણબનાવ થઇ જાય છે, કે મળવુંહળવું ને સાહેબસલામત પણ બાકી રહેતાં નથી. ભાઇબેન પણ સંપસંપીને કોઇક રહે છે ખરૂં પૂછો તો એ સંબંધ તો ઇર્ષ્યાનો છે. ખાવાપીવામાં વહેંચની વખતે નાના બાળકોમાં લડાઇઓ થાય છે, તે આપણે નિત્ય જોઇએ છીએ. એ નાનપણની ઇર્ષ્યાજ મોટપણમાં લડાઇઓ કરાવે છે. આદમ ( અ. સ ) પેગંબરના દીકરા હાબીલે પોતાના સગા ભાઇ કાબીલનું ખૂન કર્યું એ દુન્યામાં સૌથી પહેલું ખૂન છે, ને એ ખૂન ઇર્ષ્યાથીજ ભાઇનું ભાઇએ કર્યું હતું.

એવી રીતે પરણ્યા પહેલાં આઝાદી કોઇ સંબંધને માનતી ન હોતી, તે એમ સમજતી હતી, કે માણસને માણસ સાથે કોઇ પ્રકારનું હેત હોઇ શકતુંજ નથી. પરણ્યા પછી તેનો આ મત બદલાઇ ગયો. તે પ્રથમ તો અચંબો પામતી હતી, કે માણસ માણસ સરખાં છે, તો સ્ત્રીપુરૂષની ભિન્નતા હોવાનું શું કારણ હશે? પરણ્યા પછી તેની ખાતરી થઇ કે ખુદાએ માણસોમાં સ્વાભાવિક રીતેજ પ્રીતિ પણ મૂકેલી છે. એ પ્રીતિજ આત્માનો ખોરાક, અંતઃકરણનું ધૈર્ય અને જિંદગીરૂપી વાડીની વસંતઋતુ છે. તે પોતાના નવીન સંબંધને ઘણું ચાહતી હતી, તેની કદર કરતી હતી, અને પોતાની સ્થિતિ જોઇ જોઇને રાજી થતી હતી. એવી સ્ત્રીને રંડાપાનું દુઃખ કેવું દુઃસહ થઇ પડ્યું હશે, તે માણસ સારી રીતે સમજી શકે એમ છે. જ્યારે મોલવી સાહેબ મરણ પામ્યા ત્યારથી આઝાદી મુએલામાં કે જીવતામાં ગણવા લાયક જ ન હોતી. ગાંડી ન હોતી, કે માથે ધૂળ ઉડાવે, તેમ ડાહી પણ ન હોતી કે પોતે હોશમાં રહી શકે! દિલને કરાર થવા માટે ઘણા ઘણા ઉપાય કર્યા પણ મન કોઇ પણ કામ પર ચોંટતું ન હોતું. બાવરી ને ગાંડી જેવી થઇ ગઇ હતી. ઘણી વખત વાઅજ સાંભળતી ત્યારે પણ મોલવી સાહેબ શું બોલે છે એની ખબર રહેતી નહિ. નમાજ પઢતા ઉભા રહેતી ત્યારે મનને એકાગ્ર કરવા ઘણું મથતી પણ તેમ થતુંજ નહિ. નમાજ માટે વારંવાર વહેમ કરતી હતી, શું પઢી તે યાદ રહેતું નહિ ને વહેમમાં ને વહેમમાં ફરી નમાજ પઢવી પડતી હતી. કુરાન લઇને બેસતી તો મોઢે યાદ આવતું નહિ ને અક્ષર જાણે સૂઝતા નહિ. પીએરમાં રહી તો ત્યાં પણ ચેન ન પડયું, સાસરે ગઇ તો ત્યાં પણ ગભરાવા લાગી ને પોતાના જુદા ઘરમાં રહી તો પણ એજ બળાપો જારી રહ્યો. મોલવી સાહેબનાં બધાં લુગડાં ને કિતાબો ગરીબોને આપી દીધાં કે આંખોની આગળ રહેશે તો સ્મરણ તાજું થશે; પણ એ એની મોટી ભૂલ હતી. એ યાદી બહારની વસ્તુઓથી ઉત્પન્ન થાય એવી કૃત્રિમ ન હોતી, પણ ખરા દિલથી ઉત્પન્ન થનાર સત્ય હતી. તે પોતેજ યાદ કરનાર ને યાદ દેવડાવનાર, રડનાર ને રડાવનાર હતી. ઇદ્દતના કેટલાક દિવસ સુધી તો જ્યારે લોકો એની માને એને કોઇ ધંધે વળગાડી

દેવાનું કહેતા હતા ત્યારે એ ચીડાતી હતી. કેમકે દિલગીરી એને દુઃખદાયક હોવા છતાં પણ મજેદાર લાગતી હતી. છેવટે તેને સ્વાભાવિક રીતેજ માલુમ પડ્યું, કે મારી સ્થિતિ ઘણીજ નઠારી છે. દુન્યા તો મારી બગડીજ પણ આ દિલગીરીના કારણથી પરલોકનો મામલો પણ બગડવા બેઠો છે. મેં આટલી દિલગીરી કરીને શો ફાયદો મેળવ્યો ? અને ભવિષ્યમાં એ દિલગીરીથી શો ફાયદો મળવાનો છે? આ દુઃખ મારી આખી જિંદગી સુધી પોંહોંચશે એમ મારી ખાતરી છે. લોકો મને, મનને બીજી તરફ ફેરવવાનું કહે છે, પણ મને મારા મનનીજ ખબર નથી. હું એવી ગાંડી નથી કે જાણી જોઇને ધુળધાણી થાઉં, પણ મનજ મારા કબજામાં ન હોય તો હું શું કરૂં ? હું નથી સમજતી કે લોકો મારે માટે કયો ધંધો નક્કી કરે છે. વખતે જાનવરો પાળવાની સલાહ આપતા હશે.

હું નાનપણમાં ઘણાં જાનવર પાળી ચુકી છું. એક વખત ૬૦ લાલ ( એક જાતની ચકલી ) થી ખીચોખીચ બે પાંજરાં ભર્યાં હતાં. જ્યારે એમાંથી આઠ આઠ દસ દસ એકજ વખત બોલતાં હતાં ત્યારે આખા ઘરમાં કલ્લોલ થઇ રહેતું હતું. પણ જ્યારે શિઆળો આવ્યો, ત્યારે એની મેળે મરવા લાગ્યાં. રોજ સવારે પાંજરૂં ઉઘાડતી, ત્યારે બબ્બે ત્રણ ત્રણ મરી ગએલાં દેખતાં હતાં, ત્યારથી મેં લાલ પાળવાનું નામજ નથી લીધું. પહાડી પોપટનું બચ્ચું ડેરાહુનથી મંગાવ્યું હતું. દોઢ વરસ સુધી એની પાછળ મહેનત કરીને કેટલાક* શબ્દો બોલતાં શીખવ્યા. તે પોપટ એવા મજાથી લેહકાની સાથે બોલતો હતો કે અમને અચંબો થતો હતો. બાળકની પેઠે બોલવાથી ઘણો વહાલો લાગતો હતો. ઘરમાં જેટલાં માણસ હતાં તે બધાંનાં નામ આવડતાં હતાં. દરેકની સાથે તેની લાયકી પ્રમાણે વાતચીત કરતો હતો. ફળીએ ફળીએ તેના બોલવાની ખ્યાતિ ફેલાઇ હતી, ને રોજ બે ચાર મા-

---

* બેટા મિઠુ નબીજી ભેજો. હક્ક અલ્લાહ, પાક જાત અલ્લાહ, સહી તો ખુદા, ખુદાકા રસૂલ, ગાફિલ ન હો, ખુદાકો ન ભૂલ. કુત્બેરબ્બાની, ભૂકે કો ખાના, પ્યાસેકો પાની વગેરે વગેરે.

ણુસો તેની વાતો સાંભળવા આવતા હતા. હું ઘણું સંતાડતી હતી કે કોઇની નજર લાગે નહિ, પણ લોકોના આગ્રહથી તેમની આગળ પાંજરૂં લાવીને મૂકવુંજ પડતું હતું, ને પોપટ કલાકો સુધી વાતો કરતો. એક વખત તેણે પોતાની ટેવથી વિરૂદ્ધ જંગલી પોપટની પેઠે એ ત્રણ વાર ટેં ટેં કરી ને તરત મરણ પામ્યો. બારણું ઉઘાડીને જોયું તો મરી ગએલો હતો. એ પોપટના મરવાથી એટલો શોક થયો, કે એ ત્રણ દિવસ સુધી તો મેં ખાધુંએ નહિ. મારૂં દિલજ એવું કાચું છે, કે કોઇપણ જાતનું કષ્ટ વેઠી શકતું નથી. તે પછી પોપટ પાળવાના સોગંદ ખાધા. બંગાળાથી કોઇ મોટો માણસ આવ્યો હતો, ને તેણે મારા વડવાને એક મેના ભેટ આપી હતી. તેઓ જાણતા હતા, કે મને જાનવરોનો શોખ છે, તેથી તે મેના તેમણે મને આપી દીધી. એ મેનાનાં હું વખાણ કરી શકતી નથી અરબી, ફારસી, ઉર્દૂ, બંગાળી ને અંગ્રેજી પાંચ ભાષા બોલતી હતી. બંગાળી ને અંગ્રેજી તો હું સમજતી ન હોતી, પણ ઉર્દૂ, ફારસી ને અરબી સાફ સમજવામાં આવતી હતી. વળી તે બોલતાં થાકતી ન હોતી. રાત્રે પાંજરૂં લઇને બેસીએ તો પણ બોલતા તૈયાર. હું જાણુતી હતી, કે મેનાને કાંટો નીકળે છે, તે વખતે તે મરી જાય છે. મેં એના બચાવ માટે કેટલાક ઉપાયો કરી રાખ્યા હતા, ને કાંટો દેખાતાંજ ઇલાજ ચાલુ કરી દીધા, પણ મેનાની જિંદગી પુરી થઇ હતી તેથી તે મરી ગઇ. મેનાના મરણથી મને એટલો શોક થયો, કે હજુ પણ જો એક કલાક મોલવી સાહેબને રડું છું તો એક મિનિટ મેનાને માટે રડું છું. અસલ કારણ એ છે, કે જાનવરોના સ્વભાવની માણસોને પુરેપુરી માહિતી હોતી નથી. માણસ તો પોતાની સમજ પ્રમાણે સારૂં કરવા જાય છે ને તેના હકમાં અનિષ્ઠ પરિણામ આવે છે. વખતે પાંજરામાં બંધ રહેવાનું દુઃખ હોય, અથવા પોતાના સ્વજાતીય પ્રાણીના વિયોગનું કારણ હોય, ગમે તેમ હોય પણ પાળેલાં જાનવર ઉદાસ રહીને થોડી જિંદગી ભોગવી મરી જાય છે એ તો નિઃશંક ખરી વાત છે. એથી જાનવરોનું ખૂન થાય છે, અને ખુદાનો ગુનોહ થાય છે. પાળેલાં જાનવરોના મરવાથી જે દુઃખ થાય છે, તે જેણે જાનવર પાળી જોયાં છે, તેજ

જાણે છે. માટે જાનવર પાળવાં એ તો એક જંજાળ છે, એ માથાકૂટ તો હું હવે કરવાની નથી.

એક બીજો ઉપાય છે. ઘરનું આંગણું મોટું છે, એમાં બગીચો બનાવું તો થાય એમ છે. એમાં પણ કડાકૂટ તો બહુ છે છતાં એ કામમાં દિલ લાગે એવું છે ખરૂં; પરંતુ એથી જો મન રાજી થશે તો કેટલા સમય સુધી? સવાર સાંજ બએ કલાક, અને તે પણ આખું વર્ષ નહિ; જ્યારે ઉનાળામાં લૂ ચાલશે, અથવા પાનખર ઋતુમાં સૂકાયલાં ને ચીમળાએલાં ઝાડ નજરે પડશે, ત્યારે કેટલી બધી દિલગીરી થશે! તેથી મારા જીવને રાજી કરવાનો એ પણ ઉપાય નથી.

ઓળખાણની ને સગાંસંબંધીઓની જે સ્ત્રીઓ છે તે બધાં કહે છે, કે હું કોઇને દત્તક કરી લઉં તો સારૂં. પણ પોતાનું બાળક મારે હવાલે કરી દે એવું હાલમાં મને કોઇ જણાતું નથી. જેમને ખુદાની મહેરબાનીથી ચાર ચાર પાંચ પાંચ બાળકો છે, તેમને પણ પૂછો તો એમજ કહેશે કે એટલાંજ બીજાં હોય તો પણ શું? કહેવત છે કે " રોટલાથી ને ઓલાદથી કોઇ ધરાતું નથી. " વળી મારી સ્થિતિ એવી છે, કે લોકોને વહેમ ન આવતો હોય તો પણ આવે. છતાં કોઇએ મારા ઉપર દયા કરીને અથવા લાલચમાં આવીને ( કે એકજ દમ છે, ને માસિક રૂ. ૩૦ નું પેન્શન મળે છે. ) પોતાનું બાળક મને આપી દીધું તો તેના પાલણપોષણની મારામાં સદાને માટે શક્તિ નથી. પેન્શન એક તો દેશી રાજ્યનું ને તે વળી મહેરબાની દાખલનું, ખુદા જાણે કંઇ વાંધો પડે ને ભવિષ્યમાં બંધ થઇ જાય તો હું જેને દત્તક લઉં તેનો નિર્વાહ શી રીતે કરી શકું? જો છોડી હોય તો મારી આવી નઠારી સ્થિતિ છે, છતાં પણ તેને પરણાવવા માટે બે હજાર રૂપીઆ જોઇએ, અને છોકરો હોય તો બે હજાર પરણાવવા માટે ને બે હજાર કેળવણી માટે જોઇએ; અને મારી પાસે તો બે હજાર રૂપિઆ બે હજાર વર્ષમાં પણ એકઠા થાય એમ નથી. પીએર કે સાસરીઆંના ભરોસા પર જો હું કોઇને દત્તક લઉં તો મારા જેવી કોઇ મૂર્ખ કહેવાય નહિ. હું

જેને દત્તક લઉં તેની જો મારાથી સંભાળ ન લેવાય તો તે પોતે ને જે સાંભળે તે બધા મને શું કહેશે? તે મને ભાંડશે ને તેઓ મારા જીવતરને ધિક્કારશે. વળી જો મેં કોઇને દત્તક લીધો, માબાપ પાસેથી ફારખતી લખાવી લીધી ને પંચમાં દાવો ન કરવાનો કરાર કરાવી લીધો, છતાં તેનાં માબાપ સાથે તેને જે કુદરતી સંબંધ છે, તે તો હું છોડાવી શકવાની નથી. ત્યારે એ તો જાણે તે બાળકનાં માબાપ ને વાલીવારસોની નજરમાં હું એ બાળકની તંદુરસ્તી ને જિંદગીનો વીમો ઉતારનાર ઠરી. જો ખુદા પર મારી એટલી સત્તા ચાલતીજ હોત તો હું મારા વરને જુવાનીમાં શા માટે મરવા દેત! વળી દત્તક લેવો એ તો શેખચલ્લીના તરંગ જેવું કામ છે. પાળો, પોષણ કરો, દુઃખ વેઠો, તેને સુખ આપો, ને તે બધું એટલાજ માટે કે તે આપણા કહેવાય, તો તે પ્રમાણે થવાનું નથી. એતો જેનો હશે તેનોજ કહેવાશે "હાથી ફરે ગામેગામ, જેનો હાથી તેનું નામ" માટે એ ઉપાય પણ મને તો રૂચતો નથી.

માને રહી રહીને એજ પસ્તાવો થાય છે, કે કંઇ સંતાન થયું નહિ, ને હું કહું છું કે ન થયું એજ સારૂં થયું. આજે જો બાળક હોત તો બીજી મુસીબત આવી પડત. હું મારા રંડાપાને રડત કે તેના નબાપાપણાને! વળી છોકરો હોય કે છોકરી જેને માથે બાપ નથી તે કેવું નીવડશે તે શી રીતે કહી શકાય! મને તો ભરોસો છે કે ઓલાદ હોત તો તે નઠારીજ નીવડત. માટે એ સારૂં થયું. મારૂં જીવતર બગડયું એથી તો કુટુંબની પણ આબરૂ જાત. ખુદા જે કરે છે તે સારૂંજ કરે છે હું એ આફતથી બચી માટે મારે ખુદાનો ઉપકાર માનવો જોઇએ.

મરણ તો બધાંએ અફસોસકારક હોય છે પરંતુ આ મોત તો ઉમર, પરદેશ, અકસ્માત, નેકબખ્તી ને લાયકાત વગેરે બાબતો ઉપર નજર કરતાં એવું ભયંકર છે કે જે સાંભળે છે તે દિગ્મૂઢ થઇ જાય છે. નામનિશાન ન મૂકી ગયા એનો પસ્તાવો બધા કરે છે; પણ જ્યારે તેમનોજ જીવ ગયો તો પછી નામ રહે તોએ શું ને ન રહે તોએ શું? આ એક દુન્યાની મમતા છે. લોકોને જોઉંછું કે ઓલાદની પાછળ દીનની તબાહીની પણ પરવા કરતા

નથી, ને ઓલાદ મોટી થઇને એક પાડોશીના જેટલો પણ માબાપનો ઉપકાર માનતી નથી. તેઓ સામા બોલે છે, અપમાન કરે છે, આજ્ઞા પાળતા નથી ને દુઃખ પોંહોંચાડે છે; છતાં તેને નામનિશાન સમજવામાં આવે એ કેવી મૂર્ખાઇ છે! દુન્યાના ઢંગ જોઇને ઓલાદની તરફથી તો મારૂં મન એવું ખોટું થઇ ગયું છે, કે મેં કદી ઓલાદની માગણી કરીજ નથી. તેથીજ આજે ઓલાદ ન હોવાનો પશ્ચાત્તાપ કે દત્તક લેવાનો વિચાર પણ નથી.

છોડીઓની નિશાળ માંડત તો એથી મારૂં મન રાજી થાત. પરંતુ મગજમાં તાકત નથી. કોણ જાણે મગજ એટલું બધું નબળું કેમ થઇ ગયું છે, કે કોઇ જોરથી બોલે છે તો અંદર ભેજું હાલવા માંડે છે! તેથી નિશાળની ગડબડ મારાથી વેઠાય એવી મારી શક્તિ નથી એમ ખાતરી થાય છે. જો મારૂં મગજ જબરૂં હોત તો હું કુરાનજ મોઢે ન કરી લેત કે એની બરકતથી મારા જીવને આશ્વાસન મળત. અર્થાત ચિત્ત શાંત કરવાની જે આ તદબીરો છે, તેમાંની કેટલીક મારે લાયક નથી ને કેટલીકને હું લાયક નથી. તેથી હું જીવતી રહું એવી ખુદાનીજ ઇચ્છા નથી એમ જણાય છે. વળી હમેશા શોકાતુર રહીને જીવવું એ જીવવું પણ યોગ્ય નથી. જાણે હું ખુદાથી રૂઠેલી છું કે તે કેમ મારા માણસને તારી પાસે બોલાવી લીધો, ને મને વિધવા બનાવી દીધી? હવે તો મારાં દીન ને ઇમાન પણ કયાંથી બાકી રહ્યાં? જો કે હું એ રીતે મોંથી શબ્દોચ્ચાર ન કરૂં તો એ શું ખુદા તો અંતઃકરણની ગુપ્ત વાતો જાણે છે તેની નજરમાં તો હું અપરાધી થઇ ચુકી. હવે હું કોઇ સૌભાગ્યવંતીને જોઇ શકતી નથી. એને જોઇને મને વિચાર થાય છે, કે એનો ધણી તો જીવે છે, ને મેં શી ચોરી કરી હતી કે મારાજ ધણીને મારી નાખ્યો? હું સારી પેઠે જાણુંછું, કે જેવી રીતે અગ્નિ લાકડાંને બાળીને ભસ્મ કરી નાખે છે, તેવી રીતે ઇર્ષ્યા બધાં સુકૃત્યોનો નાશ કરે છે, પરંતુ મારા મનમાં સ્વતઃ એવાજ વિચાર આવે છે તો હું શું કરૂં? હું તેને રોકી શકતી નથી, ના પાડી શકતી નથી. તેથી એવા નાલાયક, બેહુદા, ખરાબ ને દુઃખદાયક જીવતરથી તો મરી જવું બહેતર છે. એથી સદાની આફતમાંથી તો બચી જઇશ.

પરંતુ આપઘાત કરીને હરામ મોતે મરવું એ પણ નઠારૂં કામ છે. છતાં મને લાગે છે કે જેવી રીતે આ હરામ જિંદગી છે તેવું તે હરામ મોત છે. બલ્કે મરવું તો એકજ વખતનું છે. જે માણુસ હરામ મોતે આપઘાત કરીને મર્યો તેણે એક અપરાધ કર્યો; પણ વિધવા થઇને જીવવામાં તો હજારો અપરાધોની સાથે નાસ્તિકપણાની પણ ધાસ્તી રહેલી છે. આવો ખાસ બનાવ તો મેં કોઇ પુસ્તકમાં વાંચ્યો નથી. જો કોઇ મોલવીને પૂછવા જઇશ, તો તે ચેતી જશે ને તેથી હાલ તો મારે જીવવું અશક્ય થઈ પડયું છે, પછી તો લોકો મરવું પણ અશક્ય કરી દેશે! માટે કોઇને પૂછવા જવાની જરૂર નથી. હું વાએજમાં સાંભળી ચૂકી છું કે દરેક માણુસને તેનું અંતઃકરણ ઘણી સારી સલાહ આપે છે. માટે હું તેને ન પૂછતાં મારો ભેદ બીજાને શા માટે જાહેર કરૂં? આ વાત તો આજે પહેલા વારજ મારા મનમાં આવી છે, માટે એના ઉપર પુરતો વિચાર કરી જોયા પછી જે પ્રમાણે યોગ્ય દેખાશે તે પ્રમાણે કરીશ. પણ માનો કે મેં આ દુઃખમાંથી છૂટવા માટે નાછૂટકે મરવાનુંજ નક્કી કર્યું તો હું શી રીતે મરીશ?

લોકોને ઘણી રીતે મરતા સાંભળ્યા છે. તેમાંના કેટલાક ઉપાયો તો પુરૂષોજ (અને તે પણ કોઇકજ) કરી શકે છે. જેમકે પોતાને હાથે પોતાનું ગળું કાપી નાખવું વગેરે. પણ એ તો જેનાં કાળજાં ઘણાંજ કઠણ હોય તેવા કોઇ પુરૂષથી થાય મારા જેવી સ્ત્રીથી થાય નહિ. નીચ જાતની હિંદુ સ્ત્રીઓ કુવામાં પડીને આપઘાત કરે છે, પણ તેમનામાં ઓઝલપરદો ન હોવાથી તે એ પ્રમાણે કરી શકે, અમારાથી થાય નહિ. આપણા શબને અન્ય પુરૂષો જોશે એનો પણ એમને વિચાર નહિ આવતો હોય? વળી એથી તો આખા શહેરમાં ફજેતી થવાની પણ ધાસ્તી છે, ને હું તો ચુપાચુપનું મરવું પસંદ કરૂં છું. કેટલાક લોકો ઝેરકચોલું, સોમલ અને એવાજ બીજા ઝેરી પદાર્થો ખાઇને આપઘાત કરે છે. પણ મેં સાંભળ્યું છે, કે ઝેરકચોલાથી માણુસને ઉલટી ને ઝાડો થઇ મરી જાય છે. એવા મરણની તો મને સુગ આવે છે. માટે એ પ્રમાણે મરવાનો તો મારો વિચાર થતો નથી; વળી તાબડતોબ માલૂમ પડી જાય તો એમાંથી માણુસ બચી પણ શકે છે.

સોમલ જબરૂં ઝેર છે ને તેથી કાળજું કપાઇને મોંને રસ્તે બહાર આવે છે ને ઘણા કષ્ટથી જીવ જાય છે. એક વખત મારા મહેલ્લામાં એવીજ ગડબડ થઇ હતી. કોઇએ ભૂલમાં સોમલ ખાધું હતું. તેના ઉતાર માટે તેને વાડકા ભરીભરીને ઘી પાવામાં આવ્યું હતું. એથી એ માણસ બચી તો ગયો, પણ આખા શરીરમાં કંઇક ફૂટી નીકળ્યું હતું. આપઘાતનો સૌથી સહેલો ઉપાય જે સાંભળવામાં આવે છે, તે અફીણ છે. બીજાં વિષ તો મેળવતાં પણ મુશ્કેલ પડે છે, કેમકે તે વેચવાનો ઇજારો હોય છે: પણ અફીણ એવી વસ્તુ છે કે માણસ જ્યારે ચાહે ત્યારે મેળવી શકે છે. આના દોઢ આના ના અફીણથી ખાસો જુવાન માણસ મરી શકે છે. વળી મારે અફીણ મેળવવાની ફિકર પણ નથી. હું જાણું છું કે મારી ધાવની ગાંસડીમાં રોજ ચાર પાંચ આનાનું અફીણ હોય છે. તેણે પોતાના માવો મસુરથી વધવા દીધો નથી અને તે પણ એક ટંક ખાય છે, ને સોગંદો પણ ખાય છે, છતાં એના કહેવાનો ભરોસો શો? હું જોઉં છું કે મહીને મહીને છોકરો દરવાજા પર આવીને વઢી જાય છે, કે જેટલું અફીણ તમે એ દિવસમાં ખાઓ છો, તેટલું મને એક વખત ખવરાવીને સૂવાડી દો તો સારૂં. આવા લાચારીના સમયમાં તમને તમારા અમલપાણી આગળ કોઇની પરવાજ નથી! જ્યારે તમારા પાસે આવીને કંઇ માગું છું ત્યારે તમે રોકડો જવાબ આપો છો કે મારી પાસે તો કઇ નથી. એના એ કહેવા ઉપરથી સિદ્ધ થાય છે તે ઘણુ ઘણું અફીણ ખાય છે, માટે અફીણ તો જાણે મારા ગજવામાંજ છે. જ્યારે ઇચ્છીશ ત્યારે ખાઇ શકીશ. એ કેવી વસ્તુ છે તેથી વધારે ખાવાથી માણસ નક્કી બેહોશ થઇ જતો હશે. એવી બેશુદ્ધિમાં જીવ જવાનું દુઃખ પણ એને નહિ જણાતું હોય. રાત્રે ખાઇને સૂતા તે સૂતાજ. એમાં પણ એક એબ છે. હજમ થયા પહેલાં ખબર પડી જાય તો ડૅાકટર લોકો પેટમાંથી કાઢી શકે છે. આપણા લોકો પણ ઉલટીઓ કરાવી પેટમાં અફીણ ઠરવા દેતા નથી. વળી મર્યા પછી કોઇ સરકારમાં જાહેર કરે, ને સરકારને ખબર પડે તો લાશ ચીરવામાં આવે છે એ મોટી ફજેતીની વાત છે. જીવ જાય ને લાખો રૂપીઆની આબરૂ પણ ધૂળધાણી થાય! છતાં બીજા

ઉપાયો કરતાં અફીણ ખાવું સારૂં છે. હાલમાં ઉતાવળ શી છે, ફરી કોઇ વખત વિચાર કરીશ.

આજાદીએ જયારે જયારે વિચાર કર્યો ત્યારે ત્યારે એને એમજ જણાયું કે આપઘાત કર્યા વિના છુટકો નથી. તે પોતાની સ્થિતિ એવી સમજતી હતી કે ઘર છે, પણ ઘરમાં વસનાર નથી, અંગુઠી છે પણ તેમાં નંગ નથી, બગીચો છે પણ ફૂલ વીણનાર નથી, ને ગાદી છે પણ રાજા નથી. તેથી તેણે નક્કી કર્યું કે રંડાપાથી જીવતર, ને ધર્મનું કોઇ રીતે હું રક્ષણ કરી શકતી નથી. તે પોતાના જીવતરથી એટલી બધી નારાજ હતી કે કોઇ પણ પ્રકારની બીક ન રાખતાં મરવા માટે તૈયાર હતી. તેને ફક્ત એટલીજ ધાસ્તી હતી કે મારો અંત નઠારો આવે નહિ. બુદ્ધિશાળીની મોટામાં મોટી ઓળખાણ એ છે, કે તેઓ નાનામાં નાની વાત પણ કોઇની સલાહ વિના કરતા નથી. અને આ તો આપઘાત કરી મરવા જેવી જોખમકારક વાત હતી તે કોઇની સલાહ વિના કરે એ મૂર્ખાઇ કહેવાય; તેથી આજાદી ગભરાતી હતી કે કોને પૂછું ને કોની સલાહ લઉં ? એવા વિચારમાં તે એક દિવસ નિદ્રાવશ થઇ ગઇ ને સ્વપ્નામાં જાણે તે વજૂ કરીને નમાજ પઢવા લાગી, પછી દુઆ માગીને પોતાના શકનું નિરાકરણ કરવાના વિચારથી કુરાન ઉઘાડયું તો તેની પહેલીજ પંક્તિમાં લખેલું હતું કે "પોતાનો જીવ ન ખુઓ" તેની ફૂટનોટમાં પેગંબર સાહેબ (સ. અ.) નો હુકમ ટાંકીને લખ્યું હતું કે "જે માણસ જે રીતે આપઘાત કરશે તેજ રીતે તે અનંત કાળસુધી નિરંતર એજ દુઃખમાં ફસાએલો રહેશે." એ વાંચતાંજ ઉંઘમાંથી ગભરાઇને ઊઠી ને સમજી કે આપઘાત કરવા દેવાની ખુદાની ઇચ્છા નથી. એથી તે દિલગીર થઇ કે આફતમાંથી છુટવાની આ એક યુક્તિ ધારી હતી તે પણ ચાલી શકી નહિ. પરંતુ ખુદાએ પોતાની કૃપાથી તેને પરલોકના સંકટમાંથી બચાવી લીધી માટે તેણે ખુદાનો ઉપકાર માન્યો. તેણે તોબા કરી નિશ્ચય કર્યો કે, કે ભવિષ્યમાં ગમે તો દુઃખ વેઠી વેઠીને મરી જાઉં તો ભલે, પણ આપઘાત તો કરીશજ નહિ.

આજાદીએ મહીના સુધી લોકોને પોતાને ત્યાં આવવા દીધા નહિ. લોકો પણ તેના રંડાપાના કારણથી આવતાં ડરતા હતા. તે સમજતા હતા કે નાહક જઇને બીચારીને શામાટે દિલગીર કરવી ? આજાદી પણ કોઇને ત્યાં જતી ન હોતી. એ અન્ય માણસોની સૂરત જોઇને ગભરાતી હતી. સત્ય છે કે જે માણસ પોતાની જિંદગીથી કંટાળી જાય છે, તે બીજાથી મળીને શી રીતે રાજી થાય ? જ્યારે હવે એનો મોટો મનસૂબો રદ ગયો ત્યારે એણે લોકોની સાથે મેળાપ રાખવાનો વિચાર કર્યો. તેને હવે જણાયું કે પરસ્પર વાતચીત કરવાથી વખતે કોઇ ફાયદાકારક વાત જણાઇ આવે એ શક્ય છે. તેથી તેણે હવે લોકોને આવવાની રજા આપી. તેથી પાડોશીઓ વગેરે કે જે એને મળવા માટે આતુર હતા તે હવે આવવા જવા લાગ્યા, અને એવી રીતે આજાદીના રંડાપાની જિંદગીનો નવો પરદો શુરૂ થયો.



## પ્રકરણ ૧૩ મું.

### ખાજા મુશ્તાક નામે એક યુવાનનું આઝાદીની પાછળ પડવું ને એક દૂતીની સહાયથી પોતાનું કામ શુરૂ કરવું.

આઝાદીના પિતાના મિત્રોમાં બલ્કે દૂરની સગાઈમાં ખાજા મુસ્તાક નામે એક માણસ હતો. આઝાદ ને મુસ્તાક બંનેના વિચાર સરખા હોવાથી બંનેની વચ્ચે ગાઢ પ્રેમ હતો. જો કે બંનેની ઉપર સરખી ન હોતી, પણ મળતા વિચારના હોવાથી સમોવડીઆ મિત્રોમાં જેવી પ્રીતિ હોય છે, તેવી બંને વચ્ચે હતી. વળી ઇંગ્રેજી ભણેલા લોકો વિવેક ને દરજાની ઝાઝી પરવા રાખતા નથી. બલ્કે હિંદુસ્તાનના લોકો અરસપરસ મિત્રતામાં જે વિવેક ને અદબ રાખે છે તેને એ લોકો હીચકારાપણું ને કુસંપનું મૂળ સમજે છે. અમે તો અંગ્રેજી ભણેલાઓના એ કથનને અવિવેકજ કહીએ છીએ. પરંતુ મુસ્તાકની આ વર્તણુકજ આઝાદને ઘણી *પસંદ હતી. તે આઝાદના દીકરાઓની બરાબર ઉમરનો હોવા છતાં તેની પાસે બેસીને હુક્કો ને ચીરૂટ પીતો હતો. આવતાં જતાં આઝાદને માન આપવા માટે ઉભો પણ થતો ન હોતો. એ મારાથી મોટા છે એનો વિચારજ રાખતો ન હોતો. એમને પીઠ ન થાય ને એમનાથી ઊંચા ન બેસાય એની તે દરકાર રાખતો ન હોતો. જો યાદ આવી જાય તો શેર–કવિતા પણ બોલી દેતો હતો. સીટી–સીસોટી–વગાડવાની એને ટેવ હતી. મંડળીમાં એનાથી મોટા ને અજાણ્યા માણસો બેઠા હોય છતાં એના મનમાં આવે તો એવી રીતે બેશરમાળપણાથી ગાવા મંડી જતો હતો કે જાણે પોતાનુંજ ઘર ન હોય ! મોટાની વાતો કાપવી, તેમની ઇતરાજી કરવી વગેરે કામોને એના કદરદાન મિત્ર-આઝાદ સ્વતંત્રતા કહેતા હતા. કેટલાક લોકોએ તેને બે ત્રણ વખત એમ કરતાં ટોકયો પણ ખરો, છતાં ખાજા આઝાદે તેનો પક્ષ કરી તેને ઉશ્કેર્યો એટલે તે વાત જવા દીધી. સત્ય પૂછો તો ખાજા આઝાદની

મરજી પ્રમાણે મુસ્તાકજ એક એવો જુવાન પુરૂષ હતો કે જેનો નમૂનો દેખાડીને પોતાના છોકરાઓને પણ એના જેવાજ નાસ્તિક બનાવવાનું ખાજા આજાદ ઇચ્છતો હતો. કોણ જાણે મુસ્તાકના ઘરમાં બેસવાની જગા ન હોતી અથવા દુન્યામાં તેને કંઇ કામ ન હોતું, અમે તો તેને રોજ ખાજા આજાદને ઘેરજ બેઠેલો જોતા હતા. જે માણસ આટલો બધો આવે જાય તેનો પરદો શી રીતે રહી શકે ? ઘરની બધી બાઇડીઓનાં નામ તે જાણતો હતો. એવા માણસ વિષે શી રીતે કહી શકાય કે આજાદીએ તેને, ને તેણે આજાદીને કેટલી વખત જોયાં હશે ? આજાદીને સહેજસાજ તો તેના પરણ્યા પછીએ ખાજા મુસ્તાકે જોઇ હોય તો નવાઇની વાત નથી. તેથી બંને એક બીજાને સારી પેઠે ઓળખતાં હતાં. પરંતુ બંનેના ઓળખવામાં ફેર હતો. આજાદી તો મુસ્તાક વિષે એટલુંજ જાણતી હતી, કે મારા પિતાના મિત્રોમાંના એક છે, અને પિતાની પાસે ઘણું આવે છે. પરંતુ મુસ્તાકનું ઓળખાણ બીજા પ્રકારનું હતું. તે આરંભથીજ આજાદીના રૂપ ને જ્ઞાનપર ફિદાફિદા હતો, તેથી તેની સાથે પોતાનાં લગ્ન થાય એવું એ ઇચ્છતો હતો. હવે એ તો અમે ખાતરી પૂર્વક કહી શકતા નથી કે ઘણું આવવા જવાથી મુસ્તાકનો એ વિચાર થયો, કે એ વિચાર થવાથી તે ઘણું આવતો જતો હતો. એના વિચારોના મળતાપણાના કારણથી ખાજા આજાદ પણ એને ચાહતો હતો. એ વિચાર પણ એના સ્વાભાવિક હતા કે કોણ જાણે આજાદીપર ફતેહમંદ થવા માટે જાણીજોઇને ખાજા આજાદનો સંમત થયો હતો. પરંતુ એમાં તો શક નથી કે જો ખાજા આજાદનું ચાલ્યું હોત તો તે આંખ મીચીને આજાદીનો હાથ મુસ્તાકના હાથમાં આપી દેત. આજાદ અને મુસ્તાકની વચ્ચે એ વિષે વાત થઇ હોય અને આજાદે એને વિશ્વાસ આપ્યો હોય તો પણ નવાઇ નથી. જે માણસ એવું ચાહતો હોય કે છોકરી પોતાની પસંદગી પ્રમાણે પોતાનું લગ્ન કરે તેને બીજા મૂર્ખ પિતાઓના પેઠે સસરા બનવાની ચીડ કેમ હોય ? બલ્કે એને તો પોતાની દીકરીની સગાઈ વિષે બીજાને કહેતાં શરમ પણ ન આવવો જોઇએ. મુસ્તાક એજ ભૂલાવામાં રહ્યો. એની જે આગતાસ્વાગતા ખાજા આજાદ કરતો હતો

તેથી એ જાણતો હતો કે નક્કી આજાદીનાં લગ્ન મારી સાથેજ થશે. પણ તેને એટલી ખબર ન હતી કે આજાદ ફક્ત નામનાજ આજાદ ( સ્વતંત્ર ) છે. એ આજાદીના પિતા તો છે, પણ સ્ત્રી અને કુટુંબીઓનો આગળ તદ્દન લાચાર છે. એની તરફથી રૂક્કો કે પેગામ આવ્યા પહેલાં તો આજાદીની તાબડતોબ સગાઇ થઈ ગઇ. મુસ્તાક સગાઇનું સાંભળીને ઘણો ગભરાયો, ઘણાં ફાંફાં માર્યાં કે કોઇ રીતે સગાઈ ફોક થાય, પણ સારા લોકોમાં સગાઇ તો નામની હોય છે, ખરૂં પૂછો તો વિવાહ જેવી મજબૂત વાત થઇ જાય છે. હા, સગાઇ થયા પહેલાં જો એને ખબર પડત તો એ પોતાની ચાલાકીથી કોઇની વાત ચાલવા દેત નહિ; પણ હવે તો લાચાર થઇને બેસી રહ્યો. તે કહેતો હતો કે "સાપ ગયો ને લીટા રહી ગયા." હવે માથું ફૂટે શો ફાયદો થનાર છે! છતાં તે એવો દૃઢ સ્વભાવનો હતો, કે તેણે આજાદીનો ખ્યાલ છોડયોજ નહિ. આજાદીનાં બીજે સ્થળે લગ્ન થવાથી એણે જેટલો શોક કર્યો તેટલો તો આજાદીએ મોલવી સાહેબના મરવાનો પણ કર્યો નહિ હોય.

મુસ્તાકનું ગાંડપણ જોઇને તેનાં માબાપ ને સગાંવહાલાંઓએ તેને કોઇ બીજે સ્થળે પરણાવી દેવાનું ઘણું ધાર્યું; પણ એણે હા પાડી નહિ. તેના મિત્રો તેને કહેવા લાગ્યા, કે આજાદી પર શું લોભાયા છો, શહેરમાં એકથી એક ઉત્તમ દીકરીઓ પડી છે. કે જેનું મોં જોયા કરો. વળી જો તમે આજાદને ધનવાન સમજીને લોભાયા હો તો એ કંઈ એવા ગૃહસ્થ નથી. શહેરમાં કોઇ અમીરને ત્યાં કહો તો અમે તમને પરણાવી દઇએ. જો ખાનદાન સમજીને રીઝયા હો તો ખાજા આજાદ જો કે ઉંચા ખાનદાનના ને ભલા માણસ છે એ વાત ખરી પણ જેનાં મા ને બાપ બંને સૈયદ હોય તેમની દીકરી તમારે માટે મેળવી શકીએ એમ છે. તમે પોતાને કેવા સમજો છો? ભાઇ આજે શહેરમાં જેને ત્યાં તમારી વાત જશે તેના મોંમાં પાણી ભરાઇ આવશે. આજે તો દીકરીઓને વર મળતા નથી. સારાં સારાં ખાનદાની કુટુંબમાં જુવાન જુવાન દીકરીઓ કુંવારી બેઠી છે. રંગરૂપ, નાતજાત ને દહેજદાનની ઉણપ નથી, ને સેંકડો દૂતીઓ તેમની સગાઇ માટે

ઘેરેઘેર આથડે છે પણ કોઇ હા પાડતું નથી. આજાદીની બીજી હકીકતથી તો અમે જાણીતા નથી પણ તેનાં મોસાળીઆં તો મુલ્લા છે એ તમે પણ જાણો છો. વડવા ને મામા બધાનો એજ ધંધો છે. એ લોકોમાં ગમે તેટલા સદગુણ હોય પણ જેણે મોલવીપણાની કમાઈ ખાધી તેમનાં માન પ્રતિષ્ઠા રહેતાં નથી એ જાહેર વાત છે. અજાદીમાં પણ મોસાળીઆંની અસર નહિ હોય, એમ તમે શા આધારે કહી શકો છો ? અમે તો એમ સમજીએ છીએ, કે તમારે એવા સ્ત્રી સાથે બનતજ નહિ.એ સ્ત્રી તમારે માથે ન પડી તે સારૂં થયું. જવાદો, એ વિચારજ ત્યજી દો, " ગધેડાનું માંસ કુતરાના દાંતનેજ લાયક " છે. જુઓ તો ખરા તમારે માટે એવાં એવાં વગવાળાં ઠેકાણાં ખોળી કાઢ્યાં છે, કે સાંભળો તો દંગ થઇ જાઓ !

મુસ્તાકે આ બધી વાત ચુપચાપ સાંભળી, તે પછી " સસલાના ત્રણ પગ "ની પેઠે જવાબ આપ્યો, કે જો હું પરણુત તો એનીજ સાથે પરણુત; પણ અફસોસ કે મારી ગફલતના કારણથી જાળમાં આવેલી માછલી છટકી ગઇ. તેથી જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી આ શોક ભુલવાનો નથી તમે મને પરણવા માટે શા માટે ઉશ્કેરો છો ? હું હિંદુસ્તાનીઓની સામાજિકસ્થિતિથી સારી પેઠે વાકેફ છું. કેમકે હું પણ એજ સમાજમાં જન્મીને મોટો થયો છું. તેથી હું સ્વામી તરીકે સ્ત્રી પાસેથી જે સુખ મેળવવાની જિજ્ઞાસા રાખી શકું તે સુખ આજાદી સિવાય કોઇ પણ હિંદુસ્તાની સ્ત્રીથી મળી શકે એમ હું આશા રાખતો નથી. હું આ દેશની સ્ત્રીઓ અને જાનવરોમાં થોડોજ ફરક સમજું છું. એમનામાં સ્ત્રી કે મા બનવાની બિલકુલ કાબેલિયત નથી. કેમકે એ કાબેલિયત શી રીતે હોય ? એમનામાં જ્ઞાન કે કેળવણી નથી. એમને સ્ત્રીઓ ન કહેતાં પ્રતિષ્ઠિત લોંડીઓ ને ઉત્તમ દાસીઓ કહેવી યોગ્ય છે. ઘરનાં સાધારણ કામો કરી શકવા ઉપરાંત બીજું એમને કંઇ આવડતુંજ નથી.લાયકાતની એવી હાલત છે, કે જો કોઇ કમનસીબ ઘરબારવાળા પુરૂષને સફરમાં જવું પડે તો જેટલા દિવસ તે સફરમાં રહે તેટલા દિવસ સુધી સ્ત્રી વિધવા ને પુરૂષને વિધુર સમજવો; કેમકે મનની વાત પુ-

રૂપ લખી શકતો નથી, (કેમકે લખે તો સ્ત્રી અભણ હોવાથી બીજા પાસે વંચાવે તો ફજેતી થાય) કે સ્ત્રી લખાવી શકતી નથી. જે સ્ત્રી આખા ફળીઆમાં સૌથી હુશ્યાર ગણાતી હોય અને પોતે ખરીદેલી વસ્તુઓની કીમત દરવાજા પર જઇને પોતે ચૂકવતી હોય, તેને પણ બાર આને શેર તાંબું મળે છે તો પોણો શેર દોઢ નવટાંક ને અધોળનું શું એવો હિસાબ પૂછીએ તો આવડશે નહિ. કોઇ પુરૂષને ન પૂછતાં પોતાની મેળે ગણી લાવવા માટે એ મહીનાની મુદ્દત આપીએ તો એ શું? વાણીઆ, કસાઇ, ગોટાવાળો, કંસારો, દોશીવાણીઓ, ને સોની વગેરે જેની જેની સાથે વહેવાર પડે છે તે બધા એને ઠગી જાય છે, તેની આ ભોળી બેગમને સમજ પડતી નથી. પોતે, પોતાની મા, તેની મા, બલ્કે તેની પણ મા અંગ્રેજી રાજ્યમાં જન્મ્યાં હશે, ઘરના બધા પુરૂષો નોકરી કરતા હશે, જેમાંના કેટલાક સિરસ્તેદાર, કેટલાક મુનશી ને કેટલાક મામલતદાર હશે, કોઇ પણ ખાનું એમના વિના ખાલી નહિ હોય, છતાં કલેક્ટર ને માજીસ્ટ્રેટમાં શો ફેર છે તે જાણતી નહિ હોય, તો વાઇસરૉય, લેફ્ટેનેન્ટ ગવર્નર, ને હાઇકોર્ટના જજ વગેરે તો શું સમજે! તારમાં જાદૂ નથી, કે એમાં કોઇ પુતળી દોડતી નથી એ સમજાવવા માટે સોગંદ ખાઇએ તો પણ વિશ્વાસ આવશે નહિ. આગગાડી વરાળના જોરથી ચાલે છે એ વિષે ઘણુંએ સમજાવો પણ કબૂલ કરશે નહિ. એક સ્ત્રીએ ઘણું કરીને મહોલ્લાની ભંગીઅણને મોઢે સાંભળ્યું હશે કે રશિઆનો પાટવી કુંવર હિંદુસ્તાનમા આવે છે, એ વાત એણે પોતાના ધણીને કહી. ધણીએ કહ્યું ઓહો હવે તો ઘણી ખબરો રાખવા લાગ્યાં છો! ભલા કહો તો રશિઆ ક્યાં છે? ત્યારે સ્ત્રીએ છણકામાં જવાબ આપ્યો મારી બલા જાણે, જાય ચુલામાં, એનો કોણ ભાવ પૂછે છે, એવા તો ઘણાએ દેશો હશે.

કેટલાંક વરસથી સરકાર જન્મમરણનું પત્રક રખાવે છે તેથી જણાય છે કે દર છ બાળકોમાંથી પાંચ બાળકો નાનપણમાંજ મરી જાય છે. તે પાંચ પૈકી આરોગ્યનું સંરક્ષણ ન થવાથી એક, ઊંટવૈદોનાં ઓસડથી એક, ને માની અયોગ્ય તદબીરોથી ત્રણ મરી જાય છે. માઓ એમ સમજે છે, કે

નજર ને ભૂતપલીતના વળગણ વિના બચ્ચાંઓને બીજો રોગ થતોજ નથી. છમાંનું જે એક બાકી રહે છે; તે અજ્ઞાન માના હાથ નીચે મોટું થવાથી નાલાયક ને મૂર્ખ રહે છે. તેથી સત્ય પૂછો તો માણસોના વંશને આ નાલાયક સ્ત્રીઓએ એવો બગાડયો છે, કે હવે એમના સુધરવાની આશા આકાશકુસુમવત જણાય છે. મારા જેવા વિચારવાળા પુરૂષનું કોઈ સ્ત્રી તરફ વળણ થાય એ તમે માની શકો છો? એ તો કોણ જાણે શું કારણ હતું કે હું એની જાળમાં સપડાઇ ગયો હતો. તમે કહો છો કે શહેરમાં એકથી એક રૂપાળી સ્ત્રીઓ ઢગલે ઢગલા છે. પણ હું પોતે રૂપાળો નથી, અમારૂં કુટુંબ શહેરમાં રૂપાળું ગણાતું નથી, તો મને રૂપાળી સ્ત્રી ન મળે તો કંઇ દિલગીરીની વાત નથી. મેં પણ ઘણા રૂપાળા માણસો જોયા છે; પણ જેને મેં પસંદ કરી હતી તેનું રૂપ જુદુંજ છે. જ્યારે રૂપનો અર્થ પણ તે સમજી શકતી ન હતી, ત્યારથી હું તેને ઓળખું છું. તે વખતે પણ તેને પોતાના રૂપ માટે ટાપટીપ કરવાની જરૂર પડતી ન હતી. તમે ઘણું કરીને ગૌરવર્ણ ને ઘાટીલા શરીરને રૂપ ગણો છો, પણ હું સ્વાભાવિક ખુબસૂરતી તેને કહું છું કે જેના દરેક કામમાં ચિત્તાકર્ષકપણું હોય. એ વાત મેં આઝાદી વિના બીજી કોઇ સ્ત્રીમાં જોઇ નથી. મેં એને રડતી જોઇ, હઠ કરતી જોઇ, લડતી જોઇ, રીસાતી જોઇ, હસતી જોઇ, સમજતી જોઇ, સમજાવતી જોઇ, ને શરમાતી જોઇ છતાં ખુદાએ તેને એવું ઉત્તમ રૂપ આપ્યું છે કે તે કોઇ વખતે પણ દીપી આવ્યા વિના રહેતું નહિ. મારી માન્યતા તો એવી છે કે ખુદાએ તેને સંપૂર્ણ રૂપનો નમૂનો બનાવી છે. વળી કાયદાની વાત છે, કે પરબીડીઉં સારૂં હોય છે તો અંદરનો કાગળ તે કરતાં પણ સારો હોય છે, તેથી જેવું એનું શરીર ઉત્તમ છે, તેવુંજ બલ્કે તેથી પણ વધારે એનું અંતઃકરણ ઉત્તમ હશે તેથી હું એ વિના બીજી કોઇ સ્ત્રીપર દૃષ્ટિ પણ કરવાનો નથી. બેશક હાલમાં તો તે મારા કાબૂમાંથી જતી રહી છે, પણ તેની મહોબત મારા જીવની સાથે છે.

આઝાદીની તરફથી નિરાશ થઇને મુસ્તાક મહીનાઓ સુધી કબ્રસ્તાનોમાં ફર્યો. તે પછી લાંબા સમય સુધી કયાંક જતો રહ્યો. જ્યારે

પત્તો લાગ્યો ત્યારે લોકો તેને જઇને લઇ આવ્યા. આવ્યા પછી એવો માંદો થયો કે હકીમોએ એના જીવવાની આશા છોડી દીધી. એવામાં મોલવી મુસ્તજાબના મરણની ખબર સાંભળીને આઝાદી હવે પુનર્લગ્ન કરશે એવી આશાથી તંદુરસ્ત થવા લાગ્યો. તે ધારવા લાગ્યો કે એ હજુ જુવાન છે, કોઇ બાળબચ્ચું નથી, સાસરીઆં સાથે અણબનાવ જેવું છે, મોસાળીઆં મોલવી છે (જો કે એ પુનર્લગ્ન માટે સમજાવશે નહિ, પણ જો પોતાની મરજીથી આઝાદી નિકાહ કરશે તો તેને રોકશે પણ નહિ), બાપ તો એના સુધરેલા વિચારનો છે, કે ઇદ્દતને પણ નકામી ગણે છે, તેથી જરૂર આઝાદી પુનર્લગ્ન કરશે. જ્યારે ખુદાએ આ બનાવ બનાવ્યો છે તો એનો લાભ લેવો જોઇએ. તેથી હવે શો ઉપાય કરવો તેની સોચનામાં એ પડયો.

એણે વિચાર કર્યો કે જો કે ખાજા આઝાદની સાથે મારે પ્રથમ જેટલી પ્રીતિ નથી, પણ હું કાંઇ એમનાથી લડીને છૂટો પડયો નથી. રૂબરૂમાં કોઇ પ્રકારની કડવાશ થઇ નથી. વળી તેઓ એવા સાદા છે કે મારી ગેરહાજરીનો તેમને ખ્યાલ પણ નહિ હોય, ને જો ખ્યાલ કરશે તે પોતેજ ઝંખવાણા પડશે; કેમકે તેમનો વિચાર મુલ્લાને દીકરી આપવાનો ન હતો, એ બનાવ એમની મરજીથી વિરૂદ્ધ બન્યો હતો. આ મામલાથી ઘરમાં એમનું કંઇ ચાલતું નથી એ વાત સાબિત થઇ ચૂકી. હવે જોગ આવ્યો છે તો પોતાની ભૂલ સુધારવા માટે તેઓ જરૂર મારી મદદ કરશે. મતલબ કે તેઓ મારાથી નારાજ નથી ને જો નારાજ હશે તો તેમને રાજી કરી લેવા એ કંઇ અઘરૂં કામ નથી. જો નારાજ હશે તો એટલા માટેજ હશે, કે હું તેમનાથી રીસાઇને જતો રહ્યો, પણ એવું એ ધારે તો તે મને લાભકારક છે, ખુદા કરે ને તેમણે એવુંજ ધાર્યું હોય તો સારૂં, ને ન ધાર્યું હોય તો હવે ધારે તો સારૂં. મારા રીસાવાના ખ્યાલની સાથેજ એમને મારી નારાજી સાબિત થશે તો ઘણું સારૂં છે. હું એજ ચાહું છું. મારી ઇચ્છા સાધારણ લોકો જેવી ન હતી, એની એમને પ્રતીતિ થશે તો બસ છે. પણ એમાં એમનો વાંક ન હતો. તે વખતે એ વાતમાં એ માથું મારી શકતા ન હતા.

પણ હવે તો સંપૂર્ણ આશા છે, કે ખાજા સાહેબ દીકરીની મરજી ઉપર તેને છોડી દેશે. તેમની ઇચ્છા તો તે વખતે પણ એવીજ હતી કે દીકરી પોતાની મરજી પ્રમાણે ઇસ્હાવર બેઠી લે; પણ હિંદુસ્તાની સમાજ એવા કામ માટે હમણા તૈયાર નથી. મારૂં સમજવું એવું છે, કે એક વખત પરણ્યા પછી સ્ત્રીને પહેલાં જેટલી શરમ રહેતી નથી, માટે હવે બીજી બધી વાતો પડતી મૂકી આજાદીને રાજી કરી લેવી જોઇએ. છોકરીને પોતાના કાબમાં રાખવા માટે હાદી બેગમ તો બહુ મથશે, પણ આજાદી ઘણી બેપરવા સ્ત્રી છે, હું નથી ધારતો કે તેને ભોપાળથી ત્રીશ રૂપીઆનું પેન્શન મળતાં છતાં માબાપના રોટલાપર બેસી રહે. વળી ભાઇ ને ભાભીઓ સાથે પણ બનાવ નથી. ગમે તેમ હોય ઇદ્દત સુધી તો કંઇ થઇ શકવાનું નથી. હાલમાં તો મારો કોઇ એવો માણસ આજાદીની પાસે કાયમ રાખવો જોઇએ કે જે ઘડીઘડીની ખબરોથી મને વાકેફ કરે, તેમના મનની વાતો ખોળતો રહે અને જ્યારે એમ જણાય, કે તેની મરજી પુનર્લગ્ન કરવાની છે તો મારા વિના બીજા કોઇની વાત ચાલવા દે નહિ.

મુસ્તાક કંઈ પરદેશી ન હતો, ગમેત્યાંનો આવીને દિલ્હીમાં વસેલો ન હતો. તેની કેટલીક પેઢીઓ દિલ્લીમાં થઇ ગઇ હતી ને તેનાં સગાં વહાલાં એટલાં બધાં હતાં, કે તે ધારત તો સેંકડો સ્ત્રીઓ આજાદીની પાછળ લગાડી દેત, કે જેઓ ફિરિસ્તાની પેઠે એની પાછળ રહેત. પણ તેણે વિચાર કર્યો કે છેલ્લો દાવ છે એ ખાલી જવો ન જોઇએ; માટે એવો માણસ ખોળી કાઢવો જોઇએ કે જે ખરા દિલથી ત્યાંની બધી હકીકતથી મને વાકેફ કરે, મને સલાહ આપે ને આજાદીના મનમાં મારો વિશ્વાસ બેસાડે. તેથી કોઇ હુશ્યાર ને અનુભવી દૂતીને એ કામ સોંપવાનું નક્કી કર્યું.

એ વખતે દિલ્લીમાં છલાવા કરીને એક પ્રખ્યાત દૂતી હતી. મુસ્તાકને આજ સુધી એવી રાંડોની સાથે કામ પડયું ન હતું, છતાં કોણ જાણે એણે એનું નામઠામ ક્યાંથી સાંભળી લીધું હતું ! તેને બોલાવી આગતાસ્વાગતા કરી બધી હકીકત કહી સંભળાવી ને લાલચ આપી. મુસ્તાક વધારે ખુશામદ

કરવા લાગ્યો તેથી છલાવા બોલી, અરે મિયાં એ તે કંઇ કામ છે! આજાદીને તમારી સેવામાં હાજર સમજો. મને કહો તો હું એને ઇદ્દતની અંદરજ લાવીને હાજર કરૂં; પરંતુ જ્યારે તમે એને વિવાહિત સ્ત્રી તરીકે રાખવા ધારો છો, તો ઉતાવળ કરવાની જરૂર નથી. તમે નિરાંતે બેસો ને પરણવાની તૈયારીઓ કરો. મેં જ્યારે આ કામનું બીડું ઝડપ્યું છે તો હું ખાતરીથી કહું છું, કે આજાદી પુનર્લગ્ન કરશેજ, ને તમારી સાથેજ કરશે. એમ કહીને છલાવા ઘેર ગઇ.

તે પછી કેટલાક સમય સુધી છલાવા પાછી આવી નહિ. છાની રીતે તપાસ કરીને કહેવા જેવી વાત હોય તો મુસ્તાકને ખબર આપતી હતી. વાઅજોનું થવું, માનું હમેશા દીકરીની પાસે બેસી રહેવું, આજાદીની બેચેની ને હમેશા મુસ્તજાબનું સ્મરણ સાંભળીને મુસ્તાક નિરાશ થવા લાગ્યો. તેને ખાતરી થઇ કે આજાદી પુનર્લગ્ન કરશે નહિ. તે બડબડવા લાગ્યો કે એટલી બધી વાઅજો થઈ છતાં, જે મોલવી આવ્યો તે સહનશીલતા વિષેજ બોધ કરતો આવ્યો; પણ વિધવાએ પુનર્લગ્ન કરવાની આજ્ઞા છે, એવું કોઇએ પણ કહ્યું નહિ. આજકાલના મોલવીઓને દીનદારીની કેટલી બધી પરવા છે તે સૌ કોઇ જાણે છે. નક્કી કરેલા ઠરાવો, ફેસલા થઇ ચૂકેલા નિર્ણયો ને ઘરધણીની ફરમાશ પ્રમાણે વાઅજ કરવાનો ધંધો લઇ બેઠા છે. તેથી જેવા મોલવીઓ તેવાજ તેમને માનનારા પણ રહ્યા છે, ને જેવી વાઅજ તેવીજ તેની અસર પણ થાય છે. જેવા ચુકાદા આપે છે તેવાજ મામલા પણ થાય છે. વળી આજાદીની મા હમેશા દીકરીને વળગી રહે છે એ વાત પણ મારે માટે ફાયદાકારક નથી. તે તો કદી પણ મારે માટે બે અક્ષર સારા બોલવાની નથી. તે મને સારી પેઠે ઓળખે છે. તેને તો મારા નામની ચીડ છે. એણેજ મુસ્તજાબને પસંદ કર્યો હતો. વળી મોલવીની દીકરી છે તેથી એમાં ધર્માંધપણું પણ વિશેષ છે. રાતદિવસ ધણી સાથે વાદવિવાદ કરે છે, ને હારે છે તો પણ પોતાની હઠ છોડતી નથી. એવી હઠીએલ સ્ત્રી મેં તો જોઇ નથી. એનાથી ખુદા બચાવે. વળી

આજાદી જ્યારે પોતાના પતિને એક ક્ષણ પણ ભૂલતી નથી, તો મારે આશાજ શી રાખવી ? જ્યારે પતંગ ઊડેજ નહિ તો પેચ શી રીતે લડે ? મને ખાતરી થાય છે કે બધા બનાવ ઉલટા બને છે, તેથી કામ બનવાનું નથી. જો આજાદી સાથે મારા વિવાહ થવાના હોત તો પહેલાંજ કેમ ન થાત. જેવી રીતે અમે અણસમજ બચ્ચાંઓની વાતો દુર્લક્ષથી સાંભળીએ છીએ તેવી રીતે છલાવાએ મુસ્તાકનું આ કથન સાંભળ્યું ને હસીને કહેવા લાગી, કે સત્ય પૃછો તો પુરૂષો ઘણાજ ભોળા હોય છે. વળી તમને તો દુન્યાની હવા પણ લાગી નથી તેથી તમારા ભોળપણનું તો શું કહેવું ? હું મારી બીજી કારકિર્દિઓની વાત તો કરતી નથી પણ આજાદીની મને પૂરી ખાતરી થાય છે કે તે પુનર્લગ્ન કરશે. તે પોતાના ધણીને એક ક્ષણ પણ ભૂલતી નથી એ ઉપરથીજ સાબિત થાય છે, કે તે બેસી રહેનાર નથી. એથી જણાય છે કે તેના અંતઃકરણમાં પ્રીતિ રહેલી છે. એવા સ્વભાવના માણસો જ્યાં સુધી તેમને કોઇની સાથે પ્રીતિ થાય નહિ ત્યાં સુધી એકલા રહી શકતાજ નથી. તમે તમારા મિત્રોમાંજ જુઓ કે જેને પોતાની સ્ત્રી સાથે વધારે પ્રીતિ હશે, તેજ પુરૂષ વિધુર થયા પછી જલદીથી બીજું લગ્ન કરશે. કારણ કે સ્ત્રીની સોબતને તે જિંદગી માટે જરૂરની ગણે છે. માટે મિયાં ! હમણા સુધી તો કંઇ કામ બગડયું નથી, પછી તમે ઉતાવળ કરીને બગાડી દો તો કોણ જાણે ? ધીરજથી બેસો ને જુઓ કે શું થાય છે ? એટલું તો હું ખાતરીથી કહું છું, કે આજાદીને તમારે ત્યાં લાવીને ન બેસાડું તો મારૂં નામ છલાવા નહિ. હું તો કહું છું કે આજાદી તો મોટી વાત નથી, કોઇ અઘરામાં અઘરૂં કામ આપીને લોંડીને તપાસી જોઇ હોત તો માલૂમ પડત. જો હું બુરાઇ પર આવું તો સાંજરેજ આજાદીને અહીં લાવીને હાજર કરૂં; પણ તે વાત તમને પસંદ નથી ને હું પણ એમ કરવાની અગત્ય જોતી નથી.

---

## પ્રકરણ ૧૪ મું.

### છલાવા આજાદીના સ્વભાવ ઉપર સત્તા બેસાડે છે, ને આજાદીના વિચારો બદલાવવા માંડે છે.

જ્યાં સુધી આજાદીએ પોતાના ઘરમાં બીજાઓના આવવાની બંધી રાખી હતી ત્યાં સુધી છલાવાનું કઇ ચાલ્યું નહિ. છાની રીતે તેણે જે ઉપાય કર્યા હોય તે અમે પૂછયા પણ નથી, ને તેણે બતાવ્યા પણ નથી. પણ જયારે આજાદીએ એ બંધી ઊઠાવી દીધી ને લોકો આવતા જતા થયા ત્યારે બે ચાર દિવસ પછી વેશ બદલીને છલાવા પણ હાજર થઇ. આજાદીએ તેને અજાણી સ્ત્રી જાણીને પૂછયું તમારૂં નામ શું ? તેણે કહ્યું મને આજમૂદાખાનમ કહે છે. હું લખનૌની રહેનાર છું પણ ઘણા સમયથી ભોપાળમાં રહું છું. તમારા સ્વામી મોલવી મુસ્તજાબ મર્હૂમ ( ખુદા એમનો સ્વર્ગવાસ કરે )ની સાથે અમારે ઘણી પ્રીતિ હતી. મારી નજરની આગળ તેઓ મરણ પામ્યા છે. તે ઘણી વખત તમારી હકીકત અમારી આગળ કહેતા હતા. તેથી જ્યારે મારો વિચાર અહીં આવવાનો થયો ત્યારે મેં તમારી સાથે મળવાનું નક્કી કર્યું. મારી એ ધારણા આજે ફળીભૂત થઇ. પરંતુ જેવી હકીકત મોલવી સાહેબે તમારી કહી હતી તેમાં ને તમારી આજની સ્થિતિમાં આસમાન જમીનનો ફેર જણાય છે. મેં તમને અટકળથી ઓળખ્યાં- જો હું તમને તમારી અસલ હાલતમાં દેખત તો હજાર સ્ત્રીઓમાંથી પણ તમને ઓળખી કાઢત. જેટલો શોક તમે ધણીનો પાળ્યો છે, એટલો કોઇએ નહિ પાળ્યો હોય ! છલાવા- ( કે જેને હવે આજમૂદાખાનમના નામથી અમે બોલાવીશું ) એ જે રીતે વાત શુરૂ કરી તેથી વિશેષ સારી બીજી કોઇ તદબીર ન હતી.

મુસ્તજાબનું નામ સાંભળીને આજાદી રડી પડી. એનું રડવું યોગ્ય પણ હતું; પણ આજમૂદાખાનમની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં એ નવાઇની વાત છે ! જ્યારે શોક સમ્યો ત્યારે આજાદીએ મોલવી સાહેબની હકીકત

સાવસ્તર પૂછવા માંડી. શી રીતે માંદા પડયા, કોનો ઉપાય કર્યો, શો રોગ હતો, કોઇ ચાકરી કરતું હતું કે નહિ અને મરતી વખત કંઇ વસીયત કરી ગયા છે, કે કેમ તે બધું પૂછી જોયું. આજમૂદાએ કહ્યું કે મોલવી સાહેબનું મરણ તો નવાઈ જેવી રીતે થયું છે. શુક્રવારનો દિવસ હતો, દસ્તૂર પ્રમાણે હજામત કરાવી નાહી, લુગડાં બદલી ખાઇને રોજની ટેવ પ્રમાણે જરાક સૂઇ રહ્યા. પછી ઊઠીને વજૂ કરીને નમાજ પઢવા ગયા. નમાજમાં ફેર આવવાથી મૂર્છાંગત થઇ પડી ગયા. લોકોએ જાણ્યું કે બેશુદ્ધિ હશે. પણ વાર થવાથી લોકોએ બીજો રોગ જાણ્યો. કોઇએ કહ્યું કે વાઇ છે. સુલ્તાનુલ્હુકમાને અને જનરલ ડોકટરને બોલાવ્યા. બંનેએ કહ્યું કે હવે કંઇ બાકી નથી. જો મંદવાડ લાંબો સમય પોંહોંચત તો દવા ને ચાકરી કરનારની તો ત્યાં ખોટજ ન હતી, પણ આ તો તાબડતોબનું મોત, તેથી દવાની કે ચાકરીની જરૂરજ પડી નાહ.

**આજાદી**—હકીમોએ કયો રોગ બતાવ્યો હતો ?

**આજમૂદા**—કોણ જાણે કંઇક હૃદયની નબળાઇ તો કહેતા હતા. મેં નવાબ સુલ્તાનુલ્હુકમાને ઘણા આગ્રહથી પૂછયું તો તેમણે કહ્યું, કે એ એક ખાસ બીમારી છે. વા ઉત્પન્ન થઇને હૃદયને ઘેરી લે છે. જેવી રીતે દેશમાં સરદાર હોય છે તેમ શરીરમાં હૃદય એ સરદાર ને જીવનનો આધાર છે. વળી તે એટલું કોમળ છે કે જરા જેટલી તકલીફ પણ વેઠી શકતું નથી. તેથી હૃદયને લગતી તમામ બીમારીઓમાં મરણ તાત્કાલિક થાય છે. દવા આપવાનો વખતજ રહેતો નથી

**આજાદી**—આ બીમારીઓની પ્રથમથી કંઇ ખબર પડતી નહિ હોય ?

**આજમૂદા**—હવે તમે એ બધું પૂછીને શું કરવાના છો ?

**આજાદી**—ખરૂં કહો છો. ખેર જવા દો. તમે દિલ્લીમાં શા માટે આવ્યાં છો તે તો કહો.

**આજમૂદા**—અહીં મારાં સગાંવહાલાં ઘણાં છે તેમને મળવા તથા

એક અગત્યનું કામ છે તે માટે હું આવી છું. દેખીતી રીતે તો એ કામ સરકારી છે, પણ એક રીતે મારૂં પોતાનું પણ છે:

**આજાદી**—કોઇ કામ મારા લાયક હોય તો મને જરૂર સોંપજો. મારા થી બની શકશે તો હું કરીશ અથવા બીજાને કહેવાનું હશે તો કહીને કરાવી આપીશ. કેમકે હું અહીંની રહેનાર છું, બીજું ભોપાળનું લૂણ ખાઉંછું ને ત્રીજું એકે ઓળખાણ પીછાણ છે. વળી તમારી સાથે મોલવી સાહેબને ખાસ સંબંધ હતો. જો આજે મોલવી સાહેબ જીવતા હોત તો તમે બીજે સ્થળે ઉતરી શકત પણ નહિ, કેમકે તે તમને બીજે ઠેકાણે ઉતરવાજ ન દેત.

**આજમૂદા**—હું તો તમને મારાં સગાંવહાલાં કરતાં પણ અધિક સમજું છું. હું બીજે ઠેકાણે ઉતરી છું તેથી તમારે દિલગીર થવું ન જોઇએ. કેમકે જે કામ માટે હું આવી છુ તે ત્યાંજ ઉતરવાથી ઉત્તમ રીતે થઇ શકે એમ છે. વળી મને વિશ્વાસ છે કે તમે મારૂં કામ ખરા દિલથી કરો એમ છે તેથી તમારે કંઇ કહેવાની જરૂર નથી. હું પ્રથમ તજવીજ કરી જોઉં ને પછી મારાથી ન થાય તો તમને કહું એ ઠીક. જો તમારી સહાય વિના મારૂં કામ થઈ જતું હોય, તો તમને શા માટે દુઃખી કરવાં જોઇએ ? લો હવે હાલ તો હું જાઉં છું. ફરી કોઇ વખત નવરાશ મળશે તો જરા વેળાસર આવીશ કે જેથી તમારી સાથે નિરાંતે વાતચીત થઇ શકે.

**આજાદી**—તમે મારે ત્યાં રહો, તો ઘણું સારૂં. પણ વખતે તમને મારી ગરીબીની દયા આવતી હશે. પરંતુ મને ખુદાએ તમારી સરકારના પ્રતાપે ઘણું આપ્યું છે. હું તમને મેહેમાન રાખી ન શકું એટલી છેક કંગાળ નથી. કદાપિ ત્યાં જેવું સ્વાદિષ્ટ જમણ અહીં ન મળી શકે એમ હોય ખરૂં, પણ મારૂં નોતરૂં સ્વીકારશો તો મુજ ગરીબનો આત્મા તો રાજી થશે !

**આજમૂદા**--હું પણ એવી અમીરજાદી ક્યાં છું ? ને જેઓ અમીર હશે તેઓ પણ રોટલાને ઠેકાણે સોનાચાંદીના વરક નહિ ખાતા હોય. ખુદાને ત્યાં કોઇ વાતની ખોટ નથી. તે ચાહે તો ક્ષણમાં ફકીરને અમીર બનાવી દે. કોઇના દિવસ હમેશા સરખા રહેતા નથી. ખુદાના ઉપર વિશ્વાસ

રાખો, તેણે આ મુસીબત નાખી છે તો તેજ એનો બદલો પણ આપશે. વળી તમારે ત્યાં ખાવામાં મને કંઇ હરકત નથી; પણ નોતરાં એટલાં બધાં આવે છે, કે મને નવરાશ મળતી નથી. હવે મારી ભાણેજ મારી રાહ જોતી હશે માટે હું જાઉં છું.

**આજાદી**—તમારૂં ઠેકાણું બતાવો તો હું તમને મળવા આવું.

**આજમૂદા**—ના ના, તમે તો ઘરની બહાર પગ પણ મૂકવાનો વિચાર કરશો નહિ. હું પોતેજ કાલે નહિ તો પરમદહાડે જરૂર આવીશ. બીજી મુલાકાત વખતે આજમૂદાએ ઘણી ઘણી જુઠી ગપો મારી તેમાં એક ખોટું તોહમત બિચારા નિર્દોષ મોલવી મુરતજાબ મહૂમ ઉપર પણ મૂકયું, કે જેથી આજાદીનું દિલ તેમની તરફથી ફરી ગયું.

તેણે કહ્યું કે નાજુકઅંદામ બેગમનું નામ તો તમે સાંભળ્યું હશે. એ લખનૌના મુર્શિદજાદા ( બાદશાહી કુટુંબના )ની ખવાસ હતી. લખનૌ જ્યારે બળવામાં ઉજડ થયું ત્યારે ભોપાળમાં આવીને સિકંદરા બેગમની મુસાહેબ બની. લખનૌ જેવો ભપકો તો કયાંથી હોય ! પણ ભોપાળમાં એને પચીશ હજાર રૂપીઆની જાગીર આપી તેથી જાણે "રડતાનાં આંસુ લુછાયાં." પોતાનો સ્વભાવ કરકસરીઓ હોવાથી ને નાણાં સંબંધી હાલત સારી હોવાના કારણથી ભોપાળના સારા સરદારોમાં એની પણ ગણના થવા લાગી. તેની પોતાની તો કોઇ ઓલાદ નથી; પણ એક દીકરી દત્તક કરી લીધી છે તે હવે જુવાન થવાથી પરણાવવાનો વિચાર ચાલે છે. નાજુકઅંદામ બેગમ બાદશાહી મહેલોમાં આવજા કરી શકતી હોવાથી ખુદા જાણે કેની રીતે તેણે તમારા વરને જોઇ લીધા, ને જોતાંજ જાણે ગાંડી બની ગઇ. સવારીથી ઉતરતાંજ કહેવા લાગી કે લો બેન આજમૂદા આજે હું મારી પસંદગીનો જમાઇ ખોળી લાવી. તપાસ કરતાં હકીકત માલૂમ પડવાથી નવાબ સાહેબને કહેવરાવ્યું કે મોલવી સાહેબને અમને આપી દો. એવી રીતે મોલવી સાહેબ અને અમારી સરકાર વચ્ચે ઓળખાણ પીછાણ શુરૂ થઇ. મોલવી સાહેબ જ્યારે આવતા ત્યારે એમની પાસે જાગીર સંબંધી કામકાજના કાગળો લખાવવામાં આવતા હતા, પણ જો પરચુરણ કામ ન હોય તો વાતચીત કરીને મોલવી

સાહેબ જતા રહેતા હતા. મોલવી સાહેબ મરી ગયા, ને મારે પણ મરવું છે; તેથી હું મુએલા માણસને માથે ખોટું તોહમત મૂકી શક્તી નથી. મારી રૂબરૂ તો કદી વિવાહની વાત થઇ નથી. પણ બેગમ સાહેબે તો મોલવી સાહેબનો પરદો ન હોવાથી એક બે વખત કોણ જાણે જાણી જોઇને કે ભૂલમાં છોકરીને પણ મોલવી સાહેબની આગળ કાઢી હતી. તેથી બધા લોકો સમજી ગયા હતા કે અહીં વિવાહનો જોગ થશે. પણ એવામાં મોલવી સાહેબ મરણ પામ્યા તેથી બેગમ સાહેબ બહુ દિલગીર થયાં; પણ હવે કંઈ ઉપાય રહ્યો ન હતો. ઘણા સમયથી જમાઇની શોધ હતી, ને હવે જ્યારે મરજી પ્રમાણે જમાઇ મળ્યો, ત્યારે આ અકસ્માત થયો. તેથી પાછાં શોકાતુર થવા લાગ્યાં. એમનો વિચાર તો છોકરીને પરણાવવાનોજ નથી, પણ છોકરી વેલની પેઠે વધવા લાગી છે, તેથી મેં મારાં સગાંઓને દિલ્લી લખ્યું કે તમારી નજરમાં કોઇ વર આવે તો મને ખબર આપજો. તેમનો જવાબ ન આવવાથી મેં ફરી લખ્યું કે તમે તપાસ કરો તો એવી સારી જગાના તો સેંકડો ગ્રાહકો મળે. શું તમને દિલ્લીમાં કોઇ વર મળતો નથી ? સત્ય પૂછો તો દિલ્લી વાળાનાં નસીબજ ફરેલાં છે. છેવટે તેમણે એક જણનું નામ લખ્યું પણ મને તાકીદ કરી કે સરકારદરબારનું કામ છે માટે પ્રથમ આવીને તમે જોઇ જાઓ પછી બેગમ સાહેબને કહેજો. દિલ્લી આવવાનું આ કારણ છે. નહિ તો હું શું ને દિલ્લી શી ?

**આજાદી**—તમે છોકરાને જોયો તે કેવો છે ?

**આજમૂદા**—જેવી રીતે જોવો જોઇએ તેવી રીતે બરાબર જોયો છે. મેં પોતે તેની સાથે ઘણા વખત સુધી વાતચીત કરી, ને તપાસી જોયો તો મને ખાતરી થઇ કે સ્ત્રીજાતિને એથી ઉત્તમ સ્વામી, સાસુસસરાને એથી સારો જમાઇ, માબાપને એથી સરસ પુત્ર ને દુન્યાને એથી રૂડો માણસ મળવો અશક્ય છે. પરંતુ તે રાજી થતો નથી એ જબરી મુશકેલી છે.

**આજાદી**—દિલ્લીમાં એવો કયો માણસ છે ?

**અજમૂદા**—પારખનાર હોય તો પત્થરમાંથી હીરા પારખી કાઢે છે.

પરંતુ કેટલાંક કારણોને લીધે હાલ હું એનું નામ તમને બતાવી શકતી નથી. ખુદાની ઇચ્છા હશે તો હવે આવીશ ત્યારે બતાવીશ. આજમૂલ્ એટલું કહીને પલાયન કરી ગઇ, ને આજાદી સ્વતઃ વિચાર કરવા લાગી.

જાહેરમાં તો આ સ્ત્રીને મારી સાથે કંઇ સ્વાર્થ જણાતો નથી. મેં ઇચ્છા દેખાડી કે મારે ત્યાં રહે તો તેની પણ ના પાડી. મેં કહ્યું કે માની મદદની જરૂર હોય તો મદદ આપું તેની પણ ના પાડી. જેટલી વાતો કરી તે સૌ બંધ બેસતી કરી. તેથી મને તો ખાતરી થાય છે, કે બેશક મોલવી સાહેબ અમીરોની સોબતમાં રહીને બહેકી ગયા હશે. દોલત એવી બલા છે, કે એની કેફથી એક વખત ફિરિસ્તો પણ ભૂત થયા વિના રહે નહિ. અમારા શહેરના અમીરોની હાલતથી હું કયાં અજાણી છું. એમના મરદાના નાપાક ને જનાનખાના ગંદાં છે, રીતભાત નાલાયક ને ચાલચલણ ભુંડાં છે. એક રંડીના પેટનો તો બીજો ગુણિકાના પેટનો છે. કોઇનામાં ભલમનસાઇની અસર જણાતી નથી. કિલ્લાની જે જે વાતો સાંભળવામાં આવી, ને લખનૌની જે જે વાતો પ્રખ્યાત છે તે સાંભળીને હું તો કંપી ઊઠું છું બીચારા મોલવી સાહેબની હાલત તો યૂસુફ પેગંબર સાહેબ ( અ. સ. ) જેવી થઇ હશે. તેતો પેગંબર હતા તેથી તેમને તો ખુદાએ જુલેખા ( મિસરના રાજાની રાણી, હજરત યૂસુફ પેગંબર (અ. સ.) ઉપર મોહિત થયાં હતાં. પણ તેમણે તેમને ફાવવા દીધાં ન હતાં.) ના પંજામાંથી બચાવ્યા, પણ મોલવી સાહેબ એ નાજુકઅંદામ વેસ્યાના પંજામાંથી શી રીતે બચ્યા હશે ? ખેર હવે મરેલા માણસને તો હું શું કહું તે તો બેવફાઇ કરી ગયા; પણ દુન્યા તો જુએ છે કે મેં એમના હકમાં રતીપૂર પણ કમી કરી નથી, ને એમની પાછળ મેં એમની નિંદા કરી નથી, જ્યાં સુધી અહીં રહ્યા ત્યાં સુધી એમની તાબેદારી છોડી નથી, થોડું ઘણું જે લાવીને આપતા તે માથે ચડાવતી હતી. મારી તો શી તાકત છે, પણ ખુદાની કૃપાથી મેં મારા શીળનું રક્ષણ કરી એમની અમાનત જાળવી છે. શરે પ્રમાણે ઇદ્દત પણ પૂરી કરી છે, ને એમની સ્ત્રી તરીકેના સંબંધથી હવે હું મુક્ત થઇ છું. મેં એમના મરવાનો જે શોક પાળ્યો છે, તે મારો ખુદાજ જાણે છે. મેં એમના

વિયોગથી કંટાળીને આપઘાત કરવાનો પણ વિચાર કર્યો, ઘણાક મનસૂબા કર્યાં, પણ ખુદાની પ્રેરણાથી હું તેમ કરી શકી' નહિ. મેં એટલા માટે પુનર્લગ્ન ન કર્યું, કે એ જીવતા રહ્યા ત્યાંસુધી મારી એકલીના થઇને રહ્યા ને બરાબર પત્નીવ્રત પાળ્યું, તો હું પણ જ્યાં સુધી જીવ છે ત્યાં સુધી એમનીજ થઇને રહીશ ને પતિવ્રત પાળીશ. પણ આજમૂદ્દાને મોઢે જે હકીકત સાંભળી છે તે જો સત્ય હોય ( મને તો સત્યજ જણાય છે. ) તો હવે મારે એમની ખાતર રાખવાની કંઇ જરૂર નથી.

હવે હું જેમ જેમ વિચાર કરૂં છું તેમ તેમ મારો પ્રથમનો ખ્યાલ મને ખોટો ભાસે છે. જો પુનર્લગ્ન કરવું એ બેવફાઇ હોત તો ખુદા તેમ કરવાનો હુકમ આપત નહિ. બેવફાઈ એ મોટો દુર્ગુણ છે. તો શું ખુદા પોતાના બંદાઓને એવો દુર્ગુણ કરવા માટે ઉશ્કેરે ખરો ? વળી બેવફાઇ એટલા માટે નઠારૂં કૃત્ય છે, કે જેની સાથે બેવફાઇ કરવામાં આવે તેને એથી દુઃખ થાય છે, પણ અહીં તો એ વાત પણ નથી કેમકે તે તો ગુજરી ગયા છે. માટે પુનર્લગ્નને બેવફાઇ કહેવી એ ભૂલ છે. જો મારૂં વય પુનર્લગ્નને લાયક ન હોત, અથવા મારે બાલબચ્ચાં હોત તો પુનર્લગ્નનો વિચાર અયોગ્ય હતો, તે પણ બેવફાઇના કારણથી અયોગ્ય નહિ, પણ ઉપર જણાવ્યાં તે કારણોને લીધે. હું જોઉં છું કે કુટુંબમાં હજુ મારાથી મોટી મોટી છોડીઓ કુંવારી બેઠી છે તેમની સગાઇ પણ થઇ નથી. તો મને ખાતરી થાય છે કે મારી ઉમર હજી વધી ગઇ નથી. એ તો માએ ઉતાવળ કરીને મને પરણાવી દીધી. મારા પિતાની સલાહ પ્રમાણે વર્ત્યાં હોત તો હજુ મારે પરણવાનો વખત પણ થયો ન હોત. હાય હાય એ કરતાં તો મારાં લગ્નજ ન થયાં હોત તો સારૂં હતું. માએ નાહક મારી વાટ મારી. ઘેરઘેર કુંવારીઓ બેઠી છે તેમને તો કોઇ પૂછતું નથી તો મને વિધવાને કોણ પૂછનાર છે? વખતે કોઇ પુનર્લગ્ન કરવાને તૈયાર થાત પણ મેં રીતજ એવી રાખી છે કે કોઇની હિંમતજ થતી નથી. પરંતુ હજુ સમય જતો રહ્યો નથી. હવે તો મેં આઠ દશ દિવસથી બંગી ઉડાવી દીધી છે તેથી ખેરાં આવવા લાગ્યાં છે. જો હું એમની સાથે બેપરવાઇથી વાત નહિ

કરૂં તો એમનામાંથી કોઇપણ એ વાતનો ઇશારો કરશેજ, ને હું જો સાંભળીને ચુપ થઇ જઇશ તો લોકો સમજશે કે એની ઇચ્છા છે, તેથી આગળ વાત ચાલશે ખરી; પરંતુ હાલમાં તો મારો અભિપ્રાય નક્કી નથી. પહેલાં હું મારા દિલમાં તો નક્કી કરી લઉં કે પુનર્લગ્ન કરવું જોઇએ કે નહિ ? જો કરવું નથી તો પછી લોકોની સાથે મેળાપ રાખવાની કંઇ આવશ્યકતા નથી. મેં એટલા માટેજ લોકો સાથે મળવાનું રાખ્યું છે કે મારી ફિકર દૂર થઇને દિલ લાગે; પણ મારા દિલની હકીકત મારા જેવી બીજો કોણ જાણી શકવાનો છે ? આરંભથી સંપૂર્ણ રીતે મન ઠેકાણે રાખીને સ્ત્રીઓનું મન લાગે એવી જે જે તદબીરો મને જણાઇ તે ઉપર હું વિચાર કરી ચૂકી છું; પરંતુ તેમાંની એકે બંધબેસતી જણાતી નથી, કેમકે રંડાપાના દુઃખને વિસારી દે એવો કોઇ ઉપાય દુન્યામાં છેજ નહિ.

એવામાં તેને વિચાર આવ્યો કે વિધવાવિવાહ વિષે એક પુસ્તક કોઇએ લખ્યું છે ને તે ઘણું કરીને મારી લાયબ્રેરિમાં છે તે શોધી કાઢું. એ પુસ્તક તેણે શોધી કાઢયું તો તેમાં આ પ્રમાણે લખેલું હતું.

" આંખ, કાન, નાક, જીભ ને ચામડી એ પાંચ ઇન્દ્રિયો ખુદાએ બનાવી છે. તેથી જણાય છે, કે માણસને પાંચ ચીજોની જરૂર છે. તેમાંની કોઇ પણ એક હાજત બીજી હાજતથી પુરી થઇ શકતી નથી. આંખનું કામ કાનથી ને કાનનું કામ નાકથી થઇ શકતું નથી. તેવીજ રીતે માણસના દિલમાં જાત જાતની ઇચ્છાઓ છે, જેને દોલતની ઇચ્છા છે તેની તે ઇચ્છા ઓલાદ, ખ્યાતિ કે આરોગ્યથી તૃપ્ત થતી નથી. એવીજ રીતે જેને ઓલાદની ઇચ્છા છે તે ઓલાદ મળે ત્યારેજ તૃપ્ત થાય છે. તેને ઓલાદના બદલામાં ધન આપવામાં આવે અથવા એની ખ્યાતિનાં જાહેરનામાં છપાવીને વેંહેચવામાં આવે તો પણ તે રાજી થશે નહિ. માટે જ્યારે એક હાજતથી બીજી હાજત ને એક ઇચ્છાથી બીજી ઇચ્છા તૃપ્ત થતી નથી તો ઘરસંસારની ઇચ્છા પણ ઘરસંસાર વિના બીજી રીતે તૃપ્ત થઇ શકતી નથી. માણસોની હાજતો જુદા જુદા દરજ્જાની છે. જેમકે શ્વાસોચ્છ્વાસ લેવાની જરૂર

સૌથી પ્રથમ છે. કેમકે શ્વાસ લીધા વિના કોઇ પણ માણસ બે ત્રણ મિનિટ પણ જીવી શકતું નથી. તે પછી ખાવાની જરૂર છે. છુટકે ના છુટકે જેઠ મહીનાના રમજાનમાં પણ રોજા રાખવાજ પડે છે. એવીજ રીતે હળીમળીને રહેવાની પણ અગત્ય છે; કેમકે માણસ માણસનો સહવાસ છોડી જંગલમાં એકલો રહી શકતો નથી. એવી રીતે કેટલીક નિવાર્ય અને કેટલીક અનિવાર્ય હાજતો માણસને લાગેલી છે. ઘરસંસારની પણ એક એવીજ જરૂર છે. જો કે તે શ્વાસોચ્છ્વાસની પેઠે ન ચાલી શકે એવી નથી; પણ તે અમુક વયે પોંહોંચ્યા પછી પ્રાપ્ત થાય છે; પરંતુ એ એવી છે, કે તે અનિવાર્ય છે એમાં કંઇ સંદેહ નથી. ધાવણ છોડતાંજ ખાવાપીવાની પણ જરૂર પડે છે, ને તેની જરૂર પણ સૌ કોઇ સ્વીકારે છે. ગૃહસ્થાશ્રમની જરૂર પણ દરેક સમયમાં, દરેક દેશમાં, દરેક કોમમાં ને દરેક ધર્મમાં કબૂલ રખાયલી છે. જંગલી ને અણસુધરેલી કોમોમાં પણ ગૃહસ્થાશ્રમનો રિવાજ છે. વળી માણસની વંશવૃદ્ધિ ગૃહસ્થાશ્રમ ઉપર આધાર રાખે છે, તેથી એની ઘણી અગત્ય સાબિત થાય છે. હિંદુઓમાં જોગી ને ખ્રિસ્તિઓમાં રાહિબ લોકો એ હાજતને દબાવવા અથવા જડમૂળથી મારવા કોશિશ કરે છે તો તેમને કેવી કેવી અડચણો વેઠવી પડે છે તે જગજાહેર છે. કોઇ વખતે તો તેમને મનુષ્યપણું પણ ત્યજવું પડે છે. વળી એ લોકો ખુદાની કુદ્રતની વિરૂદ્ધ એ આચરણ કરે છે તેથી તેમને પોતાનું જીવતર પણ કડવું ને દુ:ખદાયી થઇ પડે છે, એ એમને વાજબી શિક્ષા છે. એટલું છતાં પણ એ લોકોમાંથી પોતાની ધારણામાં સર્વાંશે ફળીભૂત થયા હોય એવા માણસો ઘણા થોડા મળશે. એટલા માટેજ ઇસ્લામે એવા કૃત્યની મનાઇ કરી છે ને ગૃહસ્થાશ્રમની તાકીદ કરી છે, કેમકે એથી વિરૂદ્ધ નભી શકતું નથી. વળી જો સેંકડો પ્રકારનાં કષ્ટ વેઠયા પછી નભી પણ શકે તો પણ તે માણસ નિરૂપયોગી થઇ જાય છે. કોઇપણ મુસલમાન બાદશાહે સ્ત્રીત્યાગી થવાની હિમાયત કરી નથી, એ અમારે માટે એક ગર્વની વાત છે. લખનૌના બાદશાહોની વાત જવા દો, એમને તો એવીજ નઠારી નઠારી વાતો સૂઝતી હતી. તેવી ત્યાંના બાદશાહ નસીરૂદ્દીન હયદરે અછુતીઓ (અબોટ. હાથ ન અડકાએલી) નું ટોળું એકઠું કર્યું હતું; પણ એ

રોળાથી આખું લખના ત્રાહિત્રાહિ પોકારી ઊઠયું હતું. જો કે ગૃહસ્થાશ્રમની મનાઇ મુસલમાન લોકોએ છચોક કરી નથી એ ગર્વની વાત છે, પણ એથી વિશેષ શરમ ને દિલગીરીની વાત એ છે કે બધા મુસલમાનો એ દુર્ગુણના જાણે મદદગાર છે. વિધવાએ પુનર્લગ્ન ન કરવું એ એ દુર્ગુણની હિમાયત નથી તો શું છે? અમે જ્યારે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે ત્યારે સાબિત થાય છે, કે વિધવાવિવાહ માણસની સ્થિતિને અનુકૂળ છે. કુરાનમાં "તમારી વિધવાઓનાં પુનર્લગ્ન કરી દો" એવો ચોકખો હુકમ છે, એમાં કોઇ જાતનો ફેરફાર થઇ શકે એમ નથી. પેગંબર સાહેબ (સ. અ.) નાં વચનો ને તેમનાં કૃત્યોથી પણ એ વાત સાબિત થાય છે. એમની સ્ત્રીઓમાં ફક્ત બીબી આઇશા સિદ્દીકા (ર. અ.) પહેલી વારનાં પરણેતર બીબી હતાં, બાકી બધી સ્ત્રીઓમાં કોઇનું આપની સાથે પહેલું, કોઇનું બીજું ને કોઇનું ત્રીજું, ચોથું, પાંચમું કે છઠ્ઠું પુનર્લગ્ન થએલું હતું. ત્રણ દીકરીઓ હતી. જેમાંનાં હજરત ફાતિમા (ર. અ.) નાં લગ્ન હજરત અલી (ર. અ.) ની સાથે થયાં હતાં, અને હજરતઅલી (ર. અ.) જીવતાજ હતા ને તે ગુજરી ગયાં હતાં. બાકીની બે દીકરીઓનાં બબ્બે વાર પુનર્લગ્ન થયાં હતાં. વળી પેગંબર સાહેબ (સ. અ.) ના કુટુંબમાં ને તેમના મિત્રોમાં પણ એ દસ્તૂર હતો. એ લોકોમાં પુનર્લગ્ન આવશ્યક ને સાધારણ ગણાતું હતું, જેવું અમારામાં પહેલી વારનું પરણવું સાધારણ ગણાય છે તેમ. હાલમાં પણ અરબસ્તાન, એશિઆઈ તુર્કસ્તાન, યુરોપી તુર્કસ્તાન, આફ્રિકા ને ઇરાન વગેરે કોઇ પણ દેશમાં વિધવાવિવાહ કરવામાં મુસલમાનો શરમ ગણતા નથી. ફક્ત હિંદુસ્તાનનાજ મુસલમાનોની કમબખ્તી છે, કે તેઓ વિધવાવિવાહમાં એબ ગણે છે. હિંદુઓના સહવાસથી એ ફિટકાર એમના ઉપર પડયો છે. મૂર્ખાઓએ હિંદુઓનો એ રિવાજ તો ગ્રહણ કર્યો પણ એટલું ન સમજ્યા કે એમ કરવાથી દીન, દુન્યા ને ઇમાન બધું ખોઇ બેસીએ છીએ. વિધવાવિવાહ ન કરવો એ એક ભારે ગુનોહ નથી બલ્કે બમણો ગુનોહ છે. એક ગુનોહ તો જગતનો છે કેમકે એથી વિધવાઓ ઉપર જુલમ થાય છે, ને બીજો ખુદાનો ગુનોહ છે કેમકે તેથી

ખુદાના હુકમની અવજ્ઞા થાય છે. એને એમ ગણીને ન કરવો અથવા ન કરવા દેવો, કરનારને તિરસ્કારની નજરથી જોવો, ને તેથી ઉત્પન્ન થતી પ્રજાને તુચ્છ ગણવી એ ગુનોહ તો નાસ્તિકપણા કરતાં પણ મોટો છે; બલ્કે મુસલમાની ધર્મમાં સૌથી ભારે છે; કેમકે પેગંમર સાહેબ ( સ. અ. ) ના કુટુંબ, ને ધર્મના આગેવાન માણસોની આબરૂને હીણપત લગાડવા જેવું એ કૃત્ય છે. મોંથી તો અમે એ આગેવાન પુરૂષોને માનવાચક શબ્દો લગાડીને યાદ કરીએ. અને મનમાં ( ખુદા એવા નઠારા વિચારથી બચાવે. નાસ્તિકપણાની નકલ કરવી એ નાસ્તિકપણું નથી એ નિયમાનુસાર હું આ વાક્યો બોલું છું. ) તેમની સ્ત્રીઓને અને દીકરીઓને ગાળો દઇએ. એ શું ? એ મુસલમાની કેવી ? બીભત્સ ને અપશબ્દો પત્થર નથી કે તેથી હાડકું ભાંગી જઇ માંસ ચીરાઇ લોહી નીકળે. " કોઇની આબરૂ વિષે વાંધો ઊઠાવવો તેનું નામ અપશબ્દ છે " ને એજ લક્ષણ અહીં લાગુ પડે છે. '

**આઝાદી** એ વાંચીને કંપી ઊઠી. તે તોબા તોબા કરીને બોલી, કે મેં પુનર્લગ્ન કરવાનો વિચાર કર્યો નથી એ મારી કસુર છે. એ તરફ મારૂં ધ્યાનજ ગયું નથી. પણ પુનર્લગ્ન કરવું એ ગેરઆબરૂનું કામ છે એમ મેં માન્યું નથી. હું તો પુનર્લગ્ન ન કરતાં બેસી રહેવામાં વફાદારી ગણતી હતી, પણ હવે મને જણાયું કે એ મારી ખતા છે. હું પેગંબરજાદીઓથી વિશેષ વફાદારીને શી રીતે સમજી શકવાની હતી ? હું તો કોઇ પણ વાતમાં તેમના ખાસડાની પણ બરાબરી કરી શકતી નથી !



## પ્રકરણ ૧૫ મું.

---

### દૂતિ પોતાનું ધાર્યું કરવામાં ફાવી જાય છે.

આઝાદીનું ધ્યાન અહીં સુધી ગયું હતું તેવામાં આજમૂદા આવી.

**આઝાદ**—કહો બેન શી ખબર છે? હું આશા રાખું છું કે, તમે તમારી બેગમ સાહેબના જમાઇને રાજી કરી લીધો હશે.

**આજમૂદા**—અરે બીબી જમાઇ તો ન કહો, નાહક ગાળ ચડે છે. એ માણસ હજુ રાજી થયો નથી, ને હું સમજુ છું કે રાજી થવાનો પણ નથી.

**આઝાદી**—કેમ? એ કંઇ ગાંડો તો નથી, કે " લક્ષ્મી ચાંલ્લો કરવા આવી તો મોં ધોવા જાય છે!" શું એ મોટો અમીર છે, કે ધનની પરવા રાખતો નથી? હું તો જાણું છું કે દિલ્લીમાં એવો કોઇ અમીર છે નહિ. જો તમારી દીકરીમાં કોઇ જાતનું દૂષણ હોય ને તે માનતો ન હોય તો ચુલામાં પડે. તમે કોઇ કુટણીને ઇશારો કરી દો તો સાંજ સુધીમાં સેંકડો ખોળા કાઢશે. પરદેશી છે તેથી ઓળખાણ પિછાણ ન હોવાથી લોકોની હિંમત નહિ થતી હોય, પણ દોલત એવી માયા છે, કે તેની આગળ બધા આંધળા થઇ જશે. હાય અફસોસ હું પુરૂષ નથી! નહિ તો આંખો મીચીને તમારી પાછળ પાછળ આવત, પરંતુ બેગમ સાહેબ મને પસંદ કરત નહિ.

**આજમૂદા**—બેગમ સાહેબ તમને પસંદ ન કરત, એ તો તમે નવાઇની વાત કહી. તમને તમારા સ્વરૂપની કદર નથી. તમારા જેવાં સ્વરૂપવાન માણસો લાખોમાં નહિ તો હજારોમાં એક બે હોય છે. મારી બધી ઉમર એવા લોકોમાંજ ગઇ છે. જે તરફ દૃષ્ટિપાત થાય તે તરફ જાણે બગીચો ખીલી રહ્યો ન હોય! એવો સમય મેં લખનૌમાં જોયો છે; પણ હું ખુશામદ કરતી નથી સત્ય કહું છું, કે તમારા જેવું રૂપ જોવામાં આવ્યું નથી. તમારો રંગ ચંપાના ફૂલ જેવો હોવાથી ઘડપણ સુધી તમારૂં રૂપ જેવું ને

તેવુંજ રહેશે. જો કે તમારે ઓલાદ થઇ નથી, પણ તમે એવું દુઃખ સહન કર્યું છે કે ગમે તેવી રૂપાળી સ્ત્રી હોત તો પણ તે એવા દુઃખમાં કથળી જાત, પણ તમારા રૂપમાં એજ કારણથી વિષમતા થઇ નથી.

**આજાદી**—આ રંગને આ રૂપને આગ લાગે. એથી તો હું કાળી કોયલા જેવી, ઝાંખી, બેડોળ, પાતળી, દુબળી, ઠીંગણી ને બદસૂરત હોત પણ સૌભાગ્યવંતી હોત તો સારૂં. હવે આ રૂપને શું તાવીજ બનાવીને ગળામાં માદળીઆની પેઠે લટકાવું?

**આજમૂદા**—જ્યારે ખુદા કોઇને દોલત આપે તો તેને લાયક છે કે તેનો વ્યય કરીને બીજાને ફાયદો પહોંચાડે. રૂપ પણ એક દોલત છે. એના આજે સેંકડો ગ્રાહક છે. જેવી રીતે દીવાપર પતંગીઆં પડે છે તેમ તમારા સૌંદર્ય ઉપર સેંકડો માણસ ઝંપલાવવા તૈયાર થશે. આ સુંદરતાના પ્રતાપથીજ તમે દેવી થઇને બેસી શકો એમ છે. જો તમે પોતાને હાથે પોતાને ધૂળધાણી કરવા ઇચ્છો તો તેનો કંઇ ઉપાય નથી. સાંભળો બેન જગતમાં હમેશા રહેવું નથી, ને બીજો જન્મ લઇને અવતરવું નથી. કોઇ પ્રકારના ઉપાધિમાં ખુદા ફસાવી દે તો ઇલાજ નથી, બાકી મારો વિચાર તો એવો છે, કે જેટલા દિવસ જીવવું તેટલા દિવસ ચેનબાજી કરવી, મજા ઉડાવવી અને એશનો દારૂ પીવો જોઇએ: મરવું તો છેજ.

**આજાદી**—તોબા કરો તોબા. આ તમારા કેવા વિચાર છે? મરીને ખુદાને મોં પણ દેખાડવું છે કે નહિ?

**આજમૂદા**—અરે બેન કોણે જોયું છે? સૌ કહેવાની વાતો છે. મેં સારા સારા મોલવીઓને જોયા છે. શા માટે કોઇની એબ ખોલાવો છો! જેવી રીતે આકાશમાંથી તીડોનાં ટોળાં ને જમીનમાંથી કીડીઓના સંઘ ઉભરે છે તેમ આજે ભોપાળમાં મોલવીઓ ઉભરાઇ ગયા છે. તે બધામાં પવિત્રતા ને પરહેજગારી હાથીના દાંત "ચાવવાના જુદા ને દેખાડવાના જુદા" ની પેઠે છે. જો કોઇ ઘરડો ડોસો નવસેં ઉંદરડા પૂરા કરીને ગરીબ

મીનીબાઇ બન્યો હોય તો તેની વાત જવા દો. એટલી ઉમરે પોંહોંચ્યા પછી તો બધી ગુણિકાઓ પણ અર્ધી રાતની નમાજ પઢે છે.

**આજાદી**—હું કહું છું કે મોલવીઓની દલીલ રજૂ ન કરો. તેઓ ગમે તો ઘરડા હોય કે જુવાન. ફલાણો માણસ આ કામ કરે છે માટે તે સારૂં, ને નથી કરતો માટે નઠારૂં એવો સર્વમાન્ય નિયમ !હોઇ શકે નહિ, પણ ખુદારસૂલના હુકમ પ્રમાણે સારૂં કે નઠારૂં નક્કી થાય છે.

**આજમૂદા**—દુન્યાની મજા પણ ખુદાએજ બનાવી છે. વળી જેવી બીજાની વલે તેવી આપણી પણ વલે. જો ખુદાની મરજી અમને તરસાવવાની હતી, તો પેદા શા માટે કર્યા ? આ વાત તો સમજમાં આવતી નથી કે ખુદા એટલા બધા માણસને નરકમાં નાખી પોતે બેઠો બેઠો તમાશો જુએ. એમ હોય તો તે ખુદા શાનો ? તે તો જાણે હોલાકુખાં. અમે તો એવા ખુદાની ખુદાઇથી ધરાયા !

**આજાદી**—ખુદા વિષે આવાં નાસ્તકપણાનાં વચનો તમે મારી આગળ ન ઉચ્ચારો. હું તો સમજતી હતી કે ભોપાળમાં મોલવીઓની ઘણી સંખ્યા હોવાથી ત્યાં સારી દીનદારી હશે.

**આજમૂદા**—મેં તમને કહ્યું કે નહિ, કે કંઇ ન મળે તો બધી દીનદારી છે. જેની પાસે દોલત નથી, ખાવા અન્ન નથી, પહેરવા વસ્ત્ર નથી, અથવા જેઓ વૃદ્ધ થઇ કબરમાં જાણે પગ લટકાવીને બેઠા હોય તેઓ દીનદાર ન બને તો જાય ક્યાં ? ભોપાળની શી વિશેષતા છે ? ગરીબગરબાં, કંગાલ, ભીખારી, નાદાર, ઘરડાં ને નકામા માણસો બધી જગાએ દીનદાર હોય છે ! તેવી રીતે ભોપાળમાં પણ છે. પણ જેની પાસે ધન ને શક્તિ છે તેઓના દિવસો તો ઇદના દિવસની પેઠે ને રાત શબેબરાતની પેઠે જાય છે. એક કવિએ કહ્યું છે કે.

દોહરા.

વહાલાં સંગે રાત ને, દહાડે મધનો જામ;<br>
ભવિષ્યની જાણે ખુદા, અહીંતો છે આરામ.

**આજાદી**—તો શું તમારો અભિપ્રાય એવો છે, કે હું પણ એવીજ રીતે જિંદગી ગુજારૂં ?

**આજમૂદા**—બેશક જ્યારથી મેં તમારૂં નામ સાંભળ્યું હતું ત્યારથી સ્વાભાવિક રીતે તમારી મહોબત મારા દિલમાં ઉત્પન્ન થઇ હતી. હવે મેં તમને નજરે નજર જોયાં તો તમારૂં રૂપ મને એવું વહાલું લાગ્યું કે જો તમે મરદ હોત, તો જે ચાહત તે કરત, તો પણ હું તમારો પીછો છોડત નહિ. તમે પોતાની આશિક સ્ત્રીને ન સાંભળી હોય તો જુઓ હું પોતે બેઠી છું.

**આજાદી**—આ તમે કેવી ઇશારા ઇશારામાં વાતો કરો છો? તમે મને લખનૌ કે ભોપાળની નિર્લજ સ્ત્રી તો સમજ્યાં નથી ?

**આજમૂદા**—તમે સાંભળ્યું હશે કે ઇસ્કના નામથી ગધેડે ખેતર ચરવાનું છોડી દીધું હતું, ને તમે તો હમણાથી ગુસ્સે થાઓ છો એ શું? મારી ભોળી બેગમ ! કસ્તુરીની સુગંધ ને રૂપનો પ્રકાશ સાત પરદામાં છુપાવવાથી પણ ગુપ્ત રહેતાં નથી. તમે પરદામાં બેઠાં છો તેથી તમને ખબર નથી, પણ હું તો એજ શોધમાં ફરૂં છું. પંદર વીશ જણા તો જો તમે ન મળો તો ઝેર ખાવા તૈયાર બેઠા છે. મારી આ વખતની વાત યાદ રાખજો કે તમે ગમે તેટલું ચાહશો તો પણ લોક તમને નિરાંતે બેસી રહેવા દેનાર નથી.

**આજાદી**—કોઇની શી તાકત છે કે મારી તરફ જુએ ! હું તેની આંખો ફોડી નાખું. એકાદનું નામ તો લો.

**અજમૂદા** એક તો ખાજા મુસ્તાકજ છે, જેને તમે સારી પેઠે જાણો છો. તેથી મારે ઓળખાવવાની જરૂર નથી. તે પ્રથમથી તમારી પાછળ ગાંડો થયો છે. તેજ કારણથી તમારા પિતા સાથે એણે સંબંધ રાખ્યો હતો, ને તમારા પિતાએ તો એને આશા પણ આપી હતી. પણ મોલવી મુસ્તજાબની તકદીર તમને ઉપર ઉપરથીજ ઊડાવી લઇ ગઇ, ને એ મોં જોતો રહી ગયો. એ દુઃખથી એ દેશપરદેશ ને જંગલેજંગલ રખડયો, ને પછી

એવો માંદો થયો કે લોકોએ એના જીવવાની આશા છોડી દીધી. તમારા સ્વામીનું મરણ સાંભળીને એ જીવતો રહ્યો. એને માટેજ હું ભોપાળથી દિલ્હી આવી છું. પણ તપાસ કરવાથી ને તેની વાતો પરથી માલૂમ પડયું, કે તે ફકત તમારી આશા પર જીવે છે. આજે તમારી તરફથી એ નિરાશ થાય તો આપઘાત કરવામાં લેશમાત્ર પણ પાછો પડે એમ નથી. તેણે તમારી ધુનમાં ભોપાળની વાત સારી પેઠે સાંભળી પણ નહિ. વળી સાધારણ ચાહનારા તો અસંખ્ય છે. સવાર સાંજમાંજ તેમના સંદેશા તમારી તરફ આવશે. માટે તમે જો નિરાંતે બેસી રહેવાનું ચાહતાં હો તો એ બનવું અશકય છે. કેમકે એમાં કંઇ નવાઇની વાત નથી. ફળવાન ઝાડ હોય છે તો તેને પથરા મારવાનો દસ્તૂર છેજ. જ્યારે તમે કુંવારાં હશો ત્યારે પણ સગાઇની વાતો તો આવતીજ હશે, ને બધાને ત્યાં આવે છેજ. હાલ પણ એવોજ બનાવ છે, ફકત શબ્દોમાં ફેર છે. પહેલાં લગ્ન હતાં ને હવે પુનર્લગ્ન છે.

**આજાદી**—ઠીક હું વિચાર કરીને તમારી સલાહ લઇશ.

**આજમૂદા**—એમાં મારી સલાહની શી જરૂર છે ? મારી સલાહ તો એજ છે કે તમે ને મુસ્તાક બંને મારી સાથે ભોપાળ ચાલો, ને ત્યાં પુનર્લગ્ન કરી લો. પણ મને ખાતરી છે, કે એ વાત તમે માનવાનાં નથી. તમારા લોકોમાં આ રિવાજ ઘણોજ નઠારો છે, કે વરકન્યા એક બીજાને સરેશની પેઠે ચોંટી રહે છે. હું ખાતરી પૂર્વક કહું છું કે અમારા લોકોમાં રહેવાથી તમારા એ વિચાર બદલાઇ જશે. મારો તો ઇરાદો હતો કે આજથી તમારી રજા લઇને ભોપાળ જતી રહું, પણ તમે કહો છો તો ખેર બે ચાર દિવસ હજુ રાહ જોઇશ.

**આજમૂદાની** મુલાકાત પહેલાં આજાદીએ પણ નક્કી કર્યું હતું કે હું રંડાપાની હાલતમાં રહી શકતી નથી. વળી બુદ્ધિ અને ધર્મ પણ એવીજ સલાહ આપે છે. તેથી એક રીતે કહીએ તો તે પુનર્લગ્નનો વિચાર નક્કી કરી ચૂકી હતી. એને ફકત એટલો વિચાર આવતો હતો કે વિધવાવિવાહ સશાસ્ત્ર છે, પણ એમ કરવાથી લોકોમાં આબરૂ રહેતી નથી. વળી દુન્યામાં

જોઇએ છીએ, તો ધનવાન નિર્ધનને, બચડવાળ વાંઝીઆને, ભણેલો અભણને ને રૂપાળો કદરૂપાને પણ અપમાનની નજરથી જુએ છે. શીળરક્ષણ માટે પુનર્લગ્ન કરવામાં આવે અને તેથી લોકોની નજરમાં હલકા ઠરે, તો એના જેવો જબરો જુલમ બીજો કયો કહેવાય? લોકો મૂર્ખ છે, ધર્મભ્રષ્ટ છે એ ખરૂં પણ એમને છોડીને હું શી રીતે જતી રહું! કેમકે "દસ નકટામાં એક નાકવાળો પણ નકટો" એ કહેવત પ્રમાણે એમની સાથે ગુજારો કરવોજ જોઇએ. વળી એક બે દિવસનું અપમાન હોય તો વેઠીએ શકાય આ કલંક તો એવું છે કે "પાડાનો વાંક ને પખાલીને ડામ" તે શી રીતે વેઠી શકાય?

---

## પ્રકરણ ૧૬ મું.

### આજાદી પર તેના ચાહનારાઓની ચડાઇ.

**આજમૂદાની** સાથે આજાદીની ત્રીજી મુલાકાત વખતે જે વાતચીત થઇ તેથી આજાદીનો વિચાર ફરી ગયો. પોતે રૂપાળી હોવા છતાં હું રૂપાળી નથી એવું એ સમજે એ તો અસંભવિત છે; પણ આજાદીએ પોતાના રૂપની કીમત આજમૂદાના કહેવાથીજ જાણી એમાં તો શક નથી. જ્યારથી વિધવા થઇ ત્યારથીજ નહિ, બલ્કે જ્યારથી મોલવી મુસ્તજાબ ભોપાળ ગયા ત્યારથી કદી તેણે આરસી જોઇ ન હતી. આજે એણે દર્પણ સામે મૂકીને પોતાના વાળ દુરૂસ્ત કર્યા, લુગડાં બદલ્યાં ને હું પણ એક રૂપાળી સ્ત્રી છું એમ સમજી. પરંતુ લોકો કહે છે કે "મેંના ગળા પર છરી" (અહંકારી માણસનું પરિણામ નઠારૂં આવે છે) તેવી રીતે આજે દર્પણમાં જોઇને વાળ ઓળવાથી અને લુગડાં બદલવાથી એને અહંકાર આવ્યો ને લોકોએ પણ પોતાની મરજી પ્રમાણે ટીકા કરવા માંડી. એક પાડોશી જોરથી શેર–કવિતા–ને ગજલો ગાવા લાગ્યો. એકે દરવાજા પર આવી દાસીને

બોલાવી, તે આવી, એટલે એક છોકરો તેના હાથમાં કાગળ આપીને અગિઆરા ગણી ગયો. દાસીએ કાગળ લાવીને આઝાદીને આપ્યો તો તેમાં ગ્રંથકર્ત્તાની આ ગજલ લખેલી હતી. ( ગુજરાતી તર્જુમો. )

**ગજલ.**

હાય શું જાણું હું, કે તુજમાં અસર છે કે નહિ;
મારી પ્રીતિની તને હાય ખબર છે કે નહિ ? ૧
મારી હાલતની ખબર તેને કહી આવત પણ;
તેની શેરીમાં હવા તારી ગુજર છે કે નહિ ? ૨
કયારથી સાંજ પડી છે, અરે મારા અલ્લાહ,
વિરહિણી રાતની દુન્યામાં ફજર છે કે નહિ ? ૩
આટલો જુલ્મ તમે યોગ્ય છો ધારો મુજ પર;
હે સનમ તમને ખુદાનો કંઇ ડર છે કે નહિ ? ૪
અમે તો તારી તરફ મોં કરી પઢીએ છે નમાજ;
કાબો કઇ બાજુએ છે, તેની ખબર છે કે નહિ ? ૫
અશ્રુનાં મોતી ઝવેરીને બતાવી પૂછું;
કીમતી તારી કને આવાં ગોહર છે કે નહિ ? ૬
હોય છે માણસો સૌ કામોમાં સંપૂર્ણ તમામ;
ભલા માણસ કોઇ તારામાં હુનર છે કે નહિ ? ૭
અમે સુધરાવતા તદ્દન કવિતાઓને નથી;
જોઇએ છે કે " જફર " જેવી અસર છે કે નહિ ? ૮
બારણે તેને પડયો છે જો તું રાત્રિદિવસ,
તારૂં રહેવાનું કોઇ પોતાનું ઘર છે કે નહિ ? ૯

**આઝાદી** બહાર આંગણામાં બેઠી હતી ને કોઇએ બહારથી કાગળની ગોળી વાળીને ફેંકી, તે ખોળામાં આવીને પડી. વાંચી તો ઇન્શા કવિની ટૂંકનો ગુજરાતી દોહરો હતો.

" કૂદી ભીંત ન આવું તો, મરદ ન મારૂં નામ;
તમને આવીને કરીશ, હું દંડવત પ્રણામ. "

લોંડી બજારમાંથી દહીંની દોણી લાવી, તેનાં પાંદડાંપર કંઇક લખ્યું હતું, જો કે બરાબર વંચાતું ન હતું પણ એવીજ કોઇ વાત લખેલી જણાતી હતી. લોટ ચાળતાં ચાળણમાંથી કાગળના કડકા નીકળતા હતા, ને ટપાલમાં નનામા કાગળો આવતા હતા. અર્થાત્ દરેક રીતે આજમૂદાના કહેવાની સત્યતા જણાતી હતી ( કેમકે એ કૃત્યો આજમૂદાનાંજ હતાં ). વળી એક એ નહિ પણ ઘણા માણસો એ કામમાં લાગેલા છે એવું જણાતું હતું. આજાદીને પોતાની આ હાલત જોઇને ખુદા યાદ આવવો જોઇતો હતો, પણ તેને ફિરઓન યાદ આવ્યો. કેમકે હજરત મૂસા (અ. સ.) ના શાપથી તેના જમણમાં દેડકીઓ ને વાળોમાં જૂઓ દેખાતી હતી. આજાદીની પણ એવીજ સ્થિતિ હતી. તે જ્યાંથી ધારતીએ ન હતી ત્યાંથી પણ કાગળો આવતા હતા.

આજાદીની પાસે થોડાજ દિવસમાં એટલા બધા કાગળો, રૂક્કા, ચિઠ્ઠીઓ, ગજલો ને શેરો–કવિતાની ટૂંક એકઠાં થયાં કે જો તેને છપાવવામાં આવત તો ખાસી દસ બાર ફર્માની કિતાબ થાત ને વળી હાથોહાથ વેચાઈ જાત, છતાં બીજી આવૃત્તિ કાઢતાં પણ મળી શકત નહિ; કેમકે આજ કાલ એ પ્રકારનાં પુસ્તકોનો વેપાર ધમધોકાર ચાલે છે. (૧) ગુલિસ્તાનના પાંચમા પ્રકરણમાં છે તેવી ઇશ્કની વાતો–નોવેલો વગેરે. (૨) ધર્મ સંબંધી ઝઘડાઓ. આજાદીએ એ બધા કાગળો એકઠા કરી રાખો મૂકયા હતા, ને મરતી વખતે તેણે વસીયતનામું (એનું વર્ણન આગળ આવશે.) કર્યું તે વખતે તે કાગળો અમારા કબજામાં આવ્યા, જે અદ્યપર્યંત સુરક્ષિત છે. તે કાગળોમાંથી એક કાગળ અમને બહુજ પસંદ આવવાથી તેની નકલ નીચે ઉતારીએ છીએ. તેમાં દસ્તૂર પ્રમાણે ક્ષેમકુશળતા ને સલામ પ્રણામ હોવાં જોઇએ તે ન હતાં. લખનારે એકદમ લખવા માંડયું હતું.

" જો હું તમને સાધારણ સ્ત્રીઓના જેવી સ્ત્રી જાણતો હોત, તો આ લખવાની હિંમતજ કરત નહિ. કેમકે હું સારી પેઠે જાણું છું, કે સાધારણ બાઇડીઓના વિચાર સામાન્ય રીતે ઘણી વાતોમાં અને વિશેષ કરીને

દંપતીના અન્યોન્ય સંબંધ વિષે બેહૂદા ને હસનીય હોય છે. હું સ્ત્રીઓના લજ્જાળુ સ્વભાવનાં ઘણાં વખાણ કરૂં છું ને તેમના એ ગુણને માનની નજરથી જોઉં છું, ને જે એનું ખંડન કરે તેને કમજાત ગણું છું. લાજ એ સ્ત્રીની સુંદરતાની શોભા, ખૂબસૂરતીની રોનક, શીળની રક્ષણકર્ત્તા, પવિત્રતાની ઢાલ, વફાદારીની જામિન, પ્રતિષ્ઠાનો મેડલ, ભલમનસાઇનું લક્ષણ, ખોટાખરાની કસોટી, સારા નઠારાની પીછાણ, ગૃહસ્થાશ્રમની મજા, બચડવાળપણાની મીઠાશ, અન્યને માટે ઈમાનનો વિભાગ ને ખુદ સ્ત્રીઓ માટે માણસાઇની દલીલ છે. જે સ્ત્રીમાં લાજ નથી તે એવું દર્પણ છે કે જેમાં સફાઇ નથી, એવું મોતી છે કે જેમાં આબ નથી, એવું ફૂલ છે કે જેમાં સુગંધ નથી ને એવી ફ્રીત છે કે જેમાં ચળકાટ નથી; પણ સ્ત્રીઓએ અયોગ્ય શેખીમાં આવીને લાજને એટલી બધી વધારી દીધી છે, કે હવે તે એબથી પણ વધારે ખરાબ જણાય છે. જ્યાં સુધી તલ પોતાની હદ પ્રમાણે હોય છે, ત્યાં સુધી શરીરને શોભા આપે છે, પણ વધીને મોટો થાય છે તો મસો ગણાઇ તેને કાપી નાખવામાં આવે છે; કેમકે પછી શોભાને બદલે ખામી ગણાય છે. હદથી વધારે લજ્જાળુપણાએ સ્ત્રીઓને યોગ્ય સુખ ભોગવવાથી બેનસીબ રાખી છે. દરેક સારૂં કામ કરવાની લાયકાત ખુદાએ તેમને આપી છે, છતાં તેમને સારૂં કામ કરતાં રોકવામાં આવે છે. બલ્કે પુરૂષોના હાથે તે એવી લાચાર બની ગઇ છે કે હવે સ્ત્રીઓ ફકત પુરૂષને વાપરવા લાયકની એક વસ્તુ ને ઘરધંધાના કામોમાં તેની સલાહકાર ને ભાગીએણુજ ગણાય છે. પરણવા વિષે સ્ત્રીઓની લાચારી એટલી બધી વધી ગઈ છે, કે તેમનામાં ને આફ્રિકાના ગુલામોમાં કંઇ ફેર રહ્યો નથી. માલિકની જ્યાં મરજી હોય ત્યાં જેમ તેઓ પોતાના લોંડીગુલામોને વેચી શકે છે, તેમ માબાપ ને વાલીઓ જ્યાં પોતાની ઇચ્છા હોય ત્યાં દીકરીને પરણાવી દે છે. એથી વધારે જુલમ ને અન્યાયીપણું બીજું કયું હશે, કે જે પુરૂષની સાથે સ્ત્રીએ આખો જન્મારો કાઢવાનો છે તેને તે કંઇ કહી શકતી કે અભિપ્રાય આપી શકતી નથી. તેથી અમારા દેશનાં લગન આંધળાંની લાકડી જેવાં છે જો લાગી તો ઇનામ કે બદલો નહિ તે ન લાગી તો બડબડાટ કે ફર્યાદ નહિ. વળી સૌથી

વધારે અફસોસ ને આશ્ચર્યની વાત તો એ છે, કે સ્ત્રીઓને પોતાની નઠારી હાલતનું ભાન કે લાગણી નથી, તેથી એમના કલ્યાણની આશા પણ નથી. જો ભાન હોત, તો બૂમો પાડત, રોદડાં રડત, ને લાગણી હોત તો પોતાના હક માટે પ્રયત્ન કરત, ને તે માટે લડાઇ મચાવત. આ વાત સમજવાની પણ જ્યારે તમારામાં કાબેલિયત ન હતી ત્યારથી હું તમને ઓળખું છું. રમતમાંએ તમારી બુદ્ધિકુશળતા દૃષ્ટિગોચર થતી હતી. તમને તો યાદ નહિ હોય પણ મને એવા સેંકડો બનાવ યાદ છે. જેથી સાબિત થતું હતું કે ખુદાએ તમને દૃઢ મન ને સમજદાર બુદ્ધિ આપેલી છે. અયોગ્ય વાતની હઠ કરતાં અથવા નાહક તકરાર કરતાં મેં તમને જોયાં નથી. તમે બાળક હતાં તેથી કસૂર તો થતી પણ તે તરત તમે માની દેતાં હતાં. તેથી એમ જણાતું હતું કે તમારી હિંમત જબરી, સ્વભાવ દૃઢ ને નિસ્પૃહી છે. તમે એક વખતે તમારા પિતાનો એક મોટો ને અગત્યનો સરકારી કાગળ બગાડી નાખ્યો હતો. તે પછી તમે ઘરમાં ગયાં ને અહીં તેની શોધખોળ થવા માંડી. તમારા પિતા નોકરો પર ઘણા ગુસ્સે થયા. કેટલાકને બરતરફ ને કેટલાકનો દંડ કરવાની તૈયારીમાં હતા. તેવામાં તમે બહારથી આવ્યાં ને આવતાંજ પાથરણાની નીચેથી તે કાગળ કાઢીને ખાજા આજાદના હાથમાં આપ્યો. તમે એ કાગળને ફાડયો ન હતો, બાકો બધી રીતે તેને ખરાબ કરવામાં કચાશ રાખી ન હતી. તે પછી તમારા ને તમારા પિતા વચ્ચે જે વાતચીત થઇ તે મને અક્ષરશ: યાદ છે ને મરણ પર્યંત યાદ રહેશે.

**ખાજા સાહેબ**—આજાદી આ તમે શું કર્યું ?

**તમે**—એ પૂછવાની કંઇ જરૂર નથી. જે કર્યું તે તમારી સામે મોજૂદ છે.

**ખાજા**—તમે નથી જાણતાં કે મારા મેજ પર સરકારી કાગળ પડયા રહે છે ?

**તમે**—સરકારી કાગળોની તો મને પીછાણ પડતી નથી, પણ હા એટલું જાણું છું કે મેજ પર કાગળ પડી રહે છે.

**ખાજા**—તો તમે પૂછ્યા વિના મારા મેજની પાસે કેમ ગયાં ?

**તમે**—એટલા માટે કે તમે કોઇ વખતે ત્યાં જવા માટે મના કરી ન હતી.

**ખાજા**—મારા મેજ પાસે તમારૂં કામજ શું હતું ?

**તમે**—જે કામ હતું તે લાવીને તમારા હાથમાં આપ્યું છે.

**ખાજા**—હવે તમે કહો કે એને હું શું કરૂં ?

**તમે**—જો તમે બીજીવાર ગુસ્સે ન થાઓ તો હું કહું છું કે એ કાગળ ફરી મારા હાથમાં આપો. હું તેના ઉપર બીજી પણ લીટીઓ દોરી આપું. એ કાગળ સારો ગ્લેજ હોવાથી એના ઉપર લેખણ ખૂબ ચાલે છે. ( એ સાંભળીને સૌ ખડખડ હસી પડયાં ને ખાજા સાહેબ પણ હસવા લાગ્યા. )

**ખાજા**—અફસોસ ! આજાદી, તમે આ વખતે નથી જાણતાં કે તમે મારૂં કેવું ભારે નુકસાન કર્યું છે ?

**તમે**—બેશક હું જાણતી નથી, ને નથી જાણતી એ ખુશીની વાત છે, અફસોસની વાત નથી, જો જાણી જોઇને નુકસાન કર્યું હોત, તો અફસોસની વાત હતી.

**ખાજા**—હવે સાહેબ પૂછશે તો હું શો જવાબ દઇશ ?

**તમે**—તમે મારૂં નામ લેજો.

**ખાજા**—તમને સાહેબની બીક લાગતી નથી ?

**તમે**—હાકેમને તો લોકો માબાપ કહે છે, માબાપથી કોઇ ડરે છે ?

**ખાજા**—ભાઇ અમે તો ડરીએ છીએ.

**તમે**—તો આપ તેમની કંઇ કસુર કરતા હશો.

**ખાજા**—બસ આજ કસુર. જેવી રીતે આ કાગળ બગડી ગયો તેવીજ બીજી પણ.

**તમે**—એમાં શું બગડી ગયું છે ? છાપેલો કાગળ છે. મેં હિંદુસ્તાની શાહી ને કલમથી ખાલી જગામાં લીટીઓ દોરી દીધી છે. લાવો હું એના ઉપર પાણી રેડી દઉં તેથી સાહી ધોવાઇ જશે.

છેવટે એ પ્રમાણેજ કર્યું, ને કાગળ પહેલાં કરતાં પણ વધારે ધોળો થઇ ગયો. પછી ખાજા આજાદે પૂછ્યું, વારૂ આજાંદી તમે કાગળને પાથરણા નીચે સંતાડયો શા માટે હતો ? તમે કહ્યું કે સંતાડયો ન હતો, પણ પાથરણાનો છેડો વાળીને તેની ઉપર ઢાંકી દીધો હતો, કે તેને લાગેલી ધૂળથી લીટીઓ સુકાઇ જાય. એવામાં કોઇએ મને બોલાવી તેથી હું ઘરમાં જતી રહી.

એવી એવી તમારી ઘણી વાતો મને યાદ છે, અને એથીજ હું તમારા બચપણથી તમારી વાતો પર ફિદાફદા થઇ ગયો છું. લોકો સુંદરતા જોઇને ફિદા થાય છે, અને હું પણ થયો છું, પણ મારી પ્રીતિ સાર્થક હોવાથી સૌંદર્ય નાશ પામે, તો પણ વજ્રલેપની પેઠે ઓછી થવાની નથી ને બીજાઓની નિરર્થક હોવાથી ચિરસ્થાયી રહેવાની નથી. મેં એટલા માટેજ ખાજા સાહેબની સાથે સંબંધ રાખ્યો હતો. એ સંબંધ એટલો બળવત્તર હતો, કે જેઓ મને ઓળખતા ન હતા, તેઓ મને ખાજા સાહેબનો દીકરો સમજતા હતા, ને હું તેમનો દીકરો થવાને રાજી પણ હતો. બલ્કે ખાજા સાહેબ મને વચન પણ આપી ચૂકયા હતા. પરંતુ તમને તમારા માબાપના મતભેદની ખબર છે. ફકત તમારા પિતાની હઠના કારણથી તમારાં માએ તમને મોલવી સાહેબ સાથે પરણાવી દીધાં. નિરાશાએ મારાપર જે અસર કરી તેનાં સાક્ષી જંગલ ને મેદાન છે. જેમાં હું મહીનાઓ સુધી ગાંડાની પેઠે ભટકયો છું. વળી શહેરના ડોકટરો ને હકીમો પણ મારા સાક્ષી છે કે જેમણે મને સાધારણ માંદા જેવો માંદો સમજીને પોતાનો વખત ને મારો પૈસો બગાડયો છે. અર્થાત આટલા બધા દિવસ મારા ઉપર અંતકાળ જેવા ગયા છે. આટલુ બધું દુઃખ પડયા છતાં હું કેમ મરી જતો નથી, એનો મને વિચાર થતો હતો; પણ ખુદાનું કોઇ કામ હિકમત વિનાનું હોતું નથી. હવે મને મારા ન મરવાનું કારણ સમજાયું, કે તમે વિધવા થવાથી તમારી સાથે પુનર્લગ્ન કરી શકું માટે મને ખુદાએ જીવતો રાખ્યો છે. અને એ ફતેહમંદીની પુરી કીમત હવે મને જણાઈ છે. હવે મારી ધારણા પાર પડવાની મને પુરી ઉમેદ છે. પહેલાં તમારાં જે લગ્ન થયાં હતાં, તે બીજાના મરજી પ્રમાણે, બલ્કે

ફક્ત તમારી માની મરજી પ્રમાણે થયાં હતાં, ને હવે તમારી મરજી પ્રમાણે થશે. તે વખતે બીજાના અભિપ્રાયનું પ્રબળ હતું, ને આ વખતે તમારા વળણનું જોર ચાલશે. તે જાણે અબ્દાલો ( ફદાલી–દફાલી. ગાઇને માગનાર એક જાતના મુસલમાન ફકીર. તેઓ દફ ને એક રબાબ રાખે છે, ને મિજરાબથી વગાડે છે ) નું ગાવું હતું ને આ ગવૈયાઓનું ગાવું થશે. તે બાળકોની રમત હતી ને આ શિકારીનું સચોટ નિશાન થશે, તે અજ્ઞાનીઓની દોડધામ હતી, અને આ જાણીતાની સફર રૂપ થશે. એક રીતે જોતાં આ વખતે તમને પહેલાં કરતાં વધારે અનુકૂળતા છે; કેમકે આ વખતે પહેલાં જેટલું બંધન નથી. આ વખતે તમે જેટલી ચાહો તેટલી દખલ દઇ શકો, આ વખતે તમારા પર જે આફતો આવવાની છે તે ગુપ્ત રાખું અથવા ઓછી દેખાડું તો એક પ્રકારનો અયોગ્ય સ્વાર્થ ગણાશે. તમે પુનર્લગ્ન કરવાનું નક્કી કરી ચૂક્યાં છો એ સાંભળીને મને સંતોષ થાય છે, કેમકે તમારી સ્થિતિ પુનર્લગ્નને અનુકૂળ છે, એવો તમે ફેસલો કરી લીધો છે. પરંતુ અભિપ્રાય ને ઇરાદાની વચ્ચે તથા ઇરાદા ને કર્તવ્યની વચ્ચે ઘણું અંતર છે. માણસ પર ઘણી જાતનાં દબાણ છે. ધર્મનો, બાદશાહનો, ધર્મના પ્રતિષ્ઠિત માણસોનો, સંગાથનો, કેળવણીનો ને દેશના રીતરિવાજનો તે તાબેદાર છે. પરંતુ આટલા બધા દબાણોમાંથી તમે ફક્ત રીતરિવાજનાજ દબાણમાં છો એમ તમે માનો છો તે સત્ય છે. એ દબાણ પણ કસ્બાતીઓમાં છે તેવું સખ્ત નથી. ખુદા મોલવીઓને સારો બદલો આપે કે તેમણે વિધવાવિવાહ ચાલુ કરવામાં કોશિશ કરી કે જેથી શહેરોમાં પહેલાં હતો તેટલો અથવા કસ્બાઓમાં હાલ છે તેટલો તિરસ્કાર રહ્યો નથી. જો કે વિધવાવિવાહ એ અપશબ્દ નથી પણ સાધારણ રિવાજ ન હોવાથી એકંદરે અપમાનની નજરથી જોવાય છે ખરો. તમારૂં મોસાળ મોલવીઓમાં હોવાથી મને આશા હતી કે તેઓ તમને તમારા આ કામમાં સહાય કરશે. પરંતુ મને અફસોસ થાય છે કે તમારા પિતાના કુટુંબીઓ ને માના કુટુંબીઓમાંથી કોઇ આ માન મેળવી શક્યો નથી. તેથીજ હું ધારૂં છું કે જો કોઇ તમને રોકશે નહિ તો વિધવાવિવાહ માટે ઉત્તેજન પણ આપશે નાહિ. વળી મામલો નાજુક છે, ને એવા

મામલામાંજ માણુસ બીજાની સલાહનો આશરો લે છે. તમને સ્ત્રીઓ વિના બીજું કોઇ સલાહ આપનાર નથી, ને સ્ત્રીઓમાં સલાહ આપવાની લાયકાત નથી; માટે તમારે કરવાનું કામ પોતાની સલાહ પ્રમાણેજ કરવું જોઇએ. આ બનાવ સંકીર્ણ નથી, એટલું સારૂં છે. ધર્મ, અક્કલ ને સ્થિતિ એ ત્રણ વાતો અનુકૂળ છે, અને રીતરિવાજ પ્રતિકૂળ છે. જો કે રંડાપાનાં તમામ દુઃખો તમે વેઠયાં નથી, છતાં જેટલાં વેઠયાં છે તેટલા ઉપરથી તમને ખબર થઇ હશે કે વૈધવ્ય એ કેવું જબરૂં દુઃખ છે, ને એમાં કેટલી બધી સ્ત્રીઓ ફસાએલી છે. તેથી જો તમે પુનર્લગ્ન કરશો તો ફકત તમારૂંજ દુઃખ ટાળશો એમ નથી, બલ્કે સેંકડો હજારો વિધવાઓનાં દુઃખો પણ ટાળશો. એ બીચારીઓ તમારા જેવા આગેવાનનીજ રાહ જુએ છે. તમે કિતાબોમાં વાંચ્યું ને વાઅઝોમાં સાંભળ્યું હશે, કે જે માણસ પેગંબર સાહેબ (સ. અ.) ના મૃત રિવાજને જીવતા કરે તેને પોતાના એ સારા કામનો બદલો મળવા ઉપરાંત કિયામત સુધી એ રસ્તે ચાલનારા લોકોને મળેલા ફાયદા બદલનું પણ પુણ્ય મળશે. માટે આ દુર્લભ જોગ તમને મળ્યો છે તો એનો લાભ લેવા બુદ્ધિ ને હિંમતથી આગળ પડી કામ કરો, ને આ મોટા પુણ્યને જવા ન દો. કોણ જાણે આ દુર્લભ પુણ્ય લેવાનું તમારા નસીબમાં નિર્માણ થએલું હોય, અને તેથી ખુદાએ તમને રંડાપો આપ્યો હોય!

છેવટે હું તમારૂં લક્ષ મારી તરફ પણ ખેંચું છું. જો તમે પુનર્લગ્ન ન કર્યું અથવા કર્યું તો મારા વિના બીજા સાથે કર્યું તો હું આપઘાત કરીને તમને ને આખા જગતને સાબિત કરી આપીશ, કે મારી માગણી કૃત્રિમ ન હતી પણ સાચી હતી. હું આ પાકીટમાં મારા નામનું કવર બીડું છું, ને મેં પોસ્ટમેન સાથે પાકો બંદોબસ્ત કર્યો છે, કે આ નામનો કાગળ બીજાને હાથ જાય નહિ. તેથી તમારે ખાતરી રાખવી, કે તમે મને જે કંઇ લખશો તેની બીજાને જાણ થશે નાહ, વળી હું મારા આ કોલકરાર માટે ખુદાને જામિન આપું છું.”

આજાદીએ હવે વિચાર કર્યો, કે દહાડો ઊગે છે, ને રંડાપાની એક

નવી મુસીબત મારા ઉપર પડે છે એ શું? જેના ધણી ઘેર છે, તેની તો વાત જવા દો, પણ જેના સ્વામીઓ પરદેશમાં છે, તેમની સ્ત્રીઓ શું માથું નથી ઓળતી, લુગડાં નથી બદલતી, પુષ્પ ને બંગડીઓ નથી પહેરતી, મેંદી નથી મૂકતી કે બનાવ શણગાર નથી કરતી? તેમને તો કોઇ કંઇ કહેતું નથી. મેં જરાક દર્પણમાં મોં જોયું એટલામાં બધે વાતો થવા લાગી. આવા બળાત્કારનો હું શો ઉપાય કરૂં? મોં પર કીચડ લગાડું, કે હિંદવાણીઓની પેઠે કેશવપન (માથું મૂંડાવવું) કરાવું તો બચી શકું ખરી. એવું તો મારાથી થયુંએ નથી, ને થવાનુંએ નથી. લોકો મારા ઉપર ગમે તેટલો વહેમ કરે તો ભલે કરે. આ પુરૂષોને શું થયું છે? નાહક કોઇને ફજેત કરવી એ સારી વાત છે? વિવાહ પણ થાય છે, ને પુનર્લગ્ન પણ થાય છે; પણ આવી વાત તો કોઇ ઠેકાણે સાંભળવામાં આવી નથી. હવે તો કોઇનો આશરો લીધા વિના આ ફજેતી મટવાની નથી. જો ખરેખર હું રૂપાળી છું તો એ રૂપ રંડાપાના કારણથી આવ્યું નથી. પહેલાં પણ હું રૂપાળીજ હતી. પરંતુ તે વખતે હું પરણેલી હોવાથી કોઇની હિંમત થતી ન હતી. હવે જોયું કે કોઇ એનો મુરબ્બી નથી તેથી ધાંધલ મચાવવા માંડયું છે. ખરૂં પૂછો તો એમાં એ લોકોની કસૂર નથી પણ મારી છે. આજે જો હું કોઇની થઇને રહું તો આ ગડબડ મટી જાય, પણ એટલી બધી ઉતાવળ શી રીતે કરી શકું? મોંચી કહેવું સહેલું છે પણ કોઇના થઇ રહેવું એ અઘરૂં છે. પહેલી વખતનો મામલો જુદો હતો. તે વખત હું પારકા વશમાં હતી. હવે વખત જુદો છે. ગએલી આબરૂ પાછી આવે નહિ. મને નઠારૂં કહેનાર દસ જણા ને સલાહકાર હું એકલી. માણસમાત્રથી ભૂલ થાય છે. તે ધારે કંઇ ને થાય કંઇ. એથી તો પોતાનું નુકસાન ને પાડોશીઓને મન હસવું એવું થાય, ને લોકો મને જીવવા દે નહિ; માટે જો પુનર્લગ્ન કરીશ, તો પણ જોઇ વિચારીને કરીશ, કે કોઇ ઠપકો દઇ શકે નહિ. અહીં પાછી મારી અકલ મારી જાય છે ને સમજ પડતી નથી, કે જો મેં પુનર્લગ્ન કર્યું ને પાછો પ્રથમ જેવોજ મામલો બન્યો તો "ચાખ્યું નહિ, ખાધું નહિ ને નાહક જીવ ગયો" જેવો બનાવ બનશે. તેથી હું પુનર્લગ્ન કરૂં કે નએ કરૂં, ને કરીશ તો શું નરમ કાળીઓ છે કે ગટ

લઇને ગળી જઇશ ? શું કરૂં ! લાચાર છું. લોકો મને નિરાંતે બેસવા દેતા નથી. કાગળપત્ર ને ચિઠ્ઠીચપાતી આવે છે તે તો ખેર; પણ દીવાલ કૂદીને આવવાની જે ધમકી આપી છે તેથી તો રાત્રે નિદ્રા પણ આવતી નથી. અહીં એક કાળી બિલાડી છે, તે કોઇક વખત દીવાલ કૂદીને આવે છે, તો હું કલાકો સુધી ધ્રૂજું છું, તો રાતની વખતે બહારનો કોઇ અજાણ્યો પુરૂષ કૂદીને ઘરમાં આવશે તો હું તો નક્કી ડરીને મરી જઇશ. પરતુ અંગ્રેજી રાજ્યમાં એવું અંધેર થઇ શકે એમ નથી. એ ધમકી નથી, કવિત્વના વિચારો છે. છતાં બેચાર દિવસ અહીંથી બીજે ઠેકાણે જતી રહું તો સારૂં. એવો વિચાર કરી તેણે ચાકરડીને કહ્યું કે જાઓ ડોલી ભાડે કરી લાવો, હું જરા મારે પીએર જઇ આવું. તમે હુસ્યારીથી રહેજો, ને ઘર જાગવજો. એક માણસ બિછાનું લઇને આગળથી જાઓ. ડોલીની પાછળ દોડવાની કંઇ જરૂર નથી.



## પ્રકરણ ૧૭ મું.

### આજાદી પીએર જતી હતી પણ દૂતીએ ડોલી પોતાને ત્યાં ઉતરાવી લીધી.

આજાદી ડોલીમાં બેસી ગઇ, પણ શેરીમાંથી બહાર નીકળતાંજ તેને વહેમ પડયો. તેને એમ લાગ્યું કે ડોલી જાણે અજાણી છે, ને હું એમાં કદી બેઠી નથી. તેને ઉપાડનાર તો નક્કી જુદાજ છે. તેમના જેવી ચાલ ને તેમના જેવા હોંકારા જણાતા નથી, થોડી વાર પછી એને ડોલીનું મોં પણ બીજી દિશા તરફનું જણાયું; કેમકે એ ઘણી વખત પીએર ગએલી હતી તેથી એને દરેક વાતની અટકળ પડેલી હતી. પણ હવે તો તે લાચાર હતી. રસ્તામાં ખારવાઓ સાથે વાત કરી શકે એમ ન હતું, સાથે પોતાનો કોઇ માણસ ન હતો, ને વખત વધારે થઇ ગયો હતો તેથી "દાળમા કંઈ કાળું કાળું છે" એમ સમજવા લાગી. તેણે મનાં વિચાર કર્યો, કે જો રસ્તામાંજ ડોલીમાંથી કૂદી પડું તો કેમ? પણ તેને ખ્યાલ આવ્યો કે એમ કરવાથી ઓઝલ રહેશે નથી. બજારમાં માણસોની ઠઠ છે તેથી જો હું ખારવાઓને કંઇ પૂછીશ તો લોકો મારો અવાજ સાંભળશે ને તેમાં કોઇ મારો ઓળખીતો હશે તો મારી ફજેતી થશે. ધોળે દિવસે એ શું કરી શકવાના છે! એમ વિચાર કરી કંઇક શાંત પડી. ફરી તેણે વિચાર કર્યો કે ગમે તે ઠેકાણે પણ ખારવાઓ ડોલી ઉતારશે ત્યાં ગયા પછી સૌ થઇ રહેશે, હજુ ડોલી શેહેરની બહાર ગએલી જણાતી નથી. શહેરનોજ કોઇ વસ્તીવાળો આ લત્તો જણાય છે. પણ જો આ કરતુક કોઇ બદમાશનું હશે તો ઘણી વિટંબણા પડશે. શહેરના બદમાશો તો એવા ચાલાક છે કે મારી એકલીની તો શી ગણતરી કેમ્પમાંથી હાથી છોડીને લઇ ગયા હતા ને અંગ્રેજો શોધી શોધીને હારીને બેઠા. પોલિસનો મણ સવામણનો ઘંટ બેવડા ચોકી પહેરામાંથી ચોરો લઇ ગયા તેનો આજ સુધી પત્તો લાગતો નથી, ગએ વર્ષે લૉર્ડ સાહેબ

જામેમસ્જિદ જોવા અંદર ગયા તે વખતે બગીમાં શાલ મૂકેલી હતી, ને આવીને જુએ છે, તો મળે નહિ. પરંતુ જે ખરા બદમાશ છે, તે કોઇના શીલનો ભંગ કરતા નથી, થાપણ મૂકેલી વસ્તુ ઓળવતા નથી, ને કાલ માટે સંગ્રહ કરતા નથી એવી કેટલીક વાતો તેમનામાં સારી છે. એમની મંડળીમાં એ બાબતના કોલકરાર કરવામાં આવે છે. એવામાં ખારવાઓએ ડોલી ઉતારીને નીચે મૂકી.

આજાદીએ પરદામાંથી જોયું તો એક નાનું મકાન નજરે પડ્યું. તેને ચાર પાંચ ખાટલા વળે એટલું આંગણું હતું. એ આંગણામાં ડોલી મૂકેલી હતી. એક તરફ લાકડાનો કઠેરો કરી પરશાળ બનાવેલી હતી. જેમાં આજેજ પાથરણું પાથરેલું હોય એમ જણાતું હતું. પરશાળની પાસે કોટડી હતી ને તેનાં બારણાં બંધ હતાં. બહાર કોઇ માણસ જણાતું ન હતું. કોટડીની અંદર કોઇ સંતાઇ બેઠું હોય તો કોણ જોણે. મકાનની સ્થિતિ જોતાં એમાં કોઇનો વાસ હોય એમ જણાતું ન હતું. તો પછી શા કારણથી આજે પુંજો વાળીને પાથરણું પાથર્યું હશે, તે વિચારમાં હતી. હવે આજાદીને ખાતરી થઇ કે કોઇએ ખારવાઓની સાથે ગોઠવણ કરીને મારી ડોલી આ અજાણે ઠેકાણે ઉતરાવી લીધી છે. હવે તેણે નાસી જવાનો વિચાર કરવા માંડ્યો. પણ પાસે બુરકો કે ચાદર હતાં નહિ, ને પોતે કયે ઠેકાણે છે તેની પણ ખબર ન હતી, તેમજ કયા લોકો અહીં રહે છે તે પણ જાણતી ન હતી.

ઉતાવળમાં એને બીજી તો સમજ ન પડી પણ ઝટ ડોલીમાંથી ઉતરીને અંદરથી ડહેલાને ને બહારથી કોટડીને સાંકળો દઇ દીધી, કે બહારથી કોઇ અંદર આવી શકે નહિ, ને કોટડીમાંથી કોઇ નીકળી શકે નહિ. તે પછી કાન દઇને વાતો સાંભળવા માટે ડહેલાના બારણાને અઢેલીને ઉભી રહી. તેને બેચાર માણસ શેરીમાં આવતાં જતાં દેખાયાં. પણ કોઇને બોલાવવાની હિંમત પડી નહિ. એવામાં એક ભંગીયણ એકલી જતી દૃષ્ટિએ પડી. તેને બોલાવી. તે આવી એટલે બારણાં ઉઘાડી અંદર લીધી. બંનેએ એક બીજાંને ઓળખ્યાં. આજાદીએ કહ્યું અરે સુભાગી તું અહીં ક્યાંથી ?

સુભાગી ( ભંગીયણ ) બીબી, અલ્લાહરસૂલ તમને જાળવે, ખુદા કરે તમારા મિત્રો રાજી ને શત્રુ પાયમાલ થાય. બીબી સાહેબ આ કંચનીગલીમાં ( ફળીઆનું નામ ) મારૂં સાસરૂં છે ત્યાં આવે મને તો બબે મહીના થઇ ગયા. મારી માતો મજેમાં છે ને ? રોજ જાઉં જાઉં કરૂં છું પણ કામમાંથી નવરાશ મળતી નથી. તમારાં ખાસડાંના પ્રતાપે ફળીઆં ઘણાં હોવાથી ગ્રાહકો વધારે છે, તેની સાથે મ્યુનિસિપાલેટીવાળા ચેન લેવા દેતા નથી. વળી જરા જરા જેટલી વાત પણ પોલિસમાં જાહેર કરવી પડે છે, એ કારણથી હું નવરીજ થતી નથી. બીબી સાહેબ ખુદા તમને સુખી રાખે આ ઠેકાણું તમારા લાયક નથી.

**આજાદી**—કેમ શા માટે ? કંઇ હકીકત તો કહે.

**સુભાગી**—છલાવા નામે એક બદનામ દૂતી છે તેણે આ ઘર લઇ રાખેલું છે. હમેશા તો બંધ રહેતું હતું આજેજ કોણ જાણે કેમ ઉઘડયું છે. એ કુટણી ઉપર ખુદાનો ગજબ પડે, તમારે એનો કયાંથી સંબંધ થયો ?

આજાદીએ આજમૂહાનું આવવું, ખાજા મુસ્તાકનો સંદેશો લાવવો, લોકોનું ધાંધલ, ગભરાઇને પોતાને ઘેર જવું, ભૂલથી અહીં આવી પડવું ને કોટડી તથા ડેહેલાને સાંકળો દેવાની બધી હકીકત કહી સંભળાવી. તે સાંભળીને સુભાગી બોલી.

**સુભાગી**—બેશક આ બધું કામ તેજ કુટણીનું છે. તે ઘણીજ લુચ્ચી છે. હું તેને સારી પેઠે ઓળખું છું. એણે જેટલા છાપા માર્યા છે તે બધાની મને ખબર છે. વળી હું સત્ય કહું છું, કે મેં એના પ્રતાપે ઘણુંક કમાયું છે; કેમકે જો તે અમારી સાથે મેળાપ ન રાખે તો તેનું કામ એક દિવસ પણ ચાલે નહિ. પણ તેણે તમારી સાથે દગો કર્યો, એ ઘણુંજ અયોગ્ય કર્યું. હું જરા પણ જાણત તો એને એમ કરતાં રોકી રાખત. હવે જો તમારી અહીંથી નીકળી જવાની મરજી છે તો ઘણા રસ્તા છે. છલાવા ઘણી ચાલાક છે, તેણે બધા પોલિસવાળાઓના પગાર બાંધી આપ્યા છે. પણ હાલમાં જે ફોજદાર છે તે ઘણોજ ચોકખો ને પવિત્ર નિશાનો માણસ છે. કોઇની

પાસેથી એક પાઇ પણ લેતો નથી. એ ઘણી મુદ્દતથી છલાવાના દાવમાં છે પણ હજુ તે એના કાબૂમાં આવી નથી. "સો દિવસ ચોરના તો એક દિવસ શાહનો." ખુદા જાણે આજે એણે આ કેવો ગજબ કર્યો. જો ફોજદારને ખબર પડશે તો તે છલાવાને છોડવાનો નથી. બેડીઓ ઠોકી દેશે, દંડ કરશે, કે કાળું મો કરીને શેરીએ શેરીએ ફેરવી સાદ પડાવશે, જે નહિ કરે તે થોડું.

આ તરફ આજાદી ને સુભાગીમાં વાતો થતી હતી ને પેલી ગમ કોટડીનાં બારણાં ઉઘાડવા કોઇ મથતું હતું. વાતોની લેહમાં કોટડીના ખડખડાટ તરફ બંનેનો નજર ગએલી પણ અંદર બિલાડી હશે એમ ધારીને લક્ષ નહિ આપેલું. હવે બંને નવરાં થયાં તો તેમણે જોયું કે બિલાડી બંધ થઇ ગઇ હોય એમ જણાતું નથી. કેમકે અંદરથી કોઇ માણસ સાકળ ખખડાવે છે, એમ જણાતું હતું. હવે સુભાગી બોલી.

**સુભાગી**—બીબીજી બધો મુદ્દો આ કોટડીમાં છે. તમે ઘણીજ ચાલાકી કરી કે આવતાંજ એને સાંકળ ચડાવી. નહિ તો મહા મુસ્કેલ થાત.

**આજાદી**—સુભાગી હું તને શું કહું ! મકાન જોતાંજ મારા શરીરમાં તો કંપારી છૂટી હતી. મેં તો બૂમ પાડીને નાસી જવાનો પણ વિચાર કર્યો. પણ અજાણ્યું ફળીઉં હોવાથી ને મારી પાસે ચાદર કે બુરકો ન હોવાથી તેમ કરી શકી નહિ. વળી ભૂમરાણ થવાની પણ ધાસ્તી હોવાથી તેમ કર્યું નહિ એવામાં ખુદાએ મને સુમતિ આપી, કે મેં અંદર બહાર સાંકળો દઇ દીધી. બેશક તારૂં કહેવું સત્ય છે. બધો ફસાદ આ કોટડીમાંજ છે. હવે તારી શી સલાહ છે ?

**સુભાગી**—જો તમે કહો તો હું ફોજદારને બોલાવી લાવું. તેથી આ મહેલ્લામાંથી સદાને માટે પાપ જશે. ફોજદારને તો છલાવાના નામની ચીડ છે. ઘણી વખતે મને પણ કહી ચૂક્યો છે, કે તું છલાવાથી મળેલી છે, ને તેની એબ છુપાવે છે. ખેર કોઇ દિવસ તો મારે હાથ ચડીશ. હું આજની

વાત કહીશ તો ફોજદાર ઘણો રાજી થશે, બલ્કે મને સરકારમાંથી ઇનામ પણ અપાવે તો આશ્ચર્ય નથી.

**આજાદી**—પણ સુભાગી હું મારૂં નામ જાહેર કરવાનું ઇચ્છતી નથી. એની ચર્ચા થવાથી તો મારી પણ ફજેતી થાય !

**સુભાગી**—બદનામી તો છે, પણ હું ખારવાઓને બોલાવી લાવું છું. તમે ડોલીમાં બેસીને ચાલ્યાં જાઓ. હું સમજી લઇશ. એ મૂર્ખ મારા હાથમાંથી છટકી શકવાની નથી. પ્રથમ તો હું એની પાસેથીજ સારી રકમ પડાવીશ. પણ જો એ પોતાની આબરૂની પરવા ન કરતાં મને કંઇ નહિ આપે, તો આ કામ કરવાથી ફોજદાર તો મારી મુઠીમાં આવી જશે ! એ પણ મોટો લાભ છે.

**આજાદી**—સુભાગી જોજે મારૂં નામ કોઇને જણાય નહિ.

**સુભાગી**—બીબી તમે શું સમજો છો ? તમારી સાથે દગો કરે તેને ખુદા પૂછે. હું તમારૂં ભલું કરી શકું એવી જ્યારે નથી ત્યારે શું હું તમારૂં અનિષ્ટ કરીશ ! એવું તમે મારૂં શું બગાડયું છે ? જો તમારૂં બુરૂં ચાહું તો જાણજો કે મારી અસલમાં ફેર છે.

**આજાદી**—ખેર પણ છલાવાને મેં જોઇ નહિ એ અફસોસની વાત છે.

**સુભાગી**—બળ્યું એનું કાળું મોં. તમને તો શું કોઇ પણ આબરૂદારને ખુદા એનું મોં ન દેખાડે. હું કહું છું તે ખરૂં છે. એજ છલાવા તમારી પાસે આજમૂદાના નામથી આવી હશે. તમે એનું વર્ણન કરો તો હું ઓળખી શકું.

**આજાદી**—લુગડાં તો તેનાં પરદેશી જેવાં હતાં. તંગ પાયજામો ને તેમાં કરચળીઓ પડેલી હતી, બાંયવાળો નીચો કુરતો હતો, ને જૂની ફેશનના જોડા પહેરેલા હતા. મને એમ લાગે છે કે ઉપરના બે દાંત બાંધેલા હતા. રંગ કાળો હતો, મોં પર શીતળાનાં ચાઠાં હતાં, ને દુબળી, ઠીંગણી ને માંદી જેવી દેખાતી હતી. રંગમાં એક પ્રકાશની પીળાશ હતી.

**સુભાગી**—બસ બસ મને મારાં વહાલાં બચ્ચાંના સોગંદ, એ છલાવાજ હતી. તે એક દગાબાજ સ્ત્રી છે. તમારી પાસે વેશ બદલીને આવી હશે. તમારી બતાવેલી બધી નિશાનીઓથી ખાતરી થાય છે, કે તે છલાવાજ હતી. તેના પણ આગલા બે દાંત બાંધેલા છે. શામળી, શીતળાનાં ચાઠાંવાળી, દુબળી ને ઠીંગણી પણ છે. રંગ પીળો છે તેનું કારણ એ છે કે આટલું બધું ( ગાંગડા જેટલું દેખાડીને ) અફીણ ખાય છે. હું બરાબર તજવીજ કરીને તમને ખરી ખબર આપીશ. તેથી નક્કી થઇ જશે, કે આજમુદા ને છલાવા એકજ હતી કે જુદી ?

તે પછી સુભાગી ડોલી લઇ આવી, ને તેમાં આજાદી બેસીને સીધી પોતાને પીએર ગઇ. જો કે તેને અહીં કુચનીગલીમાં વાર તો થઇ હતી, પણ એ વાત કોઇએ જાણી નહિ, અને આજાદી તથા સુભાગી વિના બીજા કોઇને ખબર પડી નહિ. આજાદીનો વિચાર તો પીએરમાં બેચાર દિવસથી વધારે રહેવાનો ન હતો, પણ ત્યાં લોકોએ આગ્રહ કરીને રોકી, તેથી એક મહીનો રહી. આજાદી જ્યારે એક મહીના પછી પોતાને ઘેર ગઇ ત્યારે એ ગડબડ તદ્દન મટી ગઇ હતી. પાડોશમાંથી કોઇનો અવાજ આવતો ન હતો, કે કાગળ પત્ર પણ આવતા ન હતા.

**આજાદી**ની પણ અજબ કેફિયત હતી, જ્યારે બધી તરફથી એના ઉપર હુમલા થતા ત્યારે એ ગભરાઇ ગઇ હતી, અને હવે જ્યારે બધી તરફથી શાંતિ થઇ તો એ ઇચ્છવા લાગી કે પાછી છેડછાડ થાય તો ઠીક.

દૈવજોગે એવો બનાવ બન્યો કે એના મહેલ્લાની ભંગીયણ સુભાગીની નણંદ હતી એ આજાદીએ જાણ્યું; તેથી તેની મારફત સુભાગીને બોલાવી. તે આવી એટલે આજાદીએ પૂછ્યું, કેમ તેં તો પછી કંઇ ખબરજ આપી નહિ ?

**સુભાગી**—બીબી, હું બે વખત અહીં આવી હતી, પણ તમે પીએર ગએલાં હતાં. વળી એવો કોઇ જાણવા જોગ બનાવ પણ બન્યો ન હતો. તમે ડેહેલામાંથી ડોલીમાં બેસીને પીએર ગયાં કે તરત છલાવા મારી પાછળ

આવીને ઉભી રહી. ત્યારે મને ખબર પડી, કે તે છાણાની કોટડીમાં સંતાઇ રહી આપણી બધી વાતો સાંભળતી હતી. તમે જ્યારે ડોલીમાં બેઠાં તે વખતે હું તમારી તરફ જોતી હતી, તેટલામાં છલાવાએ બહાર આવીને પહેલાં તો કોટડીની સાંકળ ઉઘાડી, ને પછી મારી પાસે આવીને મને ધમકાવીને કહેવા લાગી, કે બોલ, તું શું કહેતી હતી ?

**સુભાગી**— મેં કહ્યું કે હવે તો તું એટલી બધી ફાટી ગઇ છે, કે આબરૂદાર લોકોની દીકરીઓને બળાત્કારે ને છેતરીને પોતાને ત્યાં લાવી તેમની આબરૂ લેવા લાગી છે ! ધિક્કાર છે તારી જાત પર ! તેં આ કેવું કામ કર્યું ? જો ફોજદારને ખબર કરૂં તો તારી શી વલે થાય ! તું નથી જાણતી કે ઘણા સમયથી તે તારી શોધમાં છે ? હવે જઇને કહું છું, જો તો ખરી તે તને કેવી સજા કરે છે !

**છલાવા**— જો તું તારા ધગડા ફોજદારને ન કહી આવે તો તારી સાત પેઢીને ધિક્કાર છે. તે મારૂં શું કરી નાખવાનો છે તે પણ હું જોઉં છું. જો ડ્રેસ ન ઉતરાવું તો છલાવા નામ નહિ ! અશરાફજાદીઓની મોટી હિતેચ્છુ બનવા આવી છે ! મને શી ગરજ પડી છે કે હું એમને લાવું. અશરાફજાદીઓ મને મારા ઘેરથી બોલાવીને સો વખત ખુશામદ કરે છે, ત્યારે એક વખત તેમને આવવા દઉં છું. ઘરમાં બેઠેલી અશરાફજાદીઓને પોતાને ઘેર લાવી શકે એવી કોનામાં તાકત છે ? છલાવા આ વાતો કરતી હતી એવામાં એક ગભરૂ જવાન કોટડીમાંથી બહાર આવ્યો પણ કંઇ બોલ્યા ચાલ્યા વિના મને આંગળીના ઇશારાથી કહ્યું, કે બહાર જતી રહે. હું તો છલાવાની સાથે લડત, પણ તમારૂં નામ લીધા વિના વાત ન થાય એમ હોવાથી, ને તે મરદ કોટડીમાંથી નીકળ્યો તેથી હું જતી રહી. કેટલીક વાર પછી તે મરદ શેરીમાંથી નીકળી આગળ જવા લાગ્યો. હું પણ તેની પાછળ પાછળ ગઇ, તેથી જણાયું કે જાંનિસારખાંના છત્તામાં તે રહે છે, અને તેનું નામ મુસ્તાક છે. એ તમારે ઘેર પણ ઘણો આવે જાય છે, તેથી તમે ઓળખતાં હશો.

**આજાદી**—કેમ સુભાગી, મને છલાવાએ પોતાને ઘેર શા માટે ઉતારી હશે?

**સુભાગી**—બીબી, કોઇના દિલની શી ખબર પડે. પરંતુ એનું રહેવાનું ઘર એવું મોટું વહાણ જેવું છે, કે તેમાં હજારો માણસ હોય તો પણ ખબર પડે નહિ. છતાં તમે ગયાં હતાં તે ઘર રાખવાની એને શી જરૂર હશે તે જણાતું નથી. એ ઘરને તો હમેશા બહારથી તાળું વાસેલું રહેતું હતું. તેમાં તો કદી તેણે કોઇને બોલાવી હોય એમ મને યાદ નથી. મને તો એમ જણાય છે, કે એ ઘર આજનાજ દિવસ માટે એણે ભાડે રાખ્યું હશે, તેમાં તમને ને મુસ્તાકને રૂબરૂ કરી વાતચીત કરાવવાનો એનો વિચાર હશે. તમારી મરજી હોય, તો હું છલાવાને એ વાત પૂછી જોઉં. હું એનાથી લડી છું તેથી હવે વાત કેમ કરીશ એનો તમારે વિચાર રાખવો નહિ. અમે તો લડીએ પણ છીએ ને મળીએ પણ છીએ.

**આજાદી**—સુભાગી શું કહું કંઇ અકલ કામ કરતી નથી. તું ફરી કોઇ વખત આવીશ ત્યારે તને બધી વાત કહીશ.

**સુભાગી**—તમારા મનમાં જે કંઇ છે તે હું સારી પેઠે જાણું છું. તમે મને કહો કે ન કહો, હું તો ખાતરીથી કહું છું, કે તમે બધી ઉમર એજ પંચાતમાં રહેશો. મને તમે અર્ધી રાતે બોલાવી જોજો, લોંડી આવતાં વાર કરશે, પણ હું વાર કરવાની નથી. પણ જો મારૂં કહ્યું માનો તો જેનો તમને વિશ્વાસ હોય, તેની સલાહ લો, ને તમારી બધી હકીકત તેને કહો, તે કોઇ રસ્તો શોધી કાઢશે.

**આજાદી**—જો કોઇની સાથે સલાહ કરવી હશે, તો તારાથી સારી સલાહકાર બીજી કોઈ મળવાની નથી. તું મારા પીએરની ભંગીયણ ને મારી જરાજરા વાતથી જાણીતી છે. શું એટલું પણ હું સમજી શકતી નથી કે બધાનો પરદો કરવામાં આવે છે, ફકત તમારા લોકોનો થઇ શકતો નથી. તને મારી બધી વાતોથી જાણીતી કરવામાં પણ ખુદાનો કંઇ ગુપ્ત મનસૂબો હશે! સુભાગી, મને વારંવાર કહેતાં શરમ આવે છે, પણ જોજે આ વાત કોઇને કાને જાય નહિ.

**સુભાગી**—બીબી. હું તમને વચન આપી ચૂકી છું. જો એમાં રતિ-પૂર પણ ફેર થાય તો તમારૂં ખાસડું ને મારૂં માથું.

એ પછી આજાદીએ સુભાગીને રજા આપી, અને કંચનીગલીવાળા બનાવની સોચનામાં પડી. પહેલાં તો આજાદીને ઘણો ગુસ્સો ચડયો, કે આ કોણ કમજાત હતો કે જેણે આટલું ધાંધલ મચાવવાની હિંમત કરી? એણે શું સમજીને મારી ડોલી મારી રજા વિના અન્યના ઘરમાં ઉતારી લીધી. જો આબરૂની બીક ન હોત, તો એ મુઆ બદમાશને એવો ઠીક કરત, કે આખી ઉમર યાદ કરત. અફસોસ છલાવા મારા હાથમાંથી છટકી ગઇ. હું તેને મારત તો શું કેમકે તે પોતેજ મરવાનું બહાનું ખોળે છે; પરંતુ રાંડનો ચોટલો કાપી લેત, ને થુંકીને તેને ચટાડત તે જુદું. જેથી પુનઃ કોઇ આબરૂદારની દીકરીની આબરૂ પર હાથ નાખવાની છાતી ચલાવત નહિં. અરેરે આટલું બધું જૂઠ! આટલી બધી હિંમત! ગજબ છે!

જેટલીવાર સુધી આજાદી કંચનીગલીવાળા બનાવ વિષે સોચનામાં રહી તેટલી વાર સુધી તેના ચહેરા પર એક રંગ આવતો હતો, ને એક જતો હતો. તે વિચાર કરતી હતી, કે જો મેં કોટડીને બહારથી સાંકળ ન દીધી હોત, ને અંદરથી કોઇ માણસ નીકળી આવત તો હું શું કરત? મારી પાસે તો કોઇ હથિયાર પણ ન હતું. ગભરાટમાં છાણાની કોટડીનું મને ધ્યાન ન રહ્યું, છલાવાએ મજેથી મારી પાસે સંતાઇ રહીને બધી વાતો સાંભળી, પણ રાંડ જરાએ બહાર નીકળી નહિ. શી રીતે નીકળે? તે જાણુતી હતી કે બહાર નીકળીશ તો મચ્છરની પેઠે મસળી નાખશે. એ ન નીકળી એજ સારૂં થયું. નહિ તો એનું પોતાનું ઘર, ને પોતાનું ફળીઉં હોવાના કારણથી બીજું ન કરતાં ફક્ત બૂમોજ પાડત તોપણ એના મદદગારો આજૂબાજૂથી દોડી આવત, ને બારણું ઉતારીને અંદર પેસી જાત તો મારા ભોગ મળત. ખુદા-એજ મને પોતાની મહેરબાનીથી બચાવી. છલાવાએ તો મારી આબરૂ લેવામાં કંઇ બાકી રાખી ન હતી. સુભાગી જે કારણ બતાવે છે તે મને પણ ખરૂં ભાસે છે. જો છલાવાની મરજી મારી આબરૂ લેવાની હોત તો અજાણ્યા

ઘરમાં મને ન ઉતારતાં પોતાના ઘરમાં લઇ જઇને ઉતારત, ને ત્યાં મારી કોઈ પણ યુક્તિ ચાલત નહિ. પરંતુ જો એનો વિચાર મુસ્તાક સાથે મારી બએ વાતો કરાવવાનો હતો તો રાંડે મને પૂછયું કેમ નહિ? વખતે મારા મોંમાંથી કોઇ એવો શબ્દ નીકળ્યો હોય ને તેનો એણે એવો અર્થ લીધો હોય કે ખાજા મુસ્તાક સાથે વાતચીત કરવાની મારી ઇચ્છા છે, તો કોણ જાણે? હા, હા, મને યાદ આવે છે કે જ્યારે એણે ખાજા મુસ્તાકનું નામ લીધું હતું ત્યારે મેં એને એટલું કહ્યું હતું કે હું વિચાર કરીને પછી તમારી સલાહ લઇશ. એજ મારી મોટી ભૂલ છે. જો મેં તેને ખુલ્લેખુલ્લું કહી દીધું હોત કે ખબરદાર ભવિષ્યમાં કોઇ અન્ય પુરૂષની વાત તારે મારી આગળ કરવી નહિ, તો એ આ પ્રમાણે કરત નહિ. એક કુટણીને એમ કહેવું કે હું વિચાર કરીને પછી તારી સલાહ લઇશ એ તો મારે પુનર્લગ્ન કરવાની ઇચ્છા છે એ સાબિત કરે છે. જોઇ વિચારીને કરવાની તો મારી પ્રથમથી ઇચ્છા હતી ને તે છલાવા પણ જાણતી હતી. વળી છલાવા જે ઠેકાણેથી પેગામ લાવી હતી તે કોઇ અજાણ્યો માણસ ન હતો. ખાજા મુસ્તાકે સેંકડો વખત મને જોઇ હશે, તેથી છલાવાએ અમો બંને બએ વાતો કરી લઈ અમારા વિચાર જાણી લઇએ, એ માટે જો યુક્તિ રચી હોય તો તેનું આ કૃત્ય અયોગ્ય ન ગણતાં શાબાશી આપવા લાયક ગણવું જોઇએ; કેમકે એક દૂતીથી એ વિના બીજું કંઇ થઈ શકે એવી આશા પણ શી રીતે રખાય! પરંતુ શું હું ખાજા મુસ્તાકની રૂબરૂ થઇને તેમની સાથે વાતો કરત? નહિ નહિ. કોટડીનાં બારણાં બંધ રહેત, ખાજા મુસ્તાક અંદર ને હું બહાર, મારે જે કંઇ કહેવાનું હોત, તે છલાવાની મારફતે કહેવરાવત; પણ મારી ઉતાવળે બધું કામ બગાડી નાંખ્યું. હવે એવો જોગ આવવાનો નથી. વારૂ હું છલાવાને સુભાગીની મારફત ફરી બોલાવું તો કેમ? એ લોકોનો તો એજ ધંધો છે. એમને જૂઠ બોલવાની શરમ કે ધિક્કારની લાજ નથી, તેથી એ આવશે તો ખરી; પણ દૂતી અને ભંગીયણની ખુશામદ કરવાની મને શી જરૂર છે? જો મારે પુનર્લગ્ન કરવુંજ છે તો બીક કોની? શરમ છોડી દઇ મારા સંબંધીઓમાંથી બે ચારને મારી સ્થિતિથી જાણીતા કરૂં તો

ધણુંજી સારી રીતે મારી મતલબ પુરી થશે; પણ આવી ભાંજઘડમાં આટલાં બધાં વર્ષ ગયાં ને હું કંઇ કરી શકી નહિ તો હવે શું કરવાની હતી? સુભાગી સત્ય કહેતી હતી કે તમે આખી ઉમર સુધી એજ પંચાતમાં રહેશો; માટે હવે તો આ તરફ કે પેલી તરફ કંઇ ફેસલો કરી નાખું તો ઠીક. મારા જેવીજ રાંડીરાંડો કેવા વિચાર કરતી હશે તેનો મેં ખ્યાલ કર્યો નથી. તેમને મારા જેવા વિચારજ આવતા નહિ હોય, જો એમ હોય તો સૌથી સારી વાત છે. એમણે શી રીતે પોતાનું દુઃખ વિસારી દીધું તે જો હું જાણું તો હું પણ એ પ્રમાણેજ કરૂં. તેમજ જો બીજી સ્ત્રીઓને પણ મારી પેઠે વિચાર આવતા હોય તો તેઓ શી રીતે પોતાની જિંદગી ગાળે છે, તેથી વાકિફ થઇ તે પ્રમાણે વર્તું. આ વિચારોએ તો મને એવી ગભરાવી દીધી છે કે કંઇ સમજ પડતી નથી. હવે તો હું ઉપલી બંને વાતોની તજવીજ કરૂં. તેથી મારા લાભની કોઇ પણ વાત નીકળીજ આવશે. વિધવાઓની કંઇ ખોટ નથી, જરા વિચાર કરતાંજ સેકડો વિધવાઓ યાદ આવી જશે.

હવે આજાદીએ એવો નિયમ રાખ્યો, કે ખોળીખોળીને તે વિધવાઓને મળવા લાગી. તેમની સાથે મેળાપ વધારીને તેમના મનની વાતો જાણવા પ્રયત્ન કરવા લાગી. કેટલાંક વર્ષ સુધી એને એજ ધુન રહી. છેવટે મરતી વખતે તેણે જાહેર કર્યું કે એમ તો મને સેંકડો વિધવાઓના સમાગમનો લાભ મળ્યો છે, પરંતુ આવન સ્ત્રીઓ વિષે તો હું ખાતરીથી કહી શકું છું કે તેમની કોઇ વાત મારાથી છાની રહી નથી.



## પ્રકરણ ૧૮ મું.

### આજાદીની છેવટની બીમારી, ને તેના અંતકાળ વખતના વિચારો.

આ તજવીજ એવી સારી ચિત્તાકર્ષક હતી કે આજાદી તંદુરસ્ત રહી વધારે વખત જીવતી રહી હોત તો જિંદગી પર્યંત એમાં લાગેલી રહેત; પરંતુ તે કુંવારી હતી ને મેડા પરથી પડી જવાથી તેનો થાપો ઉતરી ગયો હતો, તેની અસર હવે તેર ચૌદ વર્ષે જણાવા લાગી. એના થાપામાં હવે કદી કદી જરા જરા દરદ થવા માંડયું. થાપો ઉતરી ગયો હતો, તેની ચોટની આ અસર છે એવો વિચાર કોઇને આવ્યો નહિ. તેથી બાફ, સીંગીઓ, જળો, વહારા અને મર્દન વગેરે જે જે ઉપાયો જેમણે જેમણે બતાવ્યા તે બધા કર્યા પણ દરદ ઓછું થયું નહિ. હકીમોએ રેચ પર રેચ આપવા માંડયા તેથી દર્દ ઉલટું વધ્યું. જાતે ઓરત, વળી ગુપ્ત જગા તેથી હકીમો અને વૈદ્યોના ઉપાયો તે બતાવે તેવી રીતે સ્ત્રીઓ કરતી હતી.

એવી રીતે કેટલાંક વરસ વીતી ગયાં. છેવટે પગની હાલત બહુજ નાજુક થઇ ગઇ. દરદ વધવા માંડયું ને સોજો ચડવા લાગ્યો, છેવટે એવી નાજુક હાલત થઇ ગઇ કે થાપાને હાથ લગાડવા દે તેની તો આશાજ શી, પણ થાપા તરફ મોં કરીને કોઇને શ્વાસ પણ લેવા દેતી નહિ. આ વખતે પાદરી સાહેબનાં મેમ, કે જેમણે થાપો ચડાવ્યો હતો તે યાદ આવ્યાં, પણ તે તો વિલાયત જતાં રહ્યાં હતાં. તેથી એ લોકોમાંનીજ કોઇ સ્ત્રી વાઢકાપનું કામ જાણતી હતી, તેને બોલાવી. તેણે જોઇને કહ્યું કે અંદર ફોલ્લો છે તેને ચીરવો પડશે. કેટલાક દિવસ સુધી કોઇ કંઇ નિરાકરણ પર આવ્યું નહિ. તેમણે ફોલ્લો ચીરાવવો કે નહિ તે વિષે કંઇ ફેસલો કર્યો નહિ. કોઈ કહેવા લાગ્યું કે કોણ જાણે મેમ સાહેબ કહે છે તેમ ફોલ્લો છે, કે હકીમો કહે

છે, તેમ કોઇ પ્રકારનો વાયુ છે ને તેની ઝેરી અસરનું એ પરિણામ છે. હવે આજાદીની હાલત દિનપ્રતિદિન નબળી થવા લાગવાથી ઘરવાળા લોકોએ આજિજ થઇને નસ્તરની રજા આપી. નસ્તર દેવાથી લગભગ પોણા ત્રણ શેર પરૂ નીકળ્યું જે જોઇને સૌ દંગ થઇ ગયા. લાંબા વખતનો જખમ ને બહારની કઠણ ચામડીના કારણથી અંદર કેટલાંક નાસૂર પડી ગએલાં દેખાયાં. હવે નસ્તરથી સોજો જતો રહ્યો, ને કળતરમાં કમી દેખાવા લાગી. આમ જરા ચેન પડવાથી મહીનાઓથી અર્ધો કલાક પણ આરામથી ઊંઘ આવી ન હતી તેને બદલે લાગલાગટ ત્રણ ત્રણ ચાર ચાર કલાક ઊંઘ આ-વવા લાગી, ને ખોરાક ઉપર અરૂચિને બદલે અભિરૂચિ ઉત્પન્ન થઇ. પરંતુ ઘાને ધોવાનું, સાફ કરવાનું ને બત્તી ચડાવવાનું જે દુઃખ હતું તે તો પૂર્વ-વત હતું. રોગ એવો પાછળ પડયો હતો કે જો વાઢકાપ કરનારા દેશી વૈદ્યોને હાથે ઇલાજ થયો હોત, તો આજાદી કયારનીએ મરી ગઇ હોત. પરંતુ મેમ ડૉકટરની તજવીજથી નવ દસ મહીનામાં બધા જખમ રૂઝાઇ ગયા, ને ગએલી શક્તિ પાછી આવી. આજાદી સારી પેઠે હરવા ફરવા લાગી છતાં એક નસ્તરની કસર રહી ગઇ. મેમ ડૉકટરનો વિચાર હતો, કે આજાદીને જરા ચેન પડે ને શક્તિ આવે તો ફરી બીજી વાર નસ્તર દઉં. પરંતુ આજાદી અને તેની ચાકરી કરનારાં પહેલાજ નસ્તરથી એટલાં ડરી ગયાં હતાં, કે હાથ પણ લગાડવા દેતાં નહિ. મેમ ડૉકટરે ઘણું સમજાવ્યું કે જખમ હલકો ને ફકત નામનો છે તેથી પોતાની મેળે ભરાઇ જવાની આશા છે. જો નસ્તર દઇશ તો પટ્ટી પર જરા જેટલો જે ડાઘ રોજ દેખાય છે તે દેખાશે નહિ. તેથી મારા અભિપ્રાય પ્રમાણે તો નસ્તરની જરૂર છે. મેં આ જખ-મની હકીકત જે જે ડૉકટરોને કહી સંભળાવી છે તે બધા પણ નસ્તર દેવાની સલાહ આપે છે. જખમ એવી નઠારી જગાએ છે કે જો તે અંદર પોતાનું મોં કરશે તો ફરી કોઇ પણ ઉપાય કામ લાગશે નહિ, તેથી મારૂં કહ્યું માનો, ને જરા જેટલી પણ કસર શા માટે રહેવા દો છો ? હાલમાં કાપ બહુ ઉંડો દેવો પડશે નહિ, તેથી પખવાડીઆમાં રૂઝ વળી જશે. પરંતુ ઉપરનાં માણસોએ દેખીતી ખોટી તંદુરસ્તીને ખરી તંદુરસ્તી માની મગરૂર

થઇ, ડૉક્ટર બલ્કે ડૉક્ટરોના અભિપ્રાયની પણ કંઇ ગણના કરી નહિ, તેથી જખમ અંદરને અંદર ધીમેધીમે વધતો ને ફેલાતો ગયો.

આવી સખ્ત બીમારી છતાં પણ જ્યારે આઝાદીને જરા ચેન પડતું ત્યારે પોતાના રંડાપાનાજ વિચારમાં લીન થઇ જતી હતી. એની સેવાચાકરી પણ સારી પેઠે થતી હતી. વળી બીજા બધાની સેવાચાકરી કરતાં મેમ ડૉક્ટરની ચાકરી ને બંદોબસ્ત એવાં ઉત્તમ હતાં કે બીજા કોઇની જરૂર પડતી ન હતી. જ્યારે મોલવી મુસ્તજાબ જીવતા હતા ત્યારે બે ચાર વખત આઝાદીને તાવ વગેરે સાધારણ મંદવાડ આવ્યો હતો. તે વખતે મોલવી સાહેબે એની સાથે જે દિલસોજી દેખાડી હતી તે એને અત્યારે યાદ આવતી હતી. પણ તે તો હવે ક્યાંથી હોય! રહીરહીને એને વિચાર આવતો હતો કે દંપતીનો સંબંધ પણ અજબ તરેહનો સંબંધ છે, કે ખુશીમાં તો ઠીક, દુઃખમાં પણ મજા આપે છે. આઝાદીના સ્વભાવમાં બીમારીના કારણથી એક બીજો પણ ફેરફાર થઇ ગયો હતો. તે લોકના ચહેરા ઉપરથી સમજી ગઇ હતી કે હવે મારી બચવાની આશા નથી. જો કે તેની બીમારી સખ્ત હતી છતાં પણ લોકો તો તેને દિલાસોજ આપતા હતા. મેમ ડૉક્ટરે એવી રીત રાખી હતી, કે આઝાદીના પલંગની પાસે બેસીને જખમને હાથ લગાડયા પહેલાં આઝાદીના હકમાં આંખો બંધ કરીને દુઆ માગતી હતી, ને એવીજ રીતે જખમ ધોઇ પાટો બાંધીને પણ આંખો બંધ કરી દુઆ માગીને ઘેર જતી હતી. તે ઉપરથી પણ બધાંને ખાતરી થઇ હતી કે મેમ સાહેબ પણ એનાથી હવે નિરાશ થયાં જણાય છે. એક દિવસે કોઇએ એમ કરવાનું કારણ મેમ સાહેબને પૂછયું, ત્યારે તેમણે જવાબ આપ્યો કે હું એના હકમાં દુઆ માગું છું, કે હે ખુદા તારી મહેરબાનીથી તું એને તંદુરસ્તી આપ, એનું કષ્ટ ઓછું કર ને મને સહાય થા, કે જેથી હું રોગની ચિકિત્સા ને ઇલાજમાં ભુલ કરૂં નહિ. એવી રીતે લોકોની તરફથી દેખાતી નિરાશા ને પોતાના રોગની વધતી જતી સ્થિતિ પરથી આઝાદી પણ સમજી ગઇ હતી, કે હવે હું બચવાની નથી. જો કદાપિ બચી ગઇ તો લંગડી લૂલી થઇ જઇશ.

એવા જીવ્યા કરતાં તો મરવું સારૂં. ખુદા મને એવી હાલતમાં ન રાખતાં પોતાની પાસે બોલાવી લે તો તેનો ઉપકાર. મરવાનો વિચાર આવતાં આ-જાદીએ પોતાના મન સાથે જે પ્રશ્નોત્તર કર્યા તે ઘણા ચિત્તાકર્ષક તે મનન કરવા યોગ્ય છે.

પ્રશ્ન—શું ખરેખર હવે હું થોડા દિવસમાં મરણ પામીશ ?

ઉત્તર—ખુદા વિના બીજા કોઇને એની ખબર નથી. હા, બીમારી તો કઠણ છે. પણ એ તો ફક્ત જખ્મ છે, મેં તો પગ વિનાનાં માણસો પણ જીવતાં જોયાં છે. પેલી ઘરડી ડોસી શેરીમાં રોજ ભીખ માગવા આવે છે. તેનો પગ કોણ જાણે શા કારણથી જાંઘ ઉપરથી કાપી નાખવામાં આવ્યો છે. તે ઘોડીની મદદથી આખા શહેરમાં ફરે છે. એથી ઉલટા એવા પણ ઘણાક દાખલા જોવામાં ને સાંભળવામાં આવ્યા છે, કે માણસ જરા જેટલા દુઃખથી એકાએક મરણ પામે છે. માટે મરવાની કે જીવવાની કંઇ નવાઇ નથી. વળી એવા સવાલથી ફાયદો શો થવાનો છે ? છેવટે એક દિવસ મરવું તો નક્કી છેજ. જેમ કોઇ ઘડિઆળની ચાવી ૨૪ કલાકની, કોઇની અઠવાડીઆની ને કોઇની મહીનાની હોય છે તેમ જિંદગીનું પણ છે. જ્યારે જેની ચાવી ખૂટે છે ત્યારે તે બંધ થઇ જાય છે, તેમ જેની ઉમર પૂરી થઇ તે મરવાનો.

પ્રશ્ન—પગના જખમથી મને જેટલું કષ્ટ થયું છે, તેથી વધારે કષ્ટ મરતી વખતે થશે કે નહિ ?

ઉત્તર—એ વાત પણ ખુદા સિવાય બીજું કોઇ બતાવી શકતું નથી. કેટલાક એવા માણસો પણ જોયા છે કે અંતકાળનું દુઃખ ચાર ચાર પાંચ પાંચ દિવસ વેઠીને મરણ પામ્યા છે, અને કેટલાકના જીવ વાત કરતાં કરતાં જતા રહ્યા છે. પહેલાં હું માનતી હતી, કે સત્પુરૂષોના પ્રાણ સહેલાઇથી જતા હશે; પણ જ્યારે હદીસમાં જોયું, કે પેગંબર સાહેબ ( સ. અ. ) ત્રણ દિવસ સુધી મરણની સખ્તીમાં રહ્યા હતા, ને તેટલી મુદ્દત જલદી જલદી પાસાં બદલતા હતા, પાણીમાં હાથ પલાળીપલાળીને મોં પર ફેરવતા

હતા, બલ્કે બીબી આઇશા સિદ્દીકા ( ર. અ. ) ફરમાવે છે કે જ્યારથી મેં પેગંબર સાહેબની મરવાની તકલીફ જોઇ છે ત્યારથી હું કોઈની તકલીફને તકલીફજ સમજતી નથી. તેથી મારી પ્રથમની ધારણા ખોટી ઠરે છે. એવી જ રીતે કેટલાક પ્રતિષ્ઠિત બુઝુર્ગો પણ મરતી વખતે કષ્ટ વેઠીને મરેલા સાંભળ્યા છે. તેમને વિષે લોકો કહેતા હતા, કે એ કેવા સારા નેક પુરૂષો હતા, કે દુન્યામાં કરેલાં નઠારાં કામોનો બદલો અહીંજ ભોગવી ગયા. વળી નિર્દોષ બાળકોનો જીવ ઘણી તકલીફથી જાય છે એ પણ સૌ જાણે છે; તેથી પણ મારી માન્યતા ખોટી ઠરે છે. કેટલાક માણસોનાં મગજ અંતકાળે નકામાં થઇ જવાથી તેમને મરણનું કષ્ટ જણાતું નથી. ( જેવી રીતે કલોરોફોર્મ સૂંઘાડી થાપો ચડાવ્યો ત્યારે મગજ ઠેકાણે ન હોવાથી મને તેની તકલીફની ખબર પડી ન હતી તેમ ) માટે નરમી કે સખ્તી આત્માની સાથે સંબંધ રાખે છે. ને તેની ખબર ખુદાને છે. વળી એ સવાલ પણ નકામા જેવો છે. કેમકે જ્યારે મરવું એજ માણસની સત્તાની બહાર છે, તો સહેલાઇથી મરવું એ એની સત્તામાં કેમ હોય ?

પ્રશ્ન—એથી તો હું જન્મીજ ન હોત તો સારૂં થાત. ખુદાએ વગર માગે જીવ આપ્યો, ને લે ત્યારે આટલી બધી તકલીફથી એ શું ?

ઉત્તર—તોબા તોબા. એ વિચારો તો નાસ્તિકપણાના છે. જો અંતકાળે એવાજ વિચારોમાં માણસ મરી જાય તો સદાને માટે તે ખરાબ થયો સમજવો. શા માટે કર્યું ! આમ કેમ કર્યું ? ને આમ કેમ ન કર્યું ? એ તો ખુદાની કુદ્રતમાં માથું મારવા જેવું છે. દુન્યાનું આટલું મોટું કારખાનું કેણ જાણે શા કારણથી ચાલે છે. દુન્યામાં લાખો પ્રકારના સૃષ્ટ પદાર્થો છે, તેમાં એક માણસ પણ છે. બધાની પેઠે તેની પણ પેદાશ, જિંદગી ને મોતના કાયદા બાંધેલા છે. હું કોઇ વખત બકરી ને બિલાડી જેવાં અવાચક પ્રાણીઓને જોઇને મનમાં વિચારૂં છું, કે હે ખુદા એમના શરીરમાં કેવા પ્રકારનો આત્મા હશે ? ને એ શા વિચારમાં રહેતાં હશે ? વળી એવી રીતે વનસ્પતિ પણ એક પ્રકારની સૃષ્ટિ છે. એના અસંખ્ય પ્રકાર છે. એમના પણ કેટલીક

વાતો માણુસ સાથે મળતી આવે છે. પેદા થવું, વધવું, ફાળવું, ફળવું, ને છેવટે સુકાઇને કે કોહીસડીને નાશ પામવું એ માણુસ સાથે મળતા આવતા બનાવ છે. કેટલાંક ફળો પાક્યા પહેલાં ખરી પડે છે અથવા બીજી રીતે નાશ પામે છે. તેવીજ રીતે કેટલાંક બાળકો નાનપણમાંજ મરણ પામે છે. અર્થાત્ એક નવાઇ જેવું ચક્ર છે: કંઇ સમજ પડતી નથી. માણુસ બેહૂદા વિચાર કરવા લાગે તો ઘણા ઘણા શક ઉત્પન્ન થઇ શકે એમ છે. જેમકે બાળકો પેદા કરવા માટે સ્ત્રીઓની શી જરૂર હતી ? શું સ્ત્રી છીંક ખાય ને નાકને રસ્તે બાળકો પેદા થાય એમ થઇ શકતું ન હતું, અથવા સ્ત્રી ખાંસે ને મુખદ્વારા બચ્ચાં નીકળી પડે ! જેમ એકલા ઝાડને પણ ફળ લાગી શકે છે તેમ એકલી સ્ત્રીથી બચ્ચાં કેમ ન થાય ? કેમકે હજરત મરિયમ (અ. સ.) ને એવીજ રીતે હજરત ઇસા (અ. સ.) પેદા થયા હતા. પરંતુ માણુસને જરા જેટલી જે અકલ મળી છે તેનો આ બધો ફસાદ છે. જ્યારે બુદ્ધિમાં ફિતુર થાય છે તો એવા એવાજ ગાંડા વિચારો આવે છે. માણુસને જરા જેટલી અકલ મળી છે તે છતાં અહંકારમાં આવીને સમજે છે કે હું પણ કંઇક છું. બેશક તે કંઇક છે તો ખરો, પણ કીડાથી કનિષ્ઠ, મચ્છરથી લાચાર ને કીડીથી નિર્બળ છે. જરા જેટલા દુ:ખથી તેની હલકાઇ ને કનિષ્ઠતા જાહેર થાય છે. પણ જેમ ચીકણા ઘડા પર પાણીનું ટીપું રહી શકતું નથી તેમ એ નિર્લજને કંઇ અસર થતી નથી. દુ:ખ દૂર થતાંજ અહંકાર કરવા મંડી જાય છે. ખુદા કુરાનમાં ફરમાવે છે, કે "જ્યારે માણુસને કંઇ દુ:ખ થાય છે ત્યારે સૂતો છે, તો સૂતાંસૂતાંજ, બેઠો છે તો બેઠાંબેઠાંજ ને ઉભો છે તો ઉભાંઉભાંજ અમને પોતાની મદદ માટે બોલાવે છે. પછી જ્યારે અમે તેની મુસીબત દૂર કરીએ છીએ, ત્યારે જાણે તેણે પોતાનું દુ:ખ દૂર કરવા માટે અમને બોલાવ્યાજ નથી એમ સમજે છે." દુ:ખ ને મુસીબત ન હોય તો પણ માણુસ ઘણુંજ આજિજ ને નિર્બળ પ્રાણી છે. કેટલીક મિનિટ એને શ્વાસ માટે હવા ન મળે તો જીવી શકતું નથી. કે ભૂખ તરસની બરદાસ્ત કરી શકતું નથી. કેમકે જે માણુસ રમજાનમાં ખરા દિલથી રોજા રાખે

છે તે પણ સાંજ પડતાં પડતાં જો સારો જબરો ને હષ્ટપુષ્ટ હોય તો પણ હિંમત હારી જાય છે. ખુદાએ માણસને બુદ્ધિ આપી છે તેથી તે સર્વોત્તમ ગણાય છે. નહિ તો તેની કંઇ પણ હસતી નથી. જરા ટાઢ પઢ વાથી ધ્રૂજી ઊઠે છે, ને તાપ પડવાથી ગભરાઇ જાય છે. ખુદાએ બીજાં પ્રાણીઓને પોતાના રક્ષણ માટે કેવી કેવી વસ્તુઓ આપી છે તે જુઓ. કોઇને શીંગડાં, કોઇને પંજા, કોઇને દાંત, કોઇને ચાંચ, કોઇને ચાલવાની ઝડપ, કોઇને ઊડવાની શક્તિ, ને કોઇને મોસમની અસરથી બચવા માટે પીછાં અથવા ઊન આપ્યાં છે; પણ આદમીને તેમાંનું કશું આપ્યું નથી. તે કસરત કરી કરીને તથા દૂધ પીપીને પોતાની તાકત વધારે છે છતાં પાડા જેટલો બોજો ઊઠાવી શકતો નથી, ઊંટ જેટલું ચાલી શકતો નથી, ઘોડા જેટલું દોડી શકતો નથી કે બળદની પેઠે ગાડું ખેંચી શકતો નથી, એને બનેટીના ગમે તેટલા દાવ આવડતા હોય, છતાં એક માંખને ખાળી કે એક ચાંચડને મારી શકતો નથી. અર્થાત એટલો બધો લાચાર છતાં અહંકાર કરે છે એ નવાઇની વાત છે; પણ એનો એ અહંકાર મોત તોડે છે. કેમકે તે દુઆ સાંભળતું નથી, દયા જાણતું નથી, કાલાવાલાને ગણતું નથી ને લાચારીની અસર દેખાડતું નથી. મોત એવી બળવત્તર સત્તા છે, કે તે શકિત, હકૂમત કે તદબીરથી રોકી શકાતું નથી, કે કાઢી મૂકવાથી જતું નથી.

**પ્રશ્ન**—મુઆ પછી શું થશે ?

**ઉત્તર**—શું થવાનું છે ? જે બીજાની સ્થિતિ થશે તે તમારી પણ થશે. " આજ મુઆ કાલે વળતો દહાડો. " જેનું મોત આવશે તે મરી જશે. દુન્યાનું કારખાનું તો એજ રીતે નિયમિત ચાલ્યા કરશે. એક કવિ કહે છે કે—

**દોહરો.**

દુન્યાની જે છે મજા, થાય કમી નવ યાર;<br>
ચર્ચા રહેશે એજ પણ, અમે ન જગ મોઝાર.

જીવ જતાંજ લોકો દાટવા લઇ જવાની ઉતાવળ કરવા માંડશે. દાટીને આવ્યા પછી મરનારને નહિ, પણ પોતાના લાભ ને પોતાના સ્વાર્થને માટે થોડાક દહાડા રડી કેટલેક દિવસે બધું ભૂલી જશે.

**પ્રશ્ન**—હું તો એ પુછું છું કે મુઆ પછી મારી શી વલે થશે ?

**ઉત્તર**—ખુદા જે વાત કોઈ કારણસર ગુપ્ત રાખે તેમાં માણસ પોતાની અક્કલના ઘોડા દોડાવે એ ઠીક નથી. દેખીતી રીતે તો માણસનું શરીર કોહી સડીને ધૂળ થઇ જશે ને તેથી અંત આવી જતો હશે એમ લાગે છે, પણ એમ માનવાને મન ચાહતું નથી. એનું કારણ પુછો તો કંઈ પણ જણાતું નથી. પણ બધા માણસોને ખાતરી છે, કે ગમે તો મારૂં શરીર કોહીને માટી થઈ જાય, બળીને રાખ થઇ જાય, કે પક્ષીઓનો ભક્ષ થઇ જાય પણ મારો નાશ થવાનો નથી; હું કંઇક રૂપે હોઇશ ખરો. એવો વિચાર જો માણસને ન હોય તો જગતનું બધું કારખાનું અવ્યવસ્થિત થઇ જાય. આ વાત બધા માણસો સરખી રીતે સમજી શકે એ અશક્ય છે, કેમકે બધાની યોગ્યતા સરખી હોતી નથી. પરંતુ માણસનાં બધાં કામોનો આધાર આ માન્યતા ઉપરજ રહેલો છે; જો દુન્યાના લોકો એવું માનનારા થઇ જાય, કે મુઆ પછી કંઇ પણ થવાનું નથી તો દુન્યા એક મિનિટ પણ નભી શકે નહિ. જો એમ થાય તો શાંતિ કે ચેન, પાપ કે પુણ્ય, સારૂં કે નઠારૂં સમજવાની શકિત રહેજ નહિ. તો પછી એને દુન્યાજ શી રીતે કહી શકાય ? એ એક ગુપ્ત વાત છે અને અમે એને સમજી શકતા નથી તેથી એને ખોટી માન્યતા છે એમ કહેવું એ તો સહેલું છે; પણ જે એવું કહે છે તે તદ્દન ભૂલ કરે છે. એમને કિયામત થવાની ખાતરી નથી, તો નથી થવાની એની પણ ખાતરી નથી. મોંમાં આવે છે તે બકી દે છે. મુઆ પછી કંઇ થવાનું નથી એવી જો એમને સંપૂર્ણ ખાતરી છે, તો આખી દુન્યાને એ વાત કેમ સાબિત કરી આપતા નથી ? અમારા દિલથી કિયામતની શંકા તદ્દન દૂર થઈ જાય એવી રીતે જો અમને કોઇ સમજાવી આપે તો અમે તેનો ઘણો ઉપકાર માનીશું. પરંતુ જ્યારે એમની પોતાની હાલત એવી છે, કે મોંથી

ના કહે છે, ને કર્ત્તવ્યોથી જાણે હા પાડે છે તો એ બીજાને શી રીતે ખાતરી કરી આપવાના હતા? જો એમને કિયામતની બીક ન હોત, તો એ તદ્દન જુદાજ પ્રકારના માણસ હોત. એવી માન્યતાવાળા લોકો જગતમાં પોતા વિના બીજા કોઈને વસવા દેતજ નહિ. માટે જે વિચાર ખુદાએ સાધારણ માણસોના મનમાં નાખ્યો છે, અને જે પ્રમાણે સાધારણ માણસો વર્ત્તે છે, તેવીજ કેળવણી અને તાકીદ ધર્મ પણ આપે છે. ધર્મ કહે છે, કે મુઆ પછી માણસોની જે સ્થિતિ થવાની છે, તે તેઓ આ દુન્યામાં સમજી શકવાના નથી. તદુપરાંત ધર્મ કહે છે કે માણસ આ લોકમાં જે વિચાર ને માન્યતા રાખતો હશે તે પ્રમાણેજ પરલોકમાં તેનું કલ્યાણ કે અકલ્યાણ થશે. આ લોકમાં તેણે જે કામ કર્યાં છે તે પ્રમાણેજ તેને પરલોકમાં સારાં નઠારાં ફળ મળશે. અમને પણ એ વાતની ખાતરી થાય છે. કેમકે માબાપની અસર ઓલાદમાં, બીની અસર ફળમાં ને માણસની આરંભની સ્થિતિની અસર તેની પછીની જિંદગીમાં જણાઇ આવે છે, તો આલોક ને પરલોકની જિંદગીમાં એવો સંબંધ હોય એ અશકય નથી.

**પ્રશ્ન**—અરે રે! મારી શી અવસ્થા થશે! મારી આગલી જિંદગી તો ખરાબમાં ખરાબ રીતે ગુજરી છે. મેં મારા શરીરના પોષણ સિવાય બીજું ભલાઇનું કોઇ પણ કામ કર્યું નથી. મારો બધો જન્મારો મારા શરીરના આશાએશ, ખાવાપીવા, પેહેરવાઓઢવા, ને સૂવાબેસવામાં ગયો છે. મારામાં ને જાનવરોમાં કંઇ પણ ફેર હતો નહિ. અરેરે! ખુદાએ મને અકલ શા માટે આપી? કદાપિ અકલ એટલા માટે આપી હશે, કે હું જાનવરો કરતાં મારી જિંદગી સારી રીતે ગાળું, તો ખેર, પણ અકલની સાથેજ સારાસાર સમજવાની શકિત શા માટે આપી? એ વિચાર આવવાથી હું બહુજ ગભરાઉ છું. એથી તો મારી બરબાદી થાય એમ જણાઇ આવે છે. હવે હું શું કરૂં? હું એટલી જલદી મરી જઇશ એમ જાણતી ન હતી!

**ઉત્તર**—મને શી ખબર હતી એવું તો કહેશોજ નહિ. શું તમે તમારાથી

નાની ઉમરવાળાંઓને મરતાં સાંભળ્યાં કે જોયાં નથી ? તન્દુરૂસ્તને માંદા થતાં ને માંદાને મરી જતાં વાર લાગતી નથી એ શું તમે જાણતાં ન હતાં ? શરીર ક્ષણભંગુર છે એની તમને ખબર ન હતી ? આવા બનાવો સેંકડો ને હજારો તમારા જોવામાં આવ્યા નથી ?

**પ્રશ્ન**—ખેર મેં ભલાઇ નથી કરી તો બુરાઇ પણ કરી નથી. દુન્યામાં બધી તરેહના લોકો રહે છે જે તેમની વલે તે મારી પણ વલે.

**ઉત્તર**—જો એમ છે તો ગભરાઓ છો શા માટે ? જે માણસને એવો પાકો વિશ્વાસ હોય, કે પરલોકમાં ઇજા થવાની નથી તો તે મોતથી ડરે શા માટે ? જો ડરે છે તો બીકણ કે મૂર્ખ છે એમ સાબિત થાય છે. અંતકાળે ચાર દિવસ પીડા થઇ તો શું ? એ તો બધાને થાય છે. એ પીડાથી બચવાનો કંઈ પણ ઉપાય નથી. વળી ગમે તેવું દુ:ખ હોય પણ જ્યારે તે થઇ રહે છે ત્યારે કંઇ પણ અસર રહેતી નથી. વળી દુન્યાનાં સુખદુ:ખ તે સુખદુ:ખ શેનાં ? એ તો થોડા સમયનાં છે, ખરેખરાં સુખ દુ:ખતો પરલોકનાં છે કેમકે તે શાશ્વત છે. પણ પરલોકમાં દુ:ખ નહિ થાય એમ જો અમે જાણીએ તો પણ દુન્યામાં નિશ્ચિંતતા પ્રાપ્ત થતી નથી. પેગંબર સાહેબ ( સ. અ. ) કે જેમના આગલા પાછલા બધા અપરાધો ખુદાએ માફ કર્યા હતા, ને ખુદાએ કુરાનમાં પણ તે માટે ફરમાવ્યું હતું, તે પણ પરલોકમાં પોતાની સાથે ખુદા શી રીતે વર્ત્તશે અને ત્યાં શી હાલત થશે તે જાણી શકતા ન હતા, અને એજ કારણથી પેગંબર સાહેબ ( સ. અ. ) ઘણીજ ઇબાદત કરતા હતા. તેઓ રાતદિવસ પોતાને માટે ખુદાથી માફી ઇચ્છતા હતા. યહુદી લોકોને ખુદાએ દીન ને દુન્યાનું રાજ્ય આપ્યું હતું. ( કેમકે એ લોકોમાં કેટલાક પેગંબર ને કેટલાક બાદશાહ હતા ) તે જોઇને તેમના વંશજો એવા ગર્વિષ્ઠ થઇ ગયા હતા કે " અમે તો ખુદાના દીકરા ને વહાલા છીએ " એમ કહેતા હતા. વળી તેઓ કહેતા હતા, કે " અમારામાંથી કેટલાકને નરકનો અગ્નિ સ્પર્શ કરશે તો પણ તે થોડા દિવસજ, સદા નહિ. " તેમની આ ભુલ તેમને મનાવવા માટે ખુદા ફરમાવે છે, કે " જો

તમે જેવું કહો છો તેવુંજ ખરા દિલથી માનતા હો તો મોતની ઇચ્છા કરો. કેમકે જ્યારે માણસને પરલોકની તરફથી નિરાંત છે તો મરવાથી શા માટે ગભરાય ?" "જોઇએ શું થાય છે" એમ કહેવાથી તો સાબિત થાય છે, કે તે માણુષના મનમાં બીક છે. જે નિરપરાધી હશે તે નક્કી નિશ્ચિંત હશે. વળી તમે કહો છો, કે "મેં ભલાઇ નથી કરી તો બુરાઇ પણ કરી નથી" એ તમારી ભૂલ છે. તમારે માથે કેટલું જોખમ છે તેની તમને ખબર નથી. કોઇ પણ માણુસ નિર્દોષ હોય એ બની શકતુંજ નથી. ઇન્સાનની બનાવટજ એવી છે, કે તે ભૂલ્યા વિના બે ડગલાં પણ ચાલી શકતો નથી. તેની ફરજો એટલી બધી છે, કે તે સહેલાઇથી બજાવી શકાયજ નહિ. સેંકડો ઇચ્છાઓ તેની પાછળ લાગેલી છે. જેમાં મધ્યમપણું સચવાય એ અશક્ય છે. જેણે એને પેદા કર્યો, જે એનું ભરણપોષણ કરે છે, તે એને માટે હજારો પ્રકારનો બંદોબસ્ત કરે છે તે ખુદાનો એના ઉપર હક છે, એના પોતાના આત્માનો એના ઉપર હક છે, જે લોકોમાં એ રહે છે તેમનો, એટલે માબાપનો, ભાઇબહેનનો, સગાંવહાલાંનો, ભાઇબંધનો, સ્ત્રીપુરૂષ (સ્ત્રી હોય તો પુરૂષના હક છે, ને પુરૂષ હોય તો સ્ત્રીના હક છે) નો, ઓલાદનો, શિક્ષકનો, પોતાથી મોટાનો, પોતાથી નાનાનો, રાજ્યકર્તાનો, પાડોશીનો, સ્વદેશીનો, જમીનનો, આસમાનનો બલ્કે બધી દુન્યાનો એના ઉપર હક છે. માણુસ એટલા બધા હકો સંપૂર્ણ રીતે પુરા કરી શકે એ અશક્ય છે. કોઇ વાતમાં પણુ તેનાથી ન્યૂનાધિકતા થઇ જાય છે. એ ન્યૂનાધિકતાનુંજ નામ ગુનોહ છે. વળી તમે કહો છો, કે "દુન્યામાં અસંખ્ય પ્રકારના માણુસો છે, જેવી તેમની હાલત તેવી મારી પણુ હાલત થશે," એ પણુ તમારી મૂર્ખાઇ છે. એમ છે તો તમે પગના દરદથી બેકરાર શા માટે થાઓ છો ? દુન્યામાં તમારા કરતાં મોટા દુ:ખમાં ઘેરાએલાં બીજાં માણુસો પણુ છે. જ્યારે તમને દુન્યાના બીજા માણુસોનાં દુ:ખથી આશ્વાસન ન થયું તો પરલોકમાં કેમ થશે ? એમ કહો કે હજુ પરલોકની પીડા માથે પડી નથી, જ્યારે માથે પડશે ત્યારે આંખો ઉઘડી જશે.

**પ્રશ્ન**—પરલોકમાં મારૂં કલ્યાણુ થશે એવી આશા મારે ન રાખવી જોઇએ ?

**ઉત્તર**—નહિ, નહિ. ખુદાની તરફથી નાઉમેદ થવું એ પણ નાસ્તિ- કપણું છે.

એક કવિએ કહ્યું છે કેઃ—

કૃપા કરતાં તેને નહિ લાગે વાર;
ન થાએ નિરાશ એથી ઉમેદવાર.

**પ્રશ્ન**—મારા જેવી ગુનેહગાર ઉપર પણ ખુદા પોતાની મહેરબાની કરશે ? મેં તો આખી ઉમરમાં એક પણ કામ ભલાઇનું કર્યું નથી. હવે હું મારી નેકીઓ વિષે વિચાર કરૂં છું, તો એક તો નમાજ છે. પણ નમાજની શી હકીકત કહું. મેં જેટલી નમાજો છોડી દીધી છે તેટલી તો પઢી નથી, ને જે પઢી છે તે પણ ઢંગધડા વિનાની પઢી છે. જાહેરમાં તો ખુદાની આ- ગળ અદબ વાળીને ઉભી રહેતી હતી પણ મન કોણ જાણે ક્યાં ક્યાં ભટકતું હતું. મને નમાજમાં રકાતોની ગણતરી પણ યાદ રહેતી ન હતી. તેથી હું સમજું છું કે એવી નમાજ પઢી તે ન પઢયા બરાબર છે. બીજી નેકી બાર મહીનામાં રમજાનના એક મહીના રોજા છે. તે માટે તો હું સત્ય કહું છું, કે મેં રાજીખુશીથી કદી રોજા રાખ્યા નથી. જો રોજા નહિ રાખું તો લોકો રોજાખાઉ કહેશે ને મશ્કરી કરશે તેની ધાસ્તી ને શરમના કારણથી રોજા રાખતી હતી. જેટલા રોજા જતા રહ્યા તે પાછા રાખવાનો મેં વિચારજ કર્યો નથી. તેથી મેં જે રોજા રાખ્યા તે ખુદાના ન હતા, પણ દંભના હતા. ઇસ્લામની ત્રીજી નેકી જકાત ( દાન ) છે. એ વિષે જે નિયમ છે કે "બા- વન તોલા ચાંદીવાળો માણસ ધનવાન ગણાય ને તેણે બાર મહીને $\frac{1}{40}$ ભાગ દાન આપવું," એ નિયમને હું હમેશા શંકાની નજરથી જોતી હતી, ને કહેતી હતી કે બાવન તોલા ચાંદીવાળા માણસને ધનવાન ગણવો એ યોગ્ય નથી. એ તો ઘણીજ થોડી રકમ છે. હવે તો જેની પાસે બાવન રૂપીઆ ફાજલ પુરાંત હોય તે ધનવાન ગણાય એવો સમય રહ્યો નથી. તો જ્યારે હું પોતાને ધનવાન ગણતી ન હતી તો જકાત શી રીતે આપત ! હું તો કહેતી હતી કે બાવન રૂપીઆવાળો માણસ જકાત આપવા યોગ્ય નથી

પણ લેવા યોગ્ય છે. મારી પાસે ધરેણાં ગાંઠાં તો હતાં, પણ કેટલી કીમતનાં તે મેં ગણ્યાં ન હતાં, પણ ધણું કરીને હજાર રૂપીઆથી વધારે કીમતનાં હશે. હજારનાંજ ગણું તો પણ બાર મહીને દસે અઢીએ પચીશ રૂપીઆ કાઢત તો કેટલાંક વરસ પછી બધાં ધરેણાં વેચાઇ જવાનો વખત આવત. બાર મહીને પચીશ રૂપીઆ ખર્ચીને ધરેણાં સમરાવતજ નહિ ? વળી એ બાબતમાં તો હું ઇમામ શાફઇ ( ર. અ. ) સાહેબના કાયદાને અનુસરતી હતી. તેમના કાયદા પ્રમાણે ધરેણાં ઉપર જકાતજ નથી. અર્થાત જકાત તો મેં આપીજ નથી. જો કોઇ ફકીર દરવાજા ઉપર આવીને ઉભો રહેતો ને ધમકાવવા દબાવવાથી પણ જતો નહિ તો એવા એડિએલને કંઇ આપતી હતી. તે પણ રોટલાનો કડકો કે ફાટયું તૂટયું વસ્ત્ર આપ્યું હશે. પરંતુ એવું આપવું તે દાન કહેવાય નહિ બલ્કે માગનારનું દિલ દુખાવી અપમાન કરવાથી "નેકી બરબાદ ગુનો લાજમ" એના જેવું કૃત્ય ગણાય. નમાજ, રોજા ને જકાતની એ હાલત છે તો ઇસ્લામની ચોથી બાબત જે હજ તેનું તો કહેવુંજ શું ? હજ કરવા તો હું ગઇએ નથી ને જવાનો ઇરાદો પણ નથી. આ મારી નેકીઓ ( જો હું એને નેકીઓ ગણું તો ) છે. આ દેખીતી નેકીઓને જવા દો. ખુદાની સાથે મેં સંબંધજ કયારે રાખ્યો છે ? દુન્યાના દસ્તુર પ્રમાણે નિશ્ચિતતા ને સુખ વૈભવના સમયમાં તો ખુદા કોઇને યાદ આવતોજ નથી. પણ મુસીબતના વખતમાં યાદ આવે છે તેમ મને પણ યાદ આવ્યો હશે. તે પણ જ્યારે મારો કોઇ ઉપાય નહિ ચાલ્યો હોય ત્યારેજ. એટલી સંભારણાથી હું પોતાને ખુદાની બંદી કહેવા કરતાં સ્વાર્થી કહેવી યોગ્ય ગણું છું. ખુદાના હકની આ પ્રમાણે હાલત છે. હવે માણસોના હકની વાત કરીએ. મેં મારા હક સિવાય બીજાના હકની પરવાજ કરી ન હતી. જેનો જેનો મારી સાથે સંબંધ થયો હશે તે બધાને મારાથી ઇજાજ પોંહોંચી હશે. નિંદા, ઇર્ષ્યા, ને ઠઠ્ઠા મશ્કરી વિના મેં કોઇ કામજ કર્યું ન હતું. જો મેં લોકોને ગાળો ન દીધી, માર્યા નહિ, કે કોઇની વસ્તુ ચોરી નહિ તો એ કંઇ ઉપકાર ગણાય નહિ. પણ લોકોને ફાયદો તો મેં કર્યોજ નથી. મેં અસંખ્ય વાઅજો સાંભળી, સેંકડો પુસ્તક વાંચ્યાં પણ કોણ જાણે મારી અક્કલ

કેવી ખરાબ હતી કે મેં ખુદા ને ખુદાના બંદાઓની સાથે શી રીતે વર્તવું તેનો વિચારજ ન કર્યો. કોઇ પણ સ્ત્રી ધણીના મરવાનો વધારેમાં વધારે જેટલો શોક કરી શકે તેટલો મેં પણ કર્યો. પણ મારે એક દિવસ મરવું છે એવો વિચાર મેં કોઇ દિવસ કર્યો નથી. મેં શીળરક્ષણ કર્યું તે માટે ગર્વ કરૂં છું, પણ એ કૃત્ય મેં ખુદાની બીકથી કર્યું છે, કે લોકોમાં ફજેતી થવાની બીકથી કર્યું છે તે જોવું જોઇએ. વળી જો મેં ખુદાની બીકથી એ કૃત્ય કર્યું હોય તો પણ એ કંઇ એવું મોટું કામ ન હતું, કે જે માટે ખુદાની પાસેથી ઇનામની આશા રાખી શકું. દુન્યામાં તો એવાં કૃત્યો માટે ઇનામો મળતાં જોયાં નથી ખુદાને ત્યાંની તો ખબર નથી. જો એમ ઇનામો વેહેંચાતાં હોત તો સેંકડો માણસોની ભીડ થાત. કોઈ કહેત કે અમે તમને ગાળ દીધી નથી માટે તેનું ઇનામ લાવો. કોઇ કહેત કે અમે તમારા ઘરમાં કુઘા નથી માટે અમારૂં ઇનામ લાવો. એવી રીતે ઇનામ માગનારને સમજુ લોકો તો એવોજ જવાબ આપશે કે તમે ઘરમાં કુઘા નહિ ને ગાળ દીધી નહિ તો તમે સજામાંથી બચ્યા એમાં ઇનામ શેનું માગોછો? જે વાતો આજે સ્પષ્ટ દેખાય છે તે મને પૂર્વે કેમ ન દેખાય એની મને નવાઇ થાય છે. એથી મારૂં મોત સમીપ આવ્યું છે એમ મને દેખાય છે. હું પહેલાં પણ ઘણી વખત માંદી પડી છું, પણ મારા અંતઃકરણમાં જે પ્રકાશ ને નિર્મળતા હમણાં આવ્યાં છે તેવાં પહેલાં આવ્યાં ન હતાં. પણ હવે શોક કરવાથી કંઇ વળવાનું નથી. જ્યારે મારામાં કામ કરવાની સત્તા હતી ત્યારે કંઇ વિચાર કર્યો હોત તો યોગ્ય હતું. હવે તો મંદવાડથી મારી સ્થિતિ એવી નઠારી થઇ ગઇ છે કે ઉભી રહીને નમાજ પણ પઢી શકતી નથી. મોત હવે થોડા સમયમાં આવી ઉભું રહેવાનું છે, તેવા વખતમાં હવે હું કંઇ પણ કરી શકું એમ નથી. હું ધારૂં છું કે દરદ જરા ઓછું થાય તો મારૂં મન બીજી તરફ વાળું; પણ કળતરમાં કમી જણાતી નથી. એવી સ્થિતિમાં માણસ એકાગ્ર ચિત્તે શી રીતે નમાજ પઢી શકે ? કદાપિ હું તંદુરૂસ્ત થઇ તો પણ ભૂતકાળમાં કરેલી ભૂલો હવે શી રીતે સુધારી શકવાની છું ? જે થવાનું હતું તે તો થઇ ગયું: ગયો વખત પાછો આવી શકતો નથી, ને જે કંઇ મારા દફતરમાં લખાવાનું હતું તે લખાઇ ગયું, તે હવે મટી શકવાનું નથી. ખુદાથી

નાઉમેદ ન થવાનું ઘણુંએ ઇચ્છું છું પણ એ આશા ફોકટ જણાય છે. "કાંટા વાવીને ફૂલ વીણવાની આશા રાખવી" એ કેમ બને ?

**ઉત્તર**—બેશક કામો તો એવાંજ છે, કે મુક્તિની જરા પણ આશા રાખી શકાય એમ નથી. પરંતુ ખુદા મોટો મહેરબાન ને મુક્તિદાતા છે. તેણે પોતાના સાચા ને પવિત્ર પુસ્તકમાં વાયદો કર્યો છે, કે " જે લોકોએ પોતાના આત્મા ઉપર મુસીબતો વેઠી છે તેઓને લાયક છે કે ખુદાની કૃપાથી નિરાશ ન થાય, બેશક ખુદા બધા ગુનાહોને માફ કરશે; કેમકે તે બેશક માફ કરનાર મહેરબાન છે. " કુરાનના એ પવિત્ર ને આશાજનક વાકયો કરતાં વધારે ધીરજ આપનાર બીજું કોઇ નથી. એ વાકયોમાં "બધા ગુનાહો " એવા શબ્દ છે તેથી તેમાં ખુદાના કરેલા અપરાધ ને માણસોના કરેલા અપરાધ બંનેનો સમાસ થાય છે.

**પ્રશ્ન**—તો શું તોબા કરવાની પણ જરૂર નથી ?

**ઉત્તર**—માણસ ગુનાહને ગુનોહ સમજે એજ એની તોબા છે. કેમકે જ્યારે અમુક કામને માણસ ગુનોહ સમજશે તો તે કદાપિ કરવાનોજ નથી, વખતે કરશે, તો તેનો પસ્તાવો તેને કોઇક દિવસે જરૂર થશેજ, તેથી છેવટે તે કામ છોડી દેશે.

**પ્રશ્ન**—તો હવે આવી સ્થિતિમાં મારે જેટલા દિવસ જીવવું છે, તેટલા દિવસ શું કરવું જોઇએ ?

**ઉત્તર**—જ્યાં સુધી થઇ શકે ત્યાં સુધી ભૂતકાળમાં કરેલાં અપકૃત્યોના બદલા રૂપે સારાં કૃત્યો કરવાં, ને ભવિષ્યમાં પોતાની ટેવો અને વિચારો સુધારવાં.

**પ્રશ્ન**—પણ હાલમાં તો મારાથી કંઇ થઇ શકતું નથી, ને ભવિષ્યમાં કંઇ થઇ શકે એમ જણાતું નથી તેનો શો ઇલાજ ?

**ઉત્તર**—એથી તો સાબિત થાય છે કે તમારા મનમાં અદ્યપર્યંત નિરાશાના વિચારો છે. તમને કુરાનનાં તે વાકયો યાદ નથી કે જેમાં ખુદા

ફરમાવે છે, કે " ખુદા કોઇ આત્માને દુઃખ દેતો નથી, પરંતુ જેટલું તે વેઠી શકે તેટલુંજ દુઃખ આપે છે." "અને જેને જે પ્રમાણે આપ્યું છે, તે પ્રમાણેજ તેના પાસેથી માગવામાં આવશે." ગૃહસ્થ લોકો દાન આપે છે, ને ગરીબ લોકો ભીખારીને નરમાશથી કહે છે કે ખુદા તમને બરકત આપે અમે તમારી કંઇ સેવા કરી શકતા નથી તેથી ઝંખવાણા છીએ." એ બંનેમાં સમાન પુણ્ય રહેલાં છે.

**પ્રશ્ન**—જે વખતે પુનર્લગ્ન માટે મારી પાસે રોજ સંદેશા આવતા હતા, તે વખતે એક માણસે "સોનું ને સુગંધ" ની પેઠે મને લખ્યું હતું, કે તમે જો પુનર્લગ્ન કરશો ને તમારી દેખાદેખી જેજે વિધવાઓ પુનર્લગ્ન કરશે તે બધાનું પુણ્ય, તમે પેગંબર સાહેબ (સ. અ.) ના મૃત રિવાજને જીવાડયો માટે તમને કિયામત સુધી મળશે." તે વખતે બીજીઓને દાખલો લેવાને મળે એ ઇરાદાથી જો હું પુનર્લગ્ન કરી લેત તો એનો એ અર્થ થાત, કે મેં એટલી સ્ત્રીઓને રંડાપાના સંકટમાંથી બચાવી લીધી, ને તેમને આલોક ને પરલોકની ફજેતીમાંથી છોડાવી, તો મને અથાગ પુણ્ય થાત. પરંતુ હવે તો તે ગએલો વખત પાછો આવી શકવાનો નથી. હવે તો હું પુનર્લગ્ન કરવાનું ઇચ્છું તો પણ કોઇ કરે નહિ. જે વખતે એ ભલાઇનું કામ કરી શકવાની વેળા હતી ત્યારે તો મેં કર્યું નહિ. જો કે નમાજ ને રોજા પણ ભલાઇનાં કામ છે, પણ એમાં સ્વાર્થ રહેલો છે. કેમકે નરકની બીક ને સ્વર્ગની લાલચો માટે માણસો આ બધાં કામો કરે છે. એથી ફક્ત એનેજ લાભ થવાનો છે, માટે એનું પુણ્ય માગું એ તો અયોગ્ય છે. એમ તો લોકો પેટને માટે ભણે છે, પરીક્ષાઓ આપે છે, ધંધા કરે છે, પરદેશ જાય છે. સિપાઈ થઇ માથું કપાવે છે અને કોણ જાણે કેવાંકેવાં એ કામ કરે છે. આ કામોનાં બીજી રીતે વખાણ થાય, પણ એ નેકીનાં કામ છે એમ સમજીને કોઇ વખાણ કરતા નથી. એવીજ રીતે ઇબાદત પણ પુણ્યની લાલચ કે પાપની ધાસ્તીથી કરવામાં આવે તો તે પણ સ્વાર્થ દાખલ છે. અસલ, સાચી ને ઉત્તમ નેકી તો તેજ છે, કે જેમાં માણસનો સ્વાર્થ હોય નહિ,

અને ફક્ત ખુદાનો હુકમ માનવા માટે ને લોકોના કલ્યાણ માટે કરવામાં આવતી હોય. પણ મને ખબર છે, કે જ્યારે હું તંદુરસ્ત હતી ને સૌ કંઇ કરી શકતી હતી, ત્યારે પણ મેં એવી નિઃસ્વાર્થી ભક્તિ કરી નથી. તો હવે હું લોકોને શો ફાયદો કરી શકવાની છું? હવે તો મારી એવી હાલત છે, કે બીજાઓ પાસે સેવાચાકરી કરાવી તેમને દુઃખ દઉં છું. બીજાને ફાયદો કરવો એજ ખરી નેકી છે એમ મને ખાતરી થવાથી હવે હું પસ્તાઉં છું, કે એવી નેકી તો મેં કરીજ નથી, અને તેથી મારા રોજમેળમાં નેકી લખાંઇ પણ નાહંજ હોય. હવે બીજો પસ્તાવો તો વ્યર્થ છે; પણ હાલમાં જો હું ભૂતકાળની સુરતી માટે તોબા કરૂં તો તે ભૂતકાળના ગુનાહોનો બદલો થઇ શકે એમ છે. પરંતુ ખુદાએ માણસને માથે જે જિંમેદારીઓ ને ફરજો મૂકેલી છે, તે ઉપર માણસ જ્યાં સુધી જીવતો હોય ત્યાં સુધી તેણે અમલ કરવોજ જોઇએ. ઉભા રહીને નમાજ ન પઢી શકાય તો બેસીને પઢવી જોઇએ. પાણીથી વજૂ કરવામાં મંદવાડ વગેરેના કારણોથી હરકત હોય તો તયમ્મુમ ( માટી ઉપર હાથ ફેરવી વજૂ કરવાની રીત ) કરીને પઢવી જોઇએ ને મુસાફરીમાં બધી ન પઢાય તો અર્ધી ( મુસાફરીમાં પઢવી જોઇએ તેટલી ) પઢવી જોઈએ, પણ નમાજ કોઇ રીતે પણ બધી માફ થઇ શકતી નથી. તેવીજ રીતે જો હું હાલમાં અપંગ જેવી સ્થિતિમાં હોવાના કારણથી વધારે ન કરી શકું તો એટલું તો કરવું જોઇએ કે કોઇની સાથે બે મીઠી વાતો કરી તેનું મન રંજન કરૂં, કોઇની સાથે હસું, બોલું, કોઇનાં બાલબચ્ચાં-ઓને રમાડું, વહાલ કરૂં ને કોઇની ક્ષેમકુશળતા પૂછું. એટલું કરવાથી પણ લોકોનાં મન રાજી થશે, ને એ કૃત્ય પણ એક પ્રકારનો ફાયદો પહોંચાડયા બરાબર ગણાશે.

હવે હું પુનર્લગ્ન કરવા લાયક નથી, પણ પુનર્લગ્ન કરવા માટે લોકોને સમજાવવા ને ઉપદેશ કરવા લાયક પણ શું નથી? વિધવાવિવાહની ધર્મમાં રજા બલ્કે તાકીદ છે, ને અકલથી પણ એ વાત ખરી દેખાય છે. તો પછી હિંદુઓનો સ્વીકારેલો વિધવાવિવાહ ન કરવાનો નઠારો ધારો મુસલમાની મજહબથી વિરૂદ્ધ ને નુકસાનકારક છે, એ વાત મુસલમાનોને હું કેમ ન

સમજાવું ? હદથી વધારે શરમ અંગીકાર કરીને સ્ત્રીઓએ પોતાની સ્વતંત્રતા ને હક ખોઇ દીધાં છે. પુરૂષોને સ્ત્રીઓની એવી હાલત ઉપર કંઇ દિલસોજી નથી ને તેમ કરવાનું કંઇ કારણ પણ નથી. સ્ત્રીના રંડાપાની હકીકત સ્ત્રી હોય તેજ જાણે. જો હું મોંથી કંઇ ન કહેતાં કામ કરીને જગતને કરી દેખાડત તો હજારો શિખામણો ને ઉપદેશથી જે અસર થાત તેથી સારી અસર મારાં કર્તવ્યથી થાત. પણ હવે તો એવું થઇ શકે એમ નથી. માટે મારાં સગાં-સંબંધીઓ ને ઓળખીતા તથા પાડોશીઓને બોલાવીને મારા પર જે વીતી છે તે કહી સંભળાવું તો ઘણી સારી અસર થશે. એથી લોકો સમજીને સુધરશે એમ મને લાગે છે. હવે આ કામમાં વાર કરવી ન જોઇએ. મારી જિંદ-ગીનો કંઇ ભરોસો નથી. એટલું પણ ન કરી શકું ને મરી જાઉં એ ઠીક નથી. નાસૂર ભરાઇ ગયું છે, ને કેટલાંક અઠવાડીઆંથી હવે ટપકતું પણ નથી. બળતરા ને કળતર પૂર્વવત ચાલુ છે. તેથી જખમની હસ્તી છે એમ ખાતરી થાય છે, ને તેણે અંદરની બાજૂએ મોં કર્યું દેખાય છે. કેમકે હવે મને ઝાડો વધારે થાય છે. લોકો કહે છે કે મરડો છે, પણ તેમનું એ કહેવું ભૂલ ભરેલું છે. જો મરડો હોત તો તેની અંદર આંકડી હોત. પણ મને આંકડી આવતી નથી. વળી ઝાડાની સાથે થાપાના દરદમાં ઘટાડો થતો જાય છે. તેથી મેમ ડૉકટર કહેતાં હતાં તેમ નાસૂરે અંદરની તરફ રસ્તો કરી લીધો હોય એમ ખાતરી થાય છે. જો એમજ થયું હશે તો હવે મારૂં બચવું અશક્ય છે. એમે દુન્યામાં મને કયારે સુખ હતું કે હું મરવાથી ગભરાઇ જાઉં. એક વખત મરીને સદાનાં કષ્ટોથી તો બચી જઇશ. પરલોકની તો ઘણી ફિકર થાય છે, પણ તેની તો હવે મારામાં શક્તિએ નથી ને તેનો સમય પણ નથી. તેથી મરતાં મરતાં વિધવાઓના લાભની બે વાતો કહીને કૃતાર્થ થાઉં. વખતે મારી એ કોશિશ ખુદાને પસંદ પડે ને મારા અપરાધ ક્ષમા કરે. એવો વિચાર કરીને એક દિવસે પોતાનાં સગાંવહાલાં. આડોશીપાડોશી ને જાણુપીછાણુવાળાઓને ત્યાં માણુસ મોકલીને કહેવરાવી દીધું કે " મારી બીમારીની તમને ખબર છે, હવે મને મારી જિંદગીનો વિશ્વાસ નથી. હું ક્યારે ને શી રીતે મરીશ તેની મને ખબર નથી. તેથી એક વખત તમને બધાંને

જોઇ લેવાની મારી ઇચ્છા છે. વળી આલોક ને પરલોકના કલ્યાણ વિષે હું તમને વસીયત કરનાર છું. તેને માટે મેં તમને બધાને બોલાવ્યા છે. તેથી મહેરબાની કરીને જરૂર પધારી ઉપકૃત કરશો. આ ધારણા મનમાં ને મનમાં રહી જાય ને હું મરણ પામું એવું થાય નહિ એમ કરશો. ”

ખુદાની કુદ્રત તો જુઓ, કે નોતરૂં કર્યું તે દિવસથી આજાદી તંદુરસ્ત થવા લાગી, ને જાણે કદી માંદીજ ન હતી એવી દેખાવા લાગી. લોકોની આગળ જે ભાષણ કરનાર હતી તે તેણે નવરાશની વખતે વિચારી રાખી નોટ કરી રાખી, કે તે વખતે બધી વાતો અનુક્રમે યાદ આવે. અમે એ ભાષણની નકલ કોઇની પાસેથી કરી નથી. પણ આજાદીના મોમાંથી જે કંઇ નીકળતું હતું તે કેટલાક માણસો લખતા હતા તેમ અમે પણ લખતા હતા. બીજા લોકોના લખાણમાં કંઇક ખામી હતી પણ અમારૂં લખાણ અક્ષરશઃ આજાદીના ભાષણ પ્રમાણે હતું. આજાદી જો કે પરદામાં બેઠી હતી પણ અમે તેની પાસે પરદાની બહાર એટલો નજીકમાં બેઠા હતા કે તેનો શ્વાસ પણ સાંભળી શકતા હતા. વાચકવૃંદને અમે ખાતરી આપીએ છીએ કે આ લખાણમાં અમે એકે શબ્દ અમારી તરફથી વધાર્યો કે ઘટાડયો નથી. વળી તે વખતનો લખેલો મુસદ્દો અમારી પાસે મોજૂદ છે જે પર મોટા મોટા પ્રતિષ્ઠિત પુરૂષોની સહીઓ છે, ને તેઓ ખાતરીથી અભિપ્રાય આપે છે કે આજાદીએ એ પ્રમાણેજ બરાબર ભાષણ કર્યું હતું. બલ્કે એક ગૃહસ્થે તો એવો અભિપ્રાય આપ્યો છે, કે આ નકલ કરનારે ફોનોગ્રાફના જેવું કામ કરેલું છે.

ખાનદાન, લાયકાત, ઉંચું કુટુંબ ને મળતાવડા સ્વભાવના કારણથી આજાદી એવા દરજાની સ્ત્રી હતી કે તે કોઇને અમથા બોલાવત તોપણ લોકો દોડયા આવત, તો આ તેડું તો ઘણીજ આજિજી ને ઇચ્છાપૂર્વક હોવાના કારણથી લોકો પોતાનું નુકસાન વેઠીને પણ વેળાસર આવીને હાજર થયા. જ્યાં સુધી વસીયત સંભળાવવાનો નક્કી કરેલો દિવસ આવ્યો ન હતો, ત્યાં સુધી પ્રત્યેક માણસ પોતાના મત પ્રમાણે ધારણા બાંધતો હતો, અને

આટલી બધી ખટપટ કરવામાં કંઇ અગત્યનું કામ હશે એમ ધારી શું કામ હશે તે વિષે વિચાર કરતો હતો.

૧. પોતે ગૃહસ્થ છે, બાપનું ઘર તો સદાથી અમીર છે. જ્યારે આ-જાદીનાં લગ્ન થયાં હતાં ત્યારે એમના દેહેજની આખા શેહેરમાં ધામધૂમ હતી. જો કે સાસરીઆં પૈસાદાર ન હતાં, પણ એમના પતિએ ભોપાળમાં ઘણું કમાયું છે, ને તેમના મરણ પછી એ પગાર આજાદીને મળે છે. એમને કંઇ સંતાન નથી તેથી વખતે દત્તક લેવાનો વિચાર હશે, ને પાછળથી વાંધો ન પડે માટે સાક્ષી માટે લોકોને બોલાવ્યા હશે.

૨. નહિ, એમ હોય નહિ. દત્તકની મુસલમાની શરેમાં કંઇ અસલ નથી. ભણેલીગણેલી, મોલવીએણ ને શરેની વાતોથી વાકેફ હોવા છતાં એવું કામ કરે એ સંભવિત નથી.

૧. દત્તકની શરેમાં અસલ હોય કે ન હોય, પણ પોતાની મિલ્કત ગમે તેને આપવાની પ્રત્યેક માણસને સત્તા છે. વળી એમને તો કંઇ સંતાન પણ નથી તેથી એમને તો એમ કરવાની સત્તા હોવીજ જોઇએ.

૨. તમે એમને ઓળખતા નથી. હું સારી પેઠે ઓળખું છું. પાકાં દીનદાર છે, તેથી ખાતરીથી કહું છું કે તે એવું કદી કરશે નહિ.

૧. શું પોતાની મિલ્કતની વ્યવસ્થા કરવી એ શરેથી ઉલટું છે?

૨. બેશક, જેને હું દીનદારી કહું છું, ને જેવી દીનદારી આજાદી બેગમની છે તેની રૂએ તો પોતાના માલમાં પણ હાથ ઘાલવાની મના છે. જો સત્ય પૂછો તો દુન્યામાં કોઇ પણ માણસ અમુક મિલ્કતનો ખરો માલિક નથી. જે મિલ્કત જેની પાસે છે તે આડતના રૂપમાં છે. ખરો સ્વામિત્વનો હક ખુદાનો છે. વળી જે લોકો બખ્શિશ, વસીયત કે વેંહેંચણી કરીને પો-તાની મિલ્કતનો વહીવટ કરી જાય છે, તેને હું પસંદ પણ કરતો નથી. એથી તો એમ જણાય છે, કે એ લોકો પોતાના માલને એટલો બધો વહાલો ગણે છે, કે મરણ પછી પણ તે ઉપર પોતાનીજ સત્તા કાયમ રાખવાનું ઇચ્છે

છે. ખુદાએ અમારી મિલ્કતનો પુરો બંદોબસ્ત કરી રાખ્યો છે, એમ એ સમજતાજ નથી. તેણે દરેક સગાના હક નક્કી કરી દીધા છે, તેથી એમાં માથું મારવાની અમને સત્તા નથી. ખુદા કુરાનમાં ફરમાવે છે, કે "તમે નથી જાણતા; કે તમારા બાપ ને દીકરાઓમાંથી કોની તરફથી તમને વધારે લાભ થાય છે, તેથી મિલ્કતમાં કોનો ભાગ વધારે ઠરાવવો તે તમને માલૂમ નથી. વળી તમારા માલમાંથી કોને વધારે મળવાનો હક છે, તેની પણ તમને ખબર નથી. એની ખબર તો ખુદાનેજ છે, કેમકે તે જ્ઞાની ને હિકમતવાળો છે." હું તો એમ માનું છું કે મરતી વખતે મિલ્કત કે વારસ કોઇનો પણ ખ્યાલ આવવો ન જોઇએ. દુન્યા ઘણા લાંબા સમયથી છે. અમારી પહેલાં પણ એ માલ કોઇના કબજામાં હતો, ને તેની તે વ્યવસ્થા કરતો હતો. અમારા કબજામાં આવ્યો તે પછી અમે એની વ્યવસ્થા કરી ને ભવિષ્યમાં જે માલિક થશે તે તેની વ્યવસ્થા કરશે. "ચાર દહાડાનું ચાંદરણું" એના જેવી વાત છે. આ વાતો મેં આજાદી બેગમને મોઢેથી તો સાંભળી નથી પણ મને નક્કી ખબર છે, કે દીનદારીના તેમના વિચાર ઘણા ઉત્તમ છે. તેથી એવી સાધારણ વાતો તરફ તેમનું લક્ષ જાય એમ મનાતું નથી. તેઓ ઓલાદ ન હોવાથી કોઇને દત્તક લે એમ માનવામાં આવતું નથી. મારૂં ધારવું તો એમ છે, કે ઓલાદ ન હોવાનો એમને શોક પણ હશે નહિ.

૩. દત્તક નહિ લેતાં હોય તો પોતાની મિલ્કત સાર્વજનિક ઉપયોગ માટે આપવાનાં હશે.

૧. ત્યારે આલોકમાં ને પરલોકમાં તમારૂં કલ્યાણ થાય એની હું વસીયત કરનાર છું એમ બધાને શા માટે કહેવરાવ્યું હશે?

૩. જો સાર્વજનિક લાભ વિના બીજી વાત નીકળે તો મને કહેજો.

૪. વખતે પોતાના કફન દફન ને કબર માટે કંઇ કહેવાનાં હશે.

૨. શી વસીયત કરશે તે તો હું કહી શકતો નથી, પણ દત્તક, સાર્વજનિક ઉપયોગ માટે બક્ષિશ, ને કફન દફનની વાતો તો થવાનીજ નથી.

બધા લોકોને આમંત્રણ કરવાનું કંઇ બીજુંજ કારણ જણાય છે. સ્ત્રીઓને બોલાવી નથી તેનું કારણ પણ કંઈ જણાતું નથી.

૫. હવે એ વાતોને જવા દો. કાલે નહિ પણ પરમદહાડે આ વખત પહેલાં શી વસીયત કરશે તે સાંભળી ચૂકયા હોઇશું.

જે દિવસે લોકો વસીયત સાંભળવા એકઠા થયા તે દિવસે મોહોલ્લાની મસ્જિદમાં પરોઢીઆની નમાજની વખતે લોકોની એટલી બધી ગિરદી હતી કે રમજાનના છેલા શુક્રવારને દિવસે પણ એટલી હોતી નથી. ઋતુ પણ ઘણી ગરમ કે શરદ ન હતી, પણ સમધાત હતી. દિવસના આઠ વાગે બધા પુરૂષો મકાનમાં એકઠા થઇ ગયા. એક પરદાની પાછળ આજાદી બેઠી ને તેની પાસે કેટલીક સ્ત્રીઓ બેઠી, ને બાકીના તમામ મકાનમાં પુરૂષોજ પુરૂષો હતા. જ્યારે બધા બેસી ચૂકયા ત્યારે આજાદીએ પરદાની અંદરથી જોરથી બોલવા માંડયું.



## પ્રકરણ ૧૯ મું.

### આજાદી બેગમની અંતકાળની વસીયત ને તેમનું મરણ.

વ્હેંદા, ભાઇઓ અને સગાંવહાલાંઓ? અસ્સલામો અલયકુમ. હિંદુસ્તાનમાં અને જો હિંદુસ્તાનમાં નહિ તો ઘણું કરીને આ (દિલ્લી) શહેરમાં આ પહેલોજ બનાવ છે, કે એક પરદેનશીન ઓરત પુરૂષોની સાથે વાતચીત કરે છે. વળી એ પુરૂષોમાં કેટલાક તો અજાણ્યા છે. કોઇ પણ સ્ત્રી ગમે તે કોમ, ધર્મ, દેશ, વય કે સ્થિતિની હશે પણ તેને થોડી ઘણી શરમ તો હશેજ; તેથી સ્ત્રીઓને પરદાની આવસ્યકતા છે એમ ખાતરી થાય છે. દુન્યામાં મુસલમાનજ એવી એક કોમ છે કે જેમના ધર્મમાં પરદાને માટે હુકમ છે. એથી બીજા ધર્મવાળાઓ (તેમાં ઘણું કરીને ખ્રિસ્તિઓ) તેમના એ રિવાજ ઉપર ટીકા કરે છે. પરંતુ એ તેમની મોટી ભૂલ છે. તેઓ અમારી સ્થિતિથી સંપૂર્ણ વાકિફ નથી. તેથી જે રિવાજ આજ સુધી લાભદાયક સાબિત થઇ ચૂકયો છે તે ઉપર થોડીક અટકળની વાતો ઉપરથી તેઓ ટીકા કરે છે. હું અંગ્રેજોની ખાનગી સ્થિતિથી તદ્દન અજ્ઞાન છું; પરંતુ કિતાબો ને વર્તમાનપત્રોમાં વાંચવાથી મને ખાતરી થઇ છે કે પરદો ન હોવાથી તેનાં નઠારાં પરિણામ તેમને ભોગવવાં પડે છે. ત્યાંની સ્ત્રીઓમાં ત્યાંના દેશી રિવાજ પ્રમાણે જે સ્વતંત્રતા ને હુંપદ છે તે છીનવી લેવાં તો ખેર પણ તેને રોકવા કે ઘટાડવાનું કામ પણ પુરૂષોને અશક્ય થઇ પડયું છે. મુસલમાનોમાં પણ એકદમ પરદાનો રિવાજ થઈ ગયો નથી. બલ્કે લાંબા સમય સુધી બધાની વહુઓ ને દીકરીઓ જુના દસ્તૂર પ્રમાણે બહાર નીકળતી હતી. પછી ઇસ્લામની કેળવણીની અસરથી લોકોનાં અંતઃકરણ ખુદાની બીક, પરહેજગારી ને સારાં કૃત્યોથી વિભૂષિત થયાં, તેથી તેમનું વળણ પરદાની તરફ થયું. તેમણે સ્વતંત્રતાને પોતાના હકમાં ખરાબ ને ભયંકર સમજીને પરદામાં રહેવાની પોતાની ઇચ્છા જણાવી. પરદાના હુકમના આરંભમાં તેમાં

ઘણી સહેલાઇ હતી. સ્ત્રીઓ મસ્જિદમાં જઇ જમાઅતની સાથે નમાજ પઢી શકતી હતી કે લડાઇઓમાં જઇ ધાર્મિક યોદ્ધાઓની સેવા ચાકરી કરી શકતી હતી; પરંતુ જેમ જેમ વર્ષો જતાં ગયાં તેમ તેમ મનની નિર્મળતા ને વિચારોની પવિત્રતા ઓછી થતી ગઇ ને પરદાની જરૂર પ્રમાણે સખ્તી થવા લાગી, ને રહેતાં રહેતાં આજે તમે જે સ્થિતિમાં જુઓ છો તે સ્થિતિમાં પરદો આવી પોંહોચ્યો. આ પરદો શરેના હુકમથી ઘણો વધારે પરંતુ જરૂર ને સમય જોતાં હજુ ઓછો છે. હું પરદાની જબરી હિમાયતી છું, છતાં એક લાચારીના કારણથી હું મારો અવાજ અન્ય પુરૂષોને સંભળાવું છું અને શરેથી નહિ, પણ રિવાજથી વિરૂદ્ધ કામ કરીને આ જે કૃત્ય હું કરૂં છું તે મારી આખી ઉમરમાં પહેલું બલ્કે ખુદાની ઇચ્છા હશે તો છેલ્લું છે. પેગંબર સાહેબ (સ. અ.) નાં સાહેબજાદી હજરત ફાતિમા (ર. અ.) સાહેબે મક્કેથી મદીને જઇ રહેલા ધર્મના આગેવાન મુસલમાન પુરૂષો તથા મદીનાના અસલના વતનીઓની આગળ ઘણીવાર સુધી લાંબું ભાષણ આપ્યું હતું, ને તે ભાષણ પુસ્તકોમાં હજુ પણ સુરક્ષિત છે. હજરત આઇશા (ર. અ.) ને (બધા મુસલમાનો એમને તથા પેગંબર સાહેબની સર્વ પત્નીઓને પોતાનાં માતુશ્રી સમજે છે ) ઘણા લોકો ધર્મની બાબતના ખુલાસા પૂછવા આવતા હતા, ને પોતે પરદામાંથી જવાબ આપતાં હતાં. અર્થાત આજે હું જે ભાષણ આપું છું તે શરે પ્રમાણે દુરૂસ્ત છે એવી દલીલો મારી પાસે મોજૂદ છે.

મારામાં આ વખતે આટલું બધું બળ ક્યાંથી આવ્યું છે તેની કંઇ સમજ પડતી નથી. કેટલાંક વર્ષો પછી આજે હું આ પ્રમાણે મોઢેથી બોલી શકું છું. મારી નિર્બળતા હદથી વધી ગઇ છે. કોઈ પણ વખતે ને કોઇ પણ સ્થિતિમાં માણસને પોતાની જિંદગીનો ભરોસો નથી એની કોઇ ના પાડી શકે એમ નથી. પરંતુ ના પાડવી એ જુદી વાત છે, અને એ પ્રમાણે ખરા દિલથી માની કર્તવ્યોથી સાબિત કરી આપવું એ જુદી વાત છે, અને એ બેમાં જમીનઆસ્માનનો ફેર છે. મેં આજ સુધી સેંકડો માણસોને મરતાં જોયાં કે સાંભળ્યાં છે. તેમાંથી કેટલાંક મારાથી મોટાં, કેટલાંક

મારા સમોવડીઆં ને કેટલાંક મારાથી નાનાં હતાં. કેટલાંકે લાંબા સમય સુધી મંદવાડ ભોગવ્યો હતો ને કેટલાંક એકદમ મરી ગયાં હતાં. હું પોતે પણ બે ત્રણ વખત મરણતુલ્ય માંદી પડી હતી. પણ પહેલાં કોઇ વખત મને મરવાની ખાતરીજ ન હતી, મરણના સામાન્ય કાયદાથી જાણે હું પોતાને અપવાદરૂપ સમજતી હતી, ને સો સવાસો વરસની ઉમર પહેલાં ખુદા મને મારશે નહિ એમજ સમજી બેઠી હતી. માણસના દિલની ખબર ખુદા સિવાય બીજા કોઇને નથી; પરંતુ જેવી રીતે મેં મારી જિંદગી ગુજારી છે તેવીજ રીતે બધાની હકીકતનું અનુમાન કરૂં તો બધી દુન્યા ગફલતમાં પડેલી છે એમ મારી ખાતરી થાય છે. આ વાતનો તમે ઘેર જઇ નવરાશની વેળાએ વિચાર કરજો. અકલની રૂએ માણસને પોતાની ક્ષણભંગુર જિંદગીનો જેટલો વિશ્વાસ કરવો જોઇએ તેટલોજ જો બધા માણસો કરે, રાત્રે સૂઇ રહેતી વખતે એમ ધારીને સૂએ કે કોણ જાણે સવારે જીવતા ઊઠીએ છીએ કે નહિ અને સવારે ઊઠે ત્યારે સાંજરે સૂઇ રહીએ છીએ કે નહિ તે વિષે શંકા રાખે તો હાલમાં જે રીતે દુન્યા ચાલે છે તે રીતેજ ચાલી શકશે નહિ એમ તમારી ખાતરી થશે. જો એમ થાય તો પછી પાકી ને મજબૂત ઇમારતો કોણ બંધાવશે, બગીચાઓ કોણ બનાવશે ને ભવિષ્યની આશાઓ ને ઉમેદો માટે બંદોબસ્ત કોણ કરશે ? આશા ને ઉમેદ એ શબ્દો નિરર્થક થઇ જશે. હાલમાનો એક કવિના કહેવા પ્રમાણે,

**દોહરો.**

ગફલતની ચાલે હવા, આવે ઊંઘ અપાર,<br>
સૂતા એવા જાગવા, ખાધા સોગંદ યાર.

જેવી સ્થિતિ છે. અફસોસ કે જ્યારે નુકસાન મટાડવાની ને પાછલાં કામોનો બદલો વાળવાની મારી શક્તિ નાશ પામી ત્યારે મને મારી ભૂલ સુઝી. રોગોએ મારા શરીરને ને મરવાની ખાતરીએ મારા વિચારોને એવા વિપરીત કરી નાખ્યા છે કે આ મારો પુનર્જન્મ છે એમ મને જણાય છે. પહેલાં જે વિચારોને હું મારા દિલમાં સ્થાન આપવાનું ઇચ્છતી હતી છતાં

સ્થાનવાસી થતા ન હતા, તે હવે એવા સજ્જડ થઇ ગયા છે કે દિલમાંથી કાઢવા પ્રયત્ન કરૂં છું તો પણ નીકળતા નથી. જે વાતો આખી ઉમર સુધી શકવાળી અને અશકય જણાતી હતી તે આજે ધોળા દિવસની પેઠે નિર્મળ ને માની શકાય એવી જણાય છે. હવે તેમને માટે દલીલ કે સિદ્ધાંતની પણ જરૂર જણાતી નથી. આજે મારા વિચારો પહેલાંના જેવા હોત તો હું તમારી સાથે વાત પણ કરી શકત નહિ. જ્યારે કોઇ વિષય પર સામાન્ય વાત કરવાની પણ મારી શકિત ન હોત તો જેને માટે અગાધ વિદ્યાની જરૂર છે એવી વાતો તો શી રીતે કરી શકત ? પરંતુ મારે હવે દુન્યામાં રહેવું નથી એ વિચારે મારા દિલને મજબૂત, મારી તબીઅતને બળવાન ને મારી હિંમતને જબરાં બનાવી દીધાં છે. એથી વખતે લોકો મને નિર્લજ કહેશે; પરંતુ એક દિવસ એવો આવશે કે મને મેણાં મારનાર પણ હશે નહિ, (એવા વખતને હજુ વાર છે) ને મેણાં ખાનાર પણ હશે નહિ ( એ વખત જલદી આવવાનો છે ). હમણા હું તમારી આગળ એવી વાત કહીશ કે જે સાંભળીને તમને આશ્ચર્ય થશે. મારી સ્થિતિ કુરાનનાં નીચેનાં વાક્યો જેવી છે. ખુદા ફરમાવે છે, કે " ખુદાની આગળ દરેક માણસને ( કિયામતને દિવસે ) એવી સ્થિતિમાં હાજર કરવામાં આવશે, કે જેવી રીતે દુન્યામાં ફોજદારી ગુનેહગારો સાથે એક સિપાઇ હોય છે, ને તેને ખેંચીને હાકેમની પાસે તે લઇ જાય છે તેમ તેની સાથે પણ હશે, ને તે તેને ખુદાની પાસે ખેંચીને હાજર કરશે. એક સાક્ષી હશે જે તેના વિરૂદ્ધ સાક્ષી પુરીને કોઇ જાતની તકરાર બાકી રાખશે નહિ. અર્થાત દરેક માણસને ગુનેહગારની પેઠે ખુદાની રૂબરૂ લાવવામાં આવશે. તે વખતે ખુદા ફરમાવશે કે તું આ સ્થિતિથી ગાફિલ કેમ રહ્યો, ને મારે જવાબ આપવા માટે ખુદાની રૂબરૂ જવું પડશે એ વિષે તેં કદી વિચાર કેમ ન કર્યો ? તું ન હોતો જાણતો કે જેના કબજામાંથી નાશી શકાય નહિ એવા ત્યાં મારી દેખરેખ માટે સિપાઇઓ હશે, ને જેમને જુદા નહિ પાડી શકું એવા ત્યાં મારી વિરૂદ્ધ સાક્ષીઓ હશે. તારી આંખો ઉપર ગફલતનોજ પરદો પડયો હતો તે અમે આજે ઉઠાવી લીધો છે. હવે તારી દૃષ્ટિ એવી તીક્ષ્ણ થઇ ગઇ છે કે જે

વસ્તુઓ વિષે તને શંકા હતી તે ચોકખી દેખાઇ આવે છે " એ વાકયોમાં કહ્યા પ્રમાણે આજે મારી હાલત છે.

મારાં માબાપના વિચારો ધર્મસંબંધી એવા એક બીજાની વિરૂદ્ધ હતા કે હમેશા બંનેની વચ્ચે અણબનાવ રહેતો હતો. અને તેથીજ જ્યારે મારી વયની મારી બેનપણીઓ ઢીંગલીઓ રમવામાં રોકાએલી રહેતી હતી ત્યારે હું ધર્મસંબંધી વિચારોમાં ગુંથાએલી રહેતી હતી. વાદવિવાદમાં મારા પિતા મારાં માને હરાવી દેતા હતા, પણ મારાં મા એવાં આસ્તિક હતાં કે જવાબ ન આપી શકતાં તો પણ પોતાની હઠ છોડતાં ન હતાં. કોઇ વખતે શંકા પડતી તો મારા વડવા પાસે જઇ તેનું નિરાકરણ કરી આવતાં હતાં. એ વખત મને ઘણી મુસ્કેલીનો હતો. કેમકે બચપણની ઉમર, રમવાના દિવસો, ધર્મ જેવો ગહન વિષય, તેમાં વળી મતભેદને ફેસલો કરવાની મારામાં લાયકી નહિ તેથી અનાડીના ત્રાજવાની પેઠે કોઇ વખત આ પલ્લું નમી જતું હતું તો કોઇ વખત બીજું નમી જતું હતું. નમાજ, રોજા, વાઅઝોમાં જવું, ને કુરાન પઢવું, એ કામ માનું હતું. બાપને નમાજ રોજાનો વિચારજ ન હતો, બલ્કે અઠવાડીઆં સુધી જીભ ઉપર ખુદાનું નામ પણ આવતું ન હતું. મારા ઉપર માની અસર વધારે થઇ. મેં જો કે લાગલાગટ તો નમાજ પઢી નથી પણ કોઇ આખો મહીનો નમાજ વિનાનો જવા દીધો નથી. કેટલીક વખતે રોજા નથીએ રાખ્યા ને જે રાખ્યા છે તે ખરા દિલના નથી રાખ્યા તો પણ આખા રમજાનમાં એકે રોજો રાખ્યો ન હોય એવો બનાવ બન્યો નથી. પરંતુ હમણા થોડા દિવસથી સમજ પડી કે ઇબાદત કબૂલ થવા માટે તે ખરા દિલથી કરેલી હોવી જોઇએ, ને મેં કોઇ પણ બાદ ખરા દિલથી કરી નથી, માટે મારી બધી ઇબાદત કરેલી ના કર્યા બરાબર છે. મા અને મોસાળીઆંની નકલ કરવી તે મારો ધર્મ હતો તેથી એમાં શુદ્ધતા કયાંથી હોય ? વળી તે ઉપર બાપના સુધારા કરેલા હતા. તેથી મારી ઉમરનો ઘણો ભાગ તો એવો ગયો છે કે જેના કોઇ પણ ભાગમાં ખરા દિલથી મેં ખુદાના અસ્તિત્વ વિષે વિચારજ કર્યો નથી. હું મારા વિચારો ખુદાથી ગુપ્ત રાખી શકી નથી તો માણસોથી શા માટે ગુપ્ત રાખું. ખુદા ખરેખરો છે કે નહિ

એ વિષેજ મને લાંબા સમય સુધી શંકા હતી. વળી હું એમ ધારતી હતી કે જો ખુદા છે તો તે અમારી પાસેથી શું ઇચ્છે છે? તેણે અમને અમારી ઇચ્છા વિના શામાટે જન્મ આપ્યો? જાત જાતની જંજાળો અમારી પાછળ શા માટે વળગાડી દીધી? એ બધી વાતો પરથી હું તો એજ નિર્ણય-પર આવતી હતી કે જિંદગીના દિવસો સુખેદુઃખે ગુજાર્યા વિના બીજું કંઇ પણ અમારાથી થઇ શકે એમ છેજ નહિ. ઇબાદતની મહેનત, ધર્મનું બંધન, મરણ, ને મરણ પછી જવાબ દેવો એ બધું એણે અમારે માથે નાખ્યું છે તો એથી તો એમ જણાય છે, કે એણે અમને પેદા કરીને નાહક મુસીબતમાં ફસાવ્યા છે. એ કેવો ન્યાય ને કેવી દયા? દુન્યામાં સારા, નઠારા, દીનદાર ને બેદીન બધી જાતના માણસો છે છતાં કોઇમાં કોઇ પ્રકારની વિશેષતા જણાતી નથી, કે જેથી ફલાણાથી ખુદા રાજી ને ફલાણાથી નારાજ છે તેની ખાતરી થાય. દુન્યામાં અસંખ્ય ધર્મ સંપ્રદાયો છે, અને દરેક ધર્મવાળો અન્ય ધર્મવાળાઓને ખોટે રસ્તે ચડી ગએલા માને છે, પરંતુ કોઇ પણ ધર્મવાળો કોઇ પણ અમુક બાબત એવી બતાવી શકતો નથી કે ફલાણી વિશેષતા ફક્ત અમારામાંજ છે, બીજામાં નથી. જેને જુઓ તે પરલોકનો હવાલો આપે છે. પણ એ શમસ્યા એવી છે કે આજસુધી એનો ઉત્તર કે ખુલાસો કોઇએ આપ્યો નથી, ને કિયામત સુધી કોઇ જવાબ આપે એવી આશાએ નથી. ખરૂં પૂછો તો જયારે મને એવો વિચાર આવતો હતો કે આ દેશમાં બીજા ધર્મવાળાના મુકાબલામાં અમે "આટામાં લૂણ" ના પ્રમાણમાં છીએ તો હું બહુજ ગભરાતી હતી. કે શું બીજા ધર્મના આટલા બધા લોકોને નરકમાં નાંખી દેવા માટેજ જન્મ આપ્યો હશે! હું કેટલીક હિંદુ સ્ત્રીઓને ઓળખું છું ને બે ત્રણ મડમો સાથે પણ મારે જાણપીછાણ છે ને અકલ પણ સાક્ષીભૂત છે તેથી મને પાકી રીતે ખાતરી થઇ છે કે અન્ય ધર્મવાળાઓમાં પણ નેકી, ખુદાનું ઓળખાણ, ખુદાની બીક, ને ખુદાની ભક્તિ કરવાનો ગુણ છે, પણ તેઓ ફક્ત પોતાની હદના કારણથી મુસલમાન નથી અથવા ઇસ્લામની હકીકતથી એ પૂરી રીતે વાકિફ નથી, અથવા પોતે જે ધર્મમાં છે તેને ખરા દિલથી સાચો ધર્મ

માને છે ને એજ ધર્મથી એમના દિલને શાંતિ મળે છે તેથી મુસલમાન થતા નથી. હવે એવા લોકોનો મોક્ષ થવાનો નથી એમ કહી દેવું એ કેટલી બધી મુસ્કેલીની વાત છે તેનો વિચાર કરો. મતલબ કે ધર્મસંબંધી મારા વિચારો ડામાડોળ ને ઢંગધડા વિનાના હતા. એથી કોઇ કોઇ વખતે મારૂં મન પણ ગભરાતું હતું પણ ધર્મ વિષે મને ઘણી પરવા ન હોવાના કારણ- હું મારૂં મન બાજી તરફ ફેરવી દેતી હતી. હવે મને બે પ્રકારનો પસ્તાવો થાય છે. એક તો ગફલતના કારણથી જાનવરોની પેઠે બેભાનના જેવી જિં- દગી ગાળવાનો ને બીજો એવી નઠારી જિંદગીનો પસ્તાવો ન કરવાનો. જ્યારથી મને જિંદગી તરફથી નિરાશા થઇ છે ત્યારથી મારા વિચાર બદ- લાઇ ગયા છે. હવે મને દરેક દિશાએ ખુદાજ ખુદા દેખાય છે. હવે હું એમ સમજવા લાગી છું કે જ્યારે જિંદગીનું પરિણામ મરણ છે તો પછી ગમે તેવો મોટો બાદશાહ હોય તો પણ માણસની હકીકત શી? શ્વાસ જતાંજ માટીનો ઢગલો થઇ જવાનો. પરંતુ માન્યતા માન્યતામાં પણ ફેર છે. મને મરવાની ખાતરી પ્રથમ પણ હતી ને દરેક માણસને હોય છે, પરંતુ તે વિશ્વાસ બીજી જાતનો હતો ને આ બીજી જાતનો છે. તે નકલ ને આ અસલ તે કૃત્રિમ ને આ વાસ્તવિક છે. કોઇ બુઝુર્ગની હકીકતમાં મેં વાંચ્યું હતું કે તેમણે પોતાના ઘરમાં એક કબર ખોદી રાખી હતી ને તેમાં દરરોજ થોડા વખત માટે જઇને સૂઇ રહેવાનો રિવાજ રાખ્યો હતો કે જેથી મોતની યાદી તાજી રહે. મેં કબર તો ખોદાવી નથી. પણ મને સંપૂર્ણ ખાતરી છે, કે હું જે ખાટલાપર સુતી છું તે ઉપરથી હવે કબરમાં ઉતારવા માટેજ મને ઊઠાડવામાં આવશે. અર્થાત્ મોતના આવા સંપૂર્ણ વિશ્વાસે મારી બધી શંકાઓ દૂર કરી દીધી છે, ને હવે મને ખાતરી થઇ છે કે હું એક આજિ- જ ને કનિષ્ઠ પ્રાણી છું.

એવી રીતે જ્યારે મેં મારી હકીકત જાણી ત્યારે મને ખુદા દેખાવા લાગ્યો. "જેણે પોતાને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો" એ વાક્યો વ્યાખ્યાનોમાં સાંભળતાં ને કિતાબોમાં વાંચતાં ઉમર જતી રહી પણ એનો ખરો અર્થ હવે સમજવામાં આવ્યો, કે પોતાને ઓળખવાથી ખુદાને શી

રીતે ઓળખાય છે. ખુદાને ઓળખ્યા પછી તેની પ્રૌઢતા ને તેના દબદબા વિષે મેં વિચાર કર્યો તો હું એવી ગભરાઇ ગઇ કે મારી હસ્તીને હસ્તી કહેતાં મને શરમ આવવા લાગી. આ વિચાર આવવાથી મને ઘણી નિરાંત વળી. કેમકે હું રાતદિવસ ફિકરમાં રહેતી હતી ને તેનો ફેંસલો મારી અકલથી થઇ શકે એમ ન હતું.

મેં જ્યારે ખુદાને ઓળખ્યો ને મને પણ ઓળખી ત્યારે મને જણાયું, કે જેના મારા ઉપર અનહદ ઉપકાર છે તેના ઉપકારનો બદલો ન વાળવો એ માણસાઇથી વિરૂદ્ધ છે. પરંતુ મેં વિચાર કર્યો, કે તેની જાત તો નિસ્પૃહી છે બલ્કે તેનો ઉપકાર માનીએ તેની પણ તેને પરવા નથી; તેથી બની શકે ત્યાં સુધી માણસોની સાથે સલુકાઇ ને વિવેકથી વર્તવું એજ એનો ઉપકાર માનવો ને એની મહેરબાનીઓનો બદલો વાળવો છે. કેમકે અમે જોઇએ છીએ કે તે બધાનું રક્ષણ કરી તેમનું ભરણ પોષણ કરે છે તેથી અમે પણ તેના બંદાઓની સાથે મહેરબાનીથી વર્ત્તીએ તો તે અમારાં એવાં કૃત્યોથી નક્કી રાજી થશે. પરંતુ મારા અંતકાળ વખતે મને આ વાતોની સમજ પડી તેથી મને ઘણી દિલગીરી થાય છે. હવે મારી જિંદગી ઘડી બે ઘડી કે કલાક બે કલાક કે પોહોર બે પોહોરની છે, તેમાંએ બીમારીના કારણથી જીવને ચેન નથી; પરંતુ જ્યાં સુધી જીવું છું ત્યાં સુધી કંઇ પણ કરવું તો જોઇએજ. તેથી છેવટે એક વાત સમજમાં આવી છે, ને તે માટે મેં આપ સાહેબોને તસ્દી આપી છે, અને મારો એ વિષય “ વિધવાઓની સ્થિતિ ઉપર નજર કરવી જોઇએ. ” એ છે.

હું વિધવાઓ વિષે જે કંઇ કહીશ તે તમે તમારા મનથી જેટલું જાણી શકો તે કરતાં વધારે વિશ્વાસ રાખવા લાયક હશે એમ તમારી પાકી ખાતરી હશે. કેમકે હું સ્ત્રી છું; તેથી એક સ્ત્રી બીજી સ્ત્રીની હકીકતથી જેટલી માહીતગાર થઇ શકે છે તેટલું તેનું કોઇ પણ બીજું સગું (પુરૂષ) વાકેફ થઇ શકતું નથી, વળી હું રંડાપાનું દુઃખ સારી પેઠે ભોગવી ચૂકી છું ને તેનો સ્વાદ ચાખી ચૂકી છું. ત્રીજું કારણ એ છે કે હું હવે મરવાની

તયારીમાં છું તેથી હવે જે કંઇ કહીશ તેમાં સ્વાર્થ નહિ હોય એમ તમને ખાતરી થશે. હવે દુન્યાની બધી બાબતો સાથેનો મારો સંબંધ તૂટવા બેઠો છે, તેમજ જે શરીર હું માના પેટથી લઈને આવી છું અને જેણે આજ સુધી મારો સંગાથ કર્યો છે તેનો સંબંધ પણ હવે છોડવાની છું, તો હવે બીજા સંબંધ શી રીતે બાકી રહેવાના હતા ? તેથીજ મેં તમને બોલાવીને વિધવાઓને પડતાં દુઃખો સંભળાવવાની હિંમત કરી. કેમકે ખુદાની સેંકડો બંદીઓ મનમાં ને મનમાં બળાપો કરીને દુન્યાંથી જતી રહી ને કોઇએ જાણ્યુંએ નહિ, કે રંડાપાએ એમને કેટલું દુઃખ દીધું હતું ! હું સારી પેઠે જાણું છું કે હું હાલમાં જે કરૂં છું તેવું કોઈ સ્ત્રીએ કર્યું નથી. મારા આ આશ્ચર્યકારક કામની ઘણા સમય સુધી ચર્ચા રહેશે, લોકો જાતજાતની શંકાઓ કરશે મને ગાળો દેશે ને નઠારી કહેશે. પરંતુ હું એવી જગાએ જવાની છું કે જ્યાં અહીંનો અવાજ પોંહોંચી શકવાનો નથી. મારો મામલો હવે ખુદાની સાથે છે, ને હું સારી છું કે નઠારી તે તે સારી પેઠે જાણે છે. તે દુન્યાના જડજો જેવો નથી કે જુરર, આસેસર ને સાક્ષીઓ વિના પોતાના અભિપ્રાય પ્રમાણે ફેસલો આપી શકે નહિ. તેથી મારા મરી ગયા પછી લોકો મારે માટે શું કહેશે તેની મને પરવા નથી. તમારામાંથી ઘણાંકને મારી સ્થિતિની ખબર છે તેથી હું મારી સ્થિતિથી તમને વાકિફ કરવાનું ચાહતી નથી. ફક્ત મારા રંડાપાની કહાણી તમને સંભળાવું છું.

મારો રંડાપો કોઇ ખાસ પ્રકારનો રંડાપો હતો એવો હું દાવો કરતી નથી. બેશક હું જુવાનીમાં વિધવા થઇ છું. પણ ઉમર કે સ્થિતિની સાથે વૈધવ્યનો કંઇ સંબંધ નથી. ઘરડાં, જુવાન, છોડીઓ, બાલ બચ્ચાં વાળીઓ નિઃસંતાન સ્ત્રીઓ, અમીર, ગરીબ, ખાનદાન કુટુંબની કે નીચ જાતની કોઇમાં પણ વિધવાઓની ખોટ નથી. બલ્કે મારી હાલત તો ઘણી વિધવાઓ સાથે સરખાવતાં સારી હતી. મારી સાથે બાલબચ્ચાંની જંજાળ ન હતી કે તેમના ભરણપોષણ, કેળવણી ને પરણાવવાની ફિકર કરવી પડે. નવાબ સાહેબનું ખુદા ભલું કરે તેમણે મારો પગાર બાંધી આપ્યો હતો. તેથી હું આરા-

મથી મારો ગુજારો કરી શકતી હતી, ને આજ સુધી મેં આરામથી મારી જિન્દગી ગાળી છે. મેં ઘણી સ્ત્રીઓને મોઢે સાંભળ્યું હતું ( ને આરંભમાં મારો પણ વિચાર એવોજ હતો ) કે ભરણપોષણની મારે ફિકર ન હોવાના કારણથી જો હું પુનર્લગ્ન કરવા માટે વિચાર કરૂં તો મારૂં એ કૃત્ય અયોગ્ય ગણાશે. પરંતુ મારો એ વિચાર થોડાજ દિવસમાં બદલાઇ ગયો અને હું સમજી કે પુરૂષ કમાય ને સ્ત્રી ખાય એજ જો પરણવાનો ઉદ્દેશ હોય તો એ સંબંધમાં કંઇ પણ મજા નથી, તેમજ એવો સંબંધ પ્રતિષ્ઠિત પણ કહેવાય નહિ. વળી જો એવું હોત તો ગૃહસ્થો પોતાની દીકરીઓને પરણાવવાનું નામ પણ લેત નહિ. પરંતુ લગ્નનો ખરો ઉદ્દેશ સ્ત્રીપુરૂષે અન્યોન્યની પ્રીતિનો લાભ લેવો એ છે. આ આરામ આપનાર ને ખુશી બક્ષનાર પ્રીતિની શાખાઓરૂપે ઘરસંસારથી પેદા થનારા ફાયદા છે. માણસના અભિપ્રાયનું કંઇ ઠેકાણું નથી. મને સારી પેઠે સાંભરે છે કે રંડાપાના આરંભમાં બલ્કે રંડાપાના કેટલાંક વર્ષ પછી પણ મારી એવી હાલત હતી કે ખુલ્લા શબ્દોમાં તો કહેવાની કોઇની હિંમત થતી. ન હતી ઇશારામાં પણ કોઇ પુનર્લગ્નનું નામ મારી આગળ લઇ શકતું ન હતું, ને જો કોઇ લેત તો હું તેનું ડાચું રંગી નાખત. કદાપિ મને પોતાને એવો વિચાર આવતો હતો તો હું એને શેતાનની ઉશ્કેરણી સમજી મારૂં મન બીજી તરફ ફેરવી દેતી હતી. હવે મારો વિચાર તદ્દન બદલાઇ ગયો છે. હાલમાં મારી હાલત એવી છે, કે મારી સાથે કોઇ પુનર્લગ્ન કરે એમ નથી છતાં મારી મરજી એવી છે, કે હું પુનર્લગ્ન કરીને પછી મરી જાઉં તો સારૂં, કે કિયામતને દિવસે પુનર્લગ્ન કરેલી સ્ત્રીઓના ટોળામાં ઉભી થાઉં. એક રીતે જુઓ તો મેં મારૂં બધું વૈધવ્ય પુનર્લગ્ન ન કરવાનાજ વિચારમાં ગાળ્યું છે, કેમકે જો એમ ન હોત તો હું પુનર્લગ્ન કરી લેત ને કોઇના રોકવાથી હું એમ કરતાં અટકત નહિ. પણ ખરો ઇનકાર તો ઇદ્દત સુધીજ હતો; કેમકે ત્યાં સુધી મોલવી સાહેબની સંભારણા તાજી હતી, અને તેમની એવી અપૂર્વ પ્રીતિને એટલા થોડા સમયમાં ભૂલી જાઉં એને હું બેવફાઇ સમજતી હતી. શરેમાં અમુક સમય ઇદ્દત માટે ઠરાવ્યો છે, તેનાં બીજાં પણ કારણો તો હશે, પરંતુ એટલો તો

મને જાતીય અનુભવ છે, કે એટલી મુદ્દતમાં શોકમાં ઘણોજ ઘટાડો થઇ જાય છે, અને કૃત્રિમ દિલગીરીથી શોકને રોજને રોજ તાજો ન રાખવામાં આવે તો જાણે શોકની ઉમરજ એટલી ( ૪ મહીના ૧૦ દિવસ ) છે એમ જણાય છે. પુનર્લગ્નનો ખ્યાલ મને ઇદ્દતમાં પણ આવ્યો તો હશે, પણ ઇદ્દત પછી તો ગમે તે એક વાત નક્કી કરવાનો મેં દૃઢ નિશ્ચય કરી લીધો હતો. એ વિષે વિચાર કરવામાં મેં કંઇ બાકી રાખ્યું નથી. ધર્મ, બુદ્ધિ ને મારી સ્થિતિ એ ત્રણે મને પુનર્લગ્ન કરવાની રજા આપતાં હતાં, ત્યારે ફકત રિવાજ મના કરતો હતો. પણ હિંદુઓમાં છે, તેટલો કઠણ રિવાજ પણ ન હતો. મુસલમાનોમાં ફકત જે સ્ત્રી વિધવાવિવાહ કરે છે તે હલકી ગણાય છે ને તેની આબરૂ પૂર્વવત રહેતી નથી એટલોજ રિવાજ છે. પણ એ કંઇ માનવા જેવી વાત નથી. દુન્યામાં દરેક માણસ બીજાને હલકો ગણે છે. દિલને વધારે દુખાવનાર તો એક વાત છે ને તે એ છે, કે સ્ત્રી શીળરક્ષણાર્થે પુનર્લગ્ન કરે છે છતાં તે શીળવંતી નથી એમ માનવામાં આવે છે એ વાત ઘણી અયોગ્ય છે. હું રીતરિવાજને હમેશા અપમાનની નજરથી જોતી હતી ને માનતી હતી કે સારાસારની કસોટી માટે ધર્મ ને અકલ બે બાબતો મુખ્ય છે. બલ્કે સત્ય પૂછો તો ધર્મજ ખરી કસોટી છે. કેમકે માણસની અકલનું કંઇ ઠેકાણું નથી. એકજ વાતને એક માણસ સારી સમજે છે, ને બીજો નઠારી. એજ કારણથી જગતમાં વિરૂદ્ધતા દૃષ્ટિગોચર થાય છે. અમે સમજીએ છીએ કે નિર્દોષ બાળાઓને મારી નાખવા જેવું જંગલી ને જુલ્મી કોઇ કૃત્ય નથી; પરંતુ જે લોકોમાં ( રજપુતો વગેરેમાં ) દીકરીઓને દૂધપીતી કરવાનો ચાલ છે, તેઓ કહે છે કે દૂધપીતી કરવા કરતાં કુંવારી દીકરીઓને બેસાડી મૂકવી અથવા સસરા ને સાળા બનવું એ વધારે શરમની વાત છે, તે તેથી "જાન જાય, પણ આન રહે" એવું એ કૃત્ય છે એમ એ લોકો સમજે છે. તેથી એ લોકો એ કામની બરાબર શાબાશી લાયક બીજું કોઇ કામ ગણતા નથી. આ તો મેં દૃષ્ટાંત આપ્યું છે. એવી તો સેંકડો વાતો છે, કે જે માટે લોકોમાં મતભેદ ચાલે છે. માણસો માણસોમાં મતભેદ હોય તો ખેર,

પણ એકજ માણુસ એક વાતને આજે નઠારી કહે છે, તેજ બીજી વખતે એને સારી કહેવા લાગે છે." એવો બનાવ મારા ઉપર પણ ગુજરેલો છે, અને દરેક માણસે એવી વિષમતા અનુભવી હશે. નાનપણની વાતો જુવાનીમાં ને જુવાનીની વાતો વૃદ્ધાવસ્થામાં અજુગતી લાગે છે. તેથી જે રિવાજને ધર્મ સારો કહે તે સારો ને જેને નઠારો કહે તે નઠારો સમજવો જોઇએ.

હું એમ માનીને મારા દિલમાં કહેતી હતી; કે જ્યારે માણુસમાં સારાસાર સમજવાની શક્તિ નથી તો રીતરિવાજનું આટલું બધું પ્રબળ કેમ હોય? રીતરિવાજ તો માણુસોએ પાડેલા છે, ધર્મે નક્કી કરેલા નથી. તેથી જે લોકો એને અનુસરે છે, તેઓ મોટી ભુલ કરે છે. પરંતુ જ્યારે રીતરિવાજનો મને મુકાબલો કરવો પડયો; ત્યારે મેં જાણ્યું કે દુન્યામાં એથી બળવત્તર કોઇ સત્તા છેજ નહિ. જ્યારે જ્યારે પુનર્લગ્નનો વિચાર આવતો ત્યારે ત્યારે પુનર્લગ્ન કરવાનો ઇરાદો કરતી, ને ઇરાદાની સાથેજ રીતરિવાજ મારા બધા ઇરાદા ધૂળધાણી કરી નાખતા. તે વખતે હું મારા મનમાં કહેતી હતી, હાય હાય પુનર્લગ્ન કરીશ તો લોકો મને બે ધણીવાળી કહેશે, મારી બરાબરની સ્ત્રીઓ મને અપમાનની નજરથી જોશે, મેણાં મારશે, ને હસશે. બધી સ્ત્રીઓ બીબીની સહનક* ખાશે ને હું બેઠી બેઠી જોઇશ. મારા કારણથી મારાં બચ્ચાં ફજેત થશે. તેથી મારો વિચાર બદલાઇ જતો ને કહેતી કે આવું અપમાન હું વેઠી શકતી નથી. જેના કારણથી આબરૂ જાય એવા સૌભાગ્યને આગ લાગે, લોકોનાં મેણાં સંભળાવે, ગાળો ખવડાવે ને ઓલાદને વર કે કન્યા મળે નહિ ને મળે તો હલકી જાતનાં મળે. તેવું પરણેતર શા કામનું? વળી વિચાર આવતો હતો, કે લોકોના તાપવા માટે આપણા ઘરને બાળવું એ કયાંનું ડહાપણ? જે લોકો ખુદારસૂલથી

---

* મુસલમાનોમાં વિવાહ વગેરે ટાણે કેટલાક લોકો એક પ્રકારનું જમણ (મીઠાઇ, કે દહીં ખાંડ ને ભાત) કરે છે. એ જમણ ધર્મવિરૂદ્ધ છે. પણ રિવાજ હોવાથી પ્રચલિત છે; એ જમણ સધવા, વિધવા ને કુંવારી સ્ત્રીઓ ખાઇ શકે છે. પુનર્લગ્ન થએલી, કાનની ટીશી કપાઇ ગએલી, ને સગાઇ તૂટેલી સ્ત્રીઓ ખાઇ શકતી નથી.

જાણીતા ને દીનઈમાનથી વાકિફ છે તે તો ચોક્કસ મને ખોટી કહી શકવાના નથી, મનમાં તો ભલે ગમે તે કહે; અને જો એ લોકો મનથી પણ મને નઠારી સમજશે તો તેથી તેઓ પોતાને હાથે પોતાના ઈમાનને નુકસાન કરશે. એવી રીતે મનથી નઠારી સમજનારા પણ સોમાં એકાદ હશે તેનો શો હિસાબ ? વળી પુરૂષો સાથે મારે કામ નથી, મારે તો સ્ત્રીઓ સાથે કામ છે; પરંતુ સ્ત્રીઓ તો દીનથી બેનસીબ ને ઈમાનથી દૂર છે. તેમની વાતનું કંઈ વજન નથી. એ બિચારીઓને તો પોતાના ધણી સાથે પણ સોવસા બનતું નથી, અને જો કદાપિ બને છે તો તેના બનાવ, શણગાર ને ઉપરની ટાપટીપથી બને છે, નહિ તો રાતદિવસના કજીઆ ને ફસાદોના કારણથી ઘણો વખત અણબનાવજ હોય છે. એમને તો ઘરબારનો બંદોબસ્ત, બાલબચ્ચાંનું રક્ષણ, કોઈની નિંદા, કોઈની બદી, કોઈની દુશ્મની ને કોઈની ઇર્ષ્યાથી નવરાશજ મળતી નથી કે ધર્મની વાતોમાં ચિત્ત પરોવે ! એમને સમજ તો છે નહિ, તેથી હું તો શું હજરત મરિયમ જેવી પવિત્ર કુમારિકાને પણ એ ધારે તો મેણાં મારે ! માટે પુનર્લગ્ન કરીશ તો એવી સ્ત્રીઓથી સંબંધજ રાખીશ નહિ એટલે બસ. પણ વળી વિચાર આવતો હતો, કે એક બે હોય તો તેમને છોડી દઉં, અહીં તો કુંભારનો આખો નીભાડો બગડયા જેવું છે. કુટુંબનાં કુટુંબ ખરાબ છે તેથી બધાને છોડાશે નહિ. કોઈક પણ એકાદ દિવસ મેણું મારશેજ. તે વખત એમની સામે થવુંજ પડશે, પણ સામે થઈશ તો એમની સંખ્યા વધારે હોવાથી તેઓ મને પજવશે. તેથી હું હેરાન થઈશ.

જો એવા વખતમાં મને કોઈ સહાય કરનાર ને હિંમત આપનાર હોત, તો આજે મને પુનર્લગ્ન કરે પંદર વીશ વર્ષ થઈ ગયાં હોત. પરંતુ સગાંવહાલાં અને સંબંધીઓએ મોંથી તો ઘણી દિલસોજી દેખાડી પણ પુનર્લગ્નનું કોઈએ નામ પણ લીધું નહિ, તથાપિ એમાં એમનોએ કંઈ વાંક જણાતો નથી. જે કારણથી હું લાચાર હતી, તેજ કારણથી તેઓ પણ નિરૂપાય હતા. તેઓ જાણતા હતા કે, અમારાજ કુટુંબની હોવાથી પુનર્લગ્ન કરવાની નથી;

તેથી એને પુનર્લગ્ન કરવા માટે કહેવું તે "દાઝયા પર ડામ" જેવું કથન ગણાશે, માટે કોઇ કંઇ બોલ્યુંજ નહિ. મારાં માએ તો મારા રંડાપા પછી છતે ધણીએ સંસારવ્યવહાર છોડી દીધો ને એક રીતે જોઇએ તો તેમણે પોતાનું ઘર ભાંગ્યું. મારા વડવાએ સહનશીલતાની ઉત્તમતા વિષે એવાં એવાં ઉત્તમ વ્યાખ્યાનો સંભળાવ્યાં, કે ધણી તો ખેર, હું આપ મરી ગઇ હોત તો મારો પોતાનો પણ વિલાપ ન કરત. એવી રીતે એમણે બધાંએ જ્યારે મારી સાથે સારી રીતે વર્ત્તવામાં કંઇ ખામી રાખી નથી તો મારે તેમનો ઉપકાર માનવો જોઇએ. એમણે પુનર્લગ્ન માટે મને સમજાવીને તૈયાર કરવી જોઇતી હતી તે કોઇએ ન કર્યું. પણ એમાં એમની કસૂર ન હતી. પુનર્લગ્ન મારે કરવું હતું તેથી તેનો ઇરાદો પ્રથમ મારે દેખાડવો જોઇતો હતો, તે મેં દેખાડયો નહિ તેથી બીજા શું કરી શકે?

પુનર્લગ્નનો વિચાર મનમાંથી કાઢી નાખી બીજા વિષયમાં ચિત્ત લગાડવા માટે મેં ઘણી કોશિશ કરી પણ તેમ થયું નહિ. એક વર્ષ સુધી દાવૂદી ઉપવાસ ( એકાંતરે ઉપવાસ કરવો તે ) કર્યા, કેમકે કિતાબોમાં વાંચ્યું હતું કે દાવૂદી ઉપવાસ સંયમ માટે અકસીર ઉપાય છે. પણ નિરર્થક. મહીનાઓ સુધી માથું ન ઓળ્યું, તેલ ન નાંખ્યું, લૂગડાં ન બદલ્યાં ને સારાં જમણ ન ખાધાં પણ કંઇ ફાયદો થયો નહિ, ને પુનર્લગ્ન કર્યા વિના મારા જીવને ચેન પડવાનું નથી એમ ખાતરી થઇ.

એક વખત હું એવા વિચારમાં બેઠી છું તે વખતે મને ખ્યાલ આવ્યો કે એકલી હુંજ બેકરાર છું કે બીજી વિધવાઓની પણ એવીજ હાલત છે. તમે મારી આ હકીકત સાંભળીને કહેશો કે અજબ ધુનની સ્ત્રી છે, પરંતુ મેં એટલા માટેજ બાવન સ્ત્રીઓની મુલાકાત લીધી, ને એ કામમાં મારાં કેટલાંક વર્ષ ગયાં. હું પણ સ્ત્રી ને તે પણ સ્ત્રી, હું પણ વિધવા ને તે પણ વિધવા તેથી તેમની બધી હકીકત હું સહેલાઇથી જાણી શકી હોઇશ એમ તમે અનુમાન કરશો પણ તેમ થયું નહિ. મને એમની ખરી સ્થિતિથી વાકેફ થતાં એટલી બધી મુશ્કેલી પડી કે બીજી કોઇ સ્ત્રી હોત તો ગભરા-

ઇને એ કામ છોડી દેત. જેની હકીકત જાણવાની ખાહિશ થતી તેની સાથે પ્રથમ મેળાપ વધારતી ને તેને બેનપણી બનાવતી, પણ જે વાત જાણવાની હું ઉત્કંઠા રાખતી હતી તે વાત એવી હતી કે સગી બેન કે સખીને પણ કોઇ કહે નહિ, તો હું અન્ય સ્ત્રી હોવાથી તે જાણી શકું એ શી રીતે બને? બેશક સ્ત્રીઓની ઘણી વાતો ગુપ્ત રાખવા જેવી હોય છે, અને જેઓ મોટા પેટની ને ગંભીર મનની હતી તેમણે ઘણા સમય સુધી એ વાતો ગુપ્ત રાખી હતી. તેમને પણ મેં યુક્તિપ્રયુક્તિથી પૂછી લીધું. વિધવાવિવાહનું અપ્રિય નામ હું જેની આગળ લેતી હતી તેને માઠું લાગતું હતું તેથી હારીને મેં એક નવીન યુક્તિ રચી.

જે જે એબ મેં કરી નથી ને જે જે નઠારાં કામ કરવાની મારી ઇચ્છા કે હિંમત નથી, તે બધાં કામ જાણે મેં કર્યાં છે એમ બધાની આ-ગળ કબૂલ કરવા લાગી. તેથી વિધવાઓએ પોતાની વાતો મને કહેવામાં બાધ ગણ્યો નહિ.

એવી રીતે લોકોની ગુપ્ત વાતો જાણવી એ નઠારૂં કૃત્ય છે, ને શરેમાં પણ એની મના કરેલી છે. કુરાનમાં પણ "લાતજસ્સસૂ" (શોધખોળ ન કરો) ફરમાવ્યું છે. પણ લોકોનાં દૂષણ ઉઘાડાં પાડી તેમને ફજેત કરવા માટે હું આ કામ કરતી ન હતી. જ્યારે મારો વાળવાળ ખુદાનો ગુનેહગાર છે તો બીજાનાં દૂષણો હું શી રીતે ઉઘાડાં કરી શકું?

બીજાંઓએ જો અપરાધ કર્યા છે, તો તેમને તોબા કરવાનો હજુ વખત છે. ખુદા તેમને તોબા કરવાની પ્રેરણા કરે, તે તોબા કરે ને ખુદા કબૂલ કરે તો તેમના બધા અપરાધ માફ થાય. ભોગ તો મારા છે, કે હવે તોબાનો વખતજ બાકી રહ્યો નથી કુરાનમાં કહ્યું છે કે "તોબા તો તેમની (ખરી) છે કે જેમણે અજ્ઞાનપણામાં કંઇ ખોટું કામ કર્યું, ને પછી જલ્દીથી તોબા કરી લીધી. એવાઓની તોબા ખુદા કબૂલ કરે છે. (કેમકે) ખુદા તો મહાજ્ઞાની ને હિકમતવાળો છે. પરંતુ તેમની તોબા આધારભુત નથી કે જેઓ (સદા) નઠારાં કામો કર્યાં જાય છે, ને તેમ કરતાં જ્યારે મોત આવીને

ઉભું થાય છે ત્યારે કહે છે કે "હવે મેં તોબા કરી." એવીજ રીતે તેમના તોબા પણ પ્રમાણભૂત નથી કે જેઓ નાસ્તિકપણાની સ્થિતિમાં મરણ પામે. એવા લોકો માટે અમે દુઃખદાયક સજાઓ તૈયાર રાખી છે." માટે સાહેબો એ વાક્યોમાં "મોત આવીને ઉભું થાય છે તો કહે છે, કે મેં તોબા કરી" એવી સ્થિતિમાં હાલ હું છું. તેથી મારી તોબા કબૂલ થવાની મને આશા નથી, માટે હું તો છેક નિરાશાની હાલતમાં છું ને અતિશય અપરાધિણી છું. મેં તો લોકોની તજવીજ એટલા માટેજ કરી હતી કે રંડાપો મનેજ સતાવે છે કે બધી સ્ત્રીઓને પણ સતાવે છે. મારી તપાસણી પરથી મને માલુમ પડ્યું કે એમાંથી કેટલીક સ્ત્રીઓની તો એવી નઠારી હાલત હતી કે તે હું તમને કહીજ શકતી નથી. તેમણે દુન્યાની શરમથી લાચાર થઇને નરકમાં જવાનું કબૂલ કર્યું હતું. ગૃહસ્થ વિધવાઓ વિષે તો હું કંઇ કહેતી નથી; પણ મધ્યમ પંક્તિની અને ગરીબોની વિધવાઓની એવી નઠારી હાલત નથી એ જાણી ખુદાનો ઉપકાર માનું છું, અને એ બધો પ્રતાપ પરદાનો છે એમ ખાતરી થાય છે; પણ અફસોસ છે કે હાલમાં અંગ્રેજી કેળવણી લીધેલા પરદાનીજ પાછળ પડયા છે, ને ધારે છે કે જેમ બને તેમ તેને તોડવો જોઇએ. પરંતુ આ વખતની મારી આટલી વાત યાદ રાખજો કે જેમ જેમ પરદાના રિવાજમાં કમી થતી જશે તેમ તેમ અપ્રિય બનાવોમાં વૃદ્ધિ થતી જશે. હા, દુન્યામાં માણસોને બદલે ખુદા ફિરિસ્તાઓ પેદા કરે તો એવું બને નહિ.

મેં જે બાવન સ્ત્રીઓની મુલાકાત લીધી હતી તે પૈકી કેટલીક એવી જોવામાં આવી હતી કે જેમને પુનર્લગ્ન તરફથી ખરેખરો ઇનકાર હતો પરંતુ તપાસ કરતાં જણાયું કે એમની એ ના લોંકડીના જેવી હતી.

એક લોંકડી દ્રાક્ષના માંડવાની નીચેથી જતી હતી. દ્રાક્ષનાં ઝુમખાં જોઇને તેની દાઢ સળકી. તેથી તે ખાવા માટે ઘણાક કૂદકા માર્યા પણ માંડવો ઉંચો હોવાથી ત્યાં સુધી પોંહોંચી શકી નહિ. છેવટે "તને કોણ ખાય તું તો ખાટી છે" એમ કહેતી ત્યાંથી જતી રહી.

જેઓ પુનર્લગ્નની ના પાડતી હતી તેમાંની કેટલીક તો રૂપાળી ન હતી, કેટલીક મોટી ઉમરની હતી ને કેટલીક ઘણાં બાળકોને જન્મ આપતી હોવાથી, એમની સાથે કોઈ પુનર્લગ્ન કરવા રાજી ન હતું; કેમકે એટલા બધાનું ભરણુપોષણુ કયાંથી કરે?

એ બાવન સ્ત્રીઓમાં સાચો મનકાર એક સ્ત્રીનો જોયો. એનામાં કોઇ પ્રકારનું દૂષણુ ન હતું. ખુદાને ખરા દિલથી પૂજનાર કોઇ પણુ પુરૂષ કે સ્ત્રી એમના જેવાં મેં જોયાં નથી. તેમણે પોતાનું નામ જાહેર ન કરવા માટે મારી પાસેથી કોલકરાર ન કરાવી લીધા હોત તો હું તેમનું નામ જાહેરમાં મૂકત, કે જેથી લોકો એમનાં દર્શનનો લાભ લઈ શકત; કેમકે એવાં પવિત્ર માણુસોનાં દર્શનને હું ઇબાદત ગણું છું. હું એમની પાસે જઇ શકી એને મારૂં સદભાગ્ય સમજું છું. જો મને મારી મુક્તિની આશા છે તો ફક્ત એમનાજ પ્રતાપથી છે. કેમકે મારે માટે દુઆ કરવા મેં એમને વિનતિ કરી હતી, ને તેમણે તેમ કરવા વાયદો કર્યો હતો; તેથી તેઓ પોતાનો વાયદો પુરો કરશે અથવા કરી ચૂકયાં હશે એમ મને સંપૂર્ણ ખાતરી છે. માટે ખુદાએ પણુ પોતાનો વાયદો પુરો કરી મને ક્ષમા કરી હશે; કેમકે સારા માણુસોની માગણીઓને ખુદા રદ કરતો નથી. તમે પણુ મારે માટે ખુદા વાસ્તે દુઆ કરો કે તમારા જેવા નેક બંદાઓના પ્રતાપે ખુદા મારા અપરાધો ક્ષમા કરે. હું પણુ તમારા માટે એવીજ દુઆ કરૂં છું તે ખુદા કબૂલ કરે.

દુઆ માટે હું એક મજેદાર ટુચકો બતાવું છું. જે મોંથી અમે અસત્ય ભાષણુ કરીએ છીએ, નિંદા કરીએ છીએ, સોગંદો ખાઇએ છીએ, અપશબ્દ બોલીએ છીએ, નઠારાં કામો કરીએ છીએ ને બેહૂદી વાતો બોલીએ છીએ, તેજ ગંદા ને અપવિત્ર મોંથી દુઆ માગીએ તો શી રીતે કબૂલ થાય? પરંતુ એવા મોંથી જો એક માણુસ બીજા માણુસ માટે દુઆ માગે તો તે કબૂલ થાય છે. કારણુ કે આપણું મોં અપવિત્ર છે તો આપણે માટે છે, અન્યને માટે નથી.

જે બીબીની હું વાત કરૂં છું તેમને મેં જોયાં તો બસ ખુદા યાદ

આવ્યો. આવા સમયમાં ને વળી અમારાજ શહેરમાં આવાં બુઝુર્ગો હશે એમ હું ધારતી ન હતી. સત્ય પૂછો તો જમીન ને આસમાન કાયમ છે તે એવાં મહાત્માઓનીજ બરકતથી છે. અમારાં કૃત્યોથી તો એમ થાય એવી આશા રાખવી ફોકટ છે. વળી એ લોકોને પોતાની ખ્યાતિ કે આત્મશ્લાઘાની પરવા ન હોવાથી એમણે પોતાને એવી રીતે ગુપ્ત રાખ્યાં છે, કે કોઇને ખબર પડતી નથી.

એ બીબી એક સારા ગૃહસ્થની દીકરી છે. એમને કોઈ બીજા શહેરમાં એક અમીરને ત્યાં પરણાવ્યાં હતાં. જયાં સુધી એ સધવા રહ્યાં ત્યાં સુધી તો દીનદારીની કોઇ વાત એમનામાં જણાતી ન હતી. મારો ને તેમનો રંડાપો લગભગ મળતો છે. એ પણ જવાનીમાં પરણ્યા પછી ત્રીજે વર્ષે વિધવા થયાં છે. એમના સ્વામી ઘોડા પર બેસીને જતા હતા તેવામાં ઘોડો ભડકયો ને એ પડી ગયા. પડતાંજ જીવ જતો રહ્યો. એમને પણ મારી પેઠે કંઈ સંતાન નથી. ધણીના મરવાથી એવો વિરાગ ઉત્પન્ન થયો કે દુન્યા ત્યજી દીધી. જો બધી સ્ત્રીઓના રંડાપાનું એમના જેવુંજ શુભ પરિણામ આવતું હોત તો હું કહું છું કે હે ખુદા દુન્યાની બધી સ્ત્રીઓ વિધવા થઈ જાય તો ઘણું સારૂં! શહેરમાં આવ્યાં પણ ગડબડ થવાની ધાસ્તીને લીધે પોતાના પીઅરમાં ન ઉતરતાં દૂરની સગાઇની એક માસી છે તેને ત્યાં મેડા ઉપર ઉતર્યાં છે. જે કામો એમણે માથે લીધાં છે તેમાંથી નવરાશ મળતી ન હોવાના કારણથી કોઇની સાથે તેઓ મળતાં નથી. એ કોઇને તુચ્છ સમજતાંજ નથી. હું પણ ભૂલમાં એમને ત્યાં ગઇ ને એમના કામમાં ખલલ નાખનારી થઇ પડી. હું એમનાં એ કામોને પાખંડ સમજતી હતી કેમકે એવા પાખંડીઓ મેં ઘણા જોયા હતા; તેથી એકદમ એમના મુકામે જઇને ઉભી રહી; પણ એમને જોતાંજ મને ખાતરી થઇ કે આ કામો બનાવટી નથી, કે એ બાઇ પાખંડી નથી. એમને દેખતાંજ મારા મનપર કાબૂ રહ્યો નહિ.

એમનાં નિત્યકર્મ આ પ્રમાણે હતાં. ત્રણચાર ઘડી દહાડો ચડતાં સવારના કામકાજથી પરવારી ઉભાં ઉભાં રેશમ ઉકેલતાં હતાં ને મોઢેથી કુરાન

પઢતાં જતાં હતાં. જેટલા વખતમાં હું કુરાન મોઢે પઢી રહે તેટલા વખતમાં પાંચ પૈસાની મજૂરી જેટલું રેશમ ઉકેલી નાખતાં હતાં, ને એ ઉપરજ પોતાનું ગુજરાન ચલાવતાં હતાં. તે પછી શીવવાનું લઇ બેસતાં હતાં; પણ તે મજુરીનાં લુગડાં શીવતાં ન હતાં. મુસાફર, વિદ્યાર્થી અથવા જેની પાસે પૈસા ન હોય તેવા ગરીબ લોકોનાં લુગડાં લઇ મફત શીવીને તેમને આપતાં હતાં, અને એ કામને નફલ નમાજ (વધારાની નમાજ)થી ઉત્તમ ગણતાં હતાં. વળી આખો દિવસ ઉપવાસ રાખીને આ પ્રમાણે મહેનત કરતાં હતાં એ નવાઇની વાત હતી. રાત્રે જ્યારે જુઓ ત્યારે મુસલ્લા (નમાજના લુગડા) ઉપર બેઠેલાં જણાતાં હતાં. મારો ખાટલો તેમણે પોતે જ્યાં નમાજ પઢતાં હતાં તેની પાસે વાળ્યો હતો. નફલ નમાજોમાંથી જરા જરા વિસામો લઇને વજીફો પઢતાં હતાં. તે વખતે વીંજણા વડે મારા પર પવન નાખતાં જતાં હતાં. હું એમને એવું કરતાં રોકત, કેમકે એવા નેક આદમીની પાસે એવું કામ કરાવવું એ ઠીક ન હતું; પણ મેં વિચાર કર્યો, કે દુન્યામાં રહીને સ્વર્ગની હવા ખાવા જેવો આ દુર્લભ જોગ વારે ઘડીએ મળવાનો નથી, તેથી હું ચુપચાપ સુતી પડી રહેતી ને એમને મારાપર વા નાખવાજ દેતી. મેં નમાજો પઢતાં ઘણાને જોયા છે પણ આમ ઉમંગ ને ઉત્સાહની સાથે, કાયદાપૂર્વક ને સભ્યતાની સાથે નમાજ પઢતાં મેં કોઇને જોયા નથી.

એમની એવી સ્થિતિ જોઇને તમે પુનર્લગ્ન કેમ કરતાં નથી એ પ્રશ્ન કરવાની મારી હિંમત થઇ નહિ, પણ છેવટે હિંમત રાખીને મેં એમને ઉપલો પ્રશ્ન પૂછયો. ત્યારે એમણે ઉત્તર આપ્યો, કે પુનર્લગ્ન કરી તો લઉં, પણ નાહક ધણીના હકોનો ભાર માથા પર શા માટે લેવો એમ જાણી કરતી નથી. હદીસમાં આવ્યું છે, કે ખુદાની પછી સ્વામીનો દરજ્જો (સ્ત્રી માટે) છે, અને જો માણસ માણસને સજદો કરે એમ ખુદાની ઇચ્છા હોત તો સ્ત્રીઓને આજ્ઞા થાત, કે તેઓ પોતાના પતિને સજદો કરે; પરંતુ અમારી રહેણીકરણી ઘણીજ બગડેલી હોવાથી ધણીના હકોનું સંરક્ષણ અમે કરી શકતાં નથી. વળી હદીસમાં આવ્યું છે, કે સ્ત્રીઓ ધણીના હકનું

રક્ષણુ ન કરવાના કારણથી પુરૂષો કરતાં વધારે પ્રમાણમાં નરકમાં જશે. તેથી બેન મારો જીવ તો પુનર્લગ્ન કરતાં ડરે છે. વળી જિંદગીનો ઘણો ભાગ જતો રહ્યો હવે થોડો રહ્યો છે તે પણ ખુદા પુરો કરી દેશે.

ઉપલાં વાકયોથી મને જણાયું, કે એ બીબીનું કહેવું ખરૂં છે, બાકીની સ્ત્રીઓ મોંથી ના પાડતી હતી, પણ તેમના અંતઃકરણની ખબર તો ખુદાને હતી. વિધવા સ્ત્રીઓ એવા વિચાર કરે તેમાં તેમનો કંઇ વાંક જણાતો નથી. કેમકે એમનો ધણી મરી ગયો છે કંઈ ઇચ્છાઓ મરી ગઇ નથી. જે કારણને માટે એમણે પ્રથમ લગ્ન કર્યું હતું તે કારણ નાશ પામ્યું નથી. હવે જો એમાં સ્ત્રીઓનો વાંક હોય તો ખુદાથી જઇને લડવું જોઇએ કે તેણે શા માટે સ્ત્રીઓને એવી બનાવી. ખુદા ફરમાવે છે કે "અમે માણસોને શક્તિહીન બનાવ્યાં છે" તો સ્ત્રીઓ અબળા હોય તેમાં શી નવાઇ !

નબળાઇ બે પ્રકારની છે, શરીરની ને બુદ્ધિની. માણસ શરીરે કેટલો દુબળ છે તે તો સૌ કોઇ જાણે છે. સિંહ, ચિત્તા, વરૂ, હાથી, સર્પ ને વીંછી વગેરે તો શું તે એક કીડી કે મચ્છરથી પણ લાચાર થઇ જાય છે. બુદ્ધિની નિર્બળતા પણ સર્વમાન્ય છે. માણસની બુદ્ધિ શંકા, સોબત ને કેળવણી વગેરે ઘણી ચીજોને તાબે છે. વળી તે બીજાના અભિપ્રાયનો તો એટલો બધો તાબેદાર છે, કે તેને અન્યના અભિપ્રાયનો ગુલામ કહીએ તો અયોગ્ય નથી. દરેક માણસની ઇચ્છા છે, કે લોકો તેને ઉત્તમ સમજે ને એટલા માટેજ તે કઠણમાં કઠણ મહેનત કરવા માટે ને મોટામાં મોટું દુઃખ સહન કરવા માટે હમેશા તૈયાર રહે છે. હિંદુઓમાં સતી થવાનો રિવાજ હતો. તે વિષે મનાઇ હુકમ કરતી વખતે સરકારે તજવીજ કરાવી તો માલૂમ પડયું કે સતીની લોકોની નજરમાં એટલી બધી પ્રતિષ્ઠા છે કે લોકો તેને દેવી સમજે છે. કેટલીક મૂર્ખ સ્ત્રીઓ બ્રાહ્મણોના સમજાવવામાં આવી જવાથી મોઢેથી કહી દેતી કે હું સતી થઇશ, ને ત્યારથીજ તેને માન આપવામાં આવતું હતું. તેથી તે પોતાની હઠ ઉપર કાયમ રહેવા માટે દઢ રહેતી

હતી. ચીતાપર બેસવા જતી વખત સુધી કોઇ પ્રકારનો ગભરાટ દેખાડતી ન હતી. તેથી મારે કહેવાની મતલબ એ છે કે. શેખી એક એવી વસ્તુ છે કે હજારો સ્ત્રીઓએ એની જાળમાં ફસાઇને પોતાના જીવ ખોયા છે. મુસલમાન સ્ત્રીઓ પણ એવીજ શેખીમાં આવીને જ્યારે પોતાના ધણીના મરણનો કારી ઘા તાજો હોય તે વખતે પુનર્લગ્ન કરવાની ના પાડે ને પછી આખી જિંદગી સુધી પોતાના અભિપ્રાય પર કાયમ રહેવા માટે રંડાપાનું દુઃખ સહે તો તેમાં કંઇ નવાઇ નથી, પણ એવી રીતે એમનું ના પાડવું વિશ્વાસલાયક છે કે નહિ તે જોવું જોઈએ. હું કહું છું કે ભરોસો રાખવા લાયક તદ્દન છે પણ નહિ, ને હોઇ પણ શકે નહિ.

તમને વિશ્વાસ આવે કે ન આવે માટે કોઇ છોકરાને મારી પાસે મોકલીને ખાતરી કરો કે મારી પાસે કુરાન છે કે નહિ? હું એના સોગંદ ખાઇને તથા ખુદાને માથે રાખીને સત્ય કહું છું, કે મેં નહિ પણ મારા ખુદાએ મારા શીળનું રક્ષણ કર્યું છે. પરંતુ હું એ માટે મગરૂર કે રાજી નથી. કેમકે ખુદા કુરાનમાં ફરમાવે છે, કે " તમે તમારા દિલની વાત જાહેર કરો કે છુપાવો ખુદા તો એનો તમારી પાસેથી હિસાબ લેશે, પછી તેની મરજીમાં આવશે તેને માફ કરશે ને મરજીમાં આવશે તેને દુઃખ દેશે. કેમકે ખુદા દરેક ચીજ ઉપર સત્તાધારી છે." જ્યારે એમ છે તો હું મારા શીળરક્ષણ માટે શી રીતે મગરૂર થાઉં ? શરીર પર મારી સત્તા હતી તેનું મેં સંરક્ષણ કર્યું. મેં અજાણ્યા પુરૂપ પર આંખ પડવા દીધી નથી, જીભને ગુનાહ થાય એવી વાત બોલવા દીધી નથી, પગને નઠારે રસ્તે ચાલવા દીધા નથી, ને હાથને અયોગ્ય કામ કરવા દીધાં નથી. પરંતુ મન પર મારી સત્તા ન હતી. તેથી ખોટાખોટા વિચારોને હું શી રીતે રોકી શકી હોઇશ ? માટે મારૂં શરીર તદ્દન નિરપરાધી છે, પણ મનને તો હું નિરપરાધી સમજતીએ નથી ને કહી પણ શકતી નથી. શરીર તો દુન્યાનોજ સંગાથી છે ને તે અહીંજ રહેશે, ખુદાને ત્યાં તો આત્માને પૂછવામાં આવશે. પણ અફસોસ છે કે મારો આત્મા ખુદાની આગળ ધરવા લાયક સ્વચ્છ નથી. લોકોની આગળ હું

પોતાને નિર્દોષ સાબત કરૂં તેથી શો ફાયદો થવાનો છે? ખુદાની સરકારમાં કોઇનું કંઇ ચાલવાનું નથી એવો મને સંપૂર્ણ વિશ્વાસ છે. કોઇથી કોઇને સ્વર્ગમાં લઇ જવાતો નથી કે નરકથી બચાવી શકાતો નથી; બલ્કે હું મારા નિરપરાધીપણા માટે લોકોને ખાતરી આપું તે એક પ્રકારનું જુઠાણું ને દગાબાજી છે. મરતાં મરતાં એક ગુનોહ વધારે કરતી જાઉં એવી મારી ઇચ્છા નથી. દહાડા, અઠવાડીઆં ને મહીના નહિ બલ્કે એવાં કેટલાંક વર્ષ મારા પર ગુજર્યાં છે, કે પુરૂષનો અવાજ મને પ્રિય લાગતો હતો. રાત્રે પોલિસવાળા પોકારતા અથવા ફેરી ફરીને વેચનાર વેપારીઓ બોલતા તો હું કાન દઇને સાંભળતી હતી. બલ્કે એક વખત ભાન ભૂલી જઇને દેવડી પર જઇને ઉભી પણ રહી હતી. જે માટે પાછળથી મારા આ અયોગ્ય કૃત્ય માટે મહીનાઓ સુધી મારા મનને ધિક્કારતી હતી. બીમારીમાં લોકોએ મારી એવી ચાકરી કરી છે કે મારો જીવ જાણે છે, હું તેનો બદલો વાળી શકતી નથી; પણ સત્ય કહું છું કે મોલવી સાહેબ ( ખુદા સ્વર્ગવાસી કરે ) ઉપર ઉપરથી " હવે તમારી તબીઅત કેવી છે " એટલું મારા મંદવાડમાં એ જીવતા હતા ત્યારે પૂછી લેતા હતા ને તેથી મને જે આશ્વાસન મળતું હતું તેટલું લોકોની અથાગ સેવાથી મને મળતું ન હતું. એવી સેંકડો સ્ત્રીઓ જોવામાં આવી છે, કે જેમનાં મુદ્દલ લગ્ન જ થયાં નથી, પણ મને તેમની દયા આવતી ન હતી. હવે વિધવા થઇ તેથી રંડાપાની કદર જાણી ને દુન્યામાં એથી વધારે કોઇ દુઃખ નથી એમ ખાતરી થઇ.

જે કોઇ મારા કહેવા ઉપર વિશ્વાસ કરે તેનું ખુદા ભલું કરે, ને જે ન માને તેને બીજું તો શું કહીને શાપ દઉં પણ એટલું કહું છું કે તે પણ અમારા જેવી સ્ત્રી થાય, પરણે ને વિધવા થઇને દુન્યામાં જીવતર ગાળે.

જ્યારે મને ખબર પડી કે હજારો લાખો સ્ત્રીઓ રંડાપાના દુઃખમાં ફસાએલી છે ત્યારે મને વિચાર આવ્યો કે જો હું એમની મદદ કરૂં તો એના જેવું પુણ્યનું બીજું કોઇ કામ નથી. કેદી છોડાવવા ને ગુલામીમાંથી ગુલામોને મુક્ત કરવા વગેરે કામોને પુણ્યમાં ગણ્યાં છે તો વિધવાઓને મુક્ત

કરવામાં કેમ પુણ્ય નહિ હોય ! એ પણ ખુદાની બંદીઓ છે ને એમને પણ કેદી ને ગુલામના જેવું દુઃખ પડે છે; બલ્કે તેથી પણ વિશેષ દુઃખી છે. એમને પણ સુખદુઃખની લાગણી છે. પ્રથમ મારા મનમાં વિચાર આવ્યો કે સ્ત્રીઓને એકઠી કરી એમનેજ પુરૂષ બનાવું. (અર્થાત પુરૂષો પાસેથી જે કામની આશા રાખુંછું તે સ્ત્રીઓથી લઉં) પરંતુ મને જણાયું કે સ્ત્રીઓ તદ્દન લાચાર છે. મરદોની સત્તા એમના ઉપર એટલી બધી બળવત્તર છે કે તેઓ હાલી-ચાલી પણ શકતી નથી; માટે સત્ય પુછો તો પુરૂષોનો વાંક છે ને બદનામ સ્ત્રીઓ થાય છે. તેથી વિચાર ફેરવી નાખ્યો. એવામાં એક દિવસ કુરાન પઢતાં પઢતાં વિચાર આવ્યો, કે કુરાનમાં જેટલી આજ્ઞાઓ સ્ત્રીઓ માટે ખાસ છે તે ખુદાએ સ્ત્રીઓને સંબોધીને કુરાનમાં ફરમાવી છે. જેમકે "વલ્મુતલ્લકાતો" વગેરે, અને એવા દાખલાઓ કુરાનમાં ઘણા છે. પરંતુ વિધવા સ્ત્રીઓ માટે એ પ્રમાણે ફરમાવ્યું નથી. બલ્કે પુરૂષોને ઉદ્દેશીને ફરમાવ્યું છે કે 'તમે તમારી વિધવાઓનાં પુનર્લગ્ન કરી દો." એમ કરવાનું જરૂર કંઇક કારણ હશે. મને લાગે છે કે પુરૂષોની શ્રેષ્ઠતાનુંજ એ કારણ હોવું જોઇએ, કે જે શ્રેષ્ઠતા ખુદા ને રસૂલના હુકમોની વિરૂદ્ધ પોતાના અહંકારથી સ્ત્રીઓ ઉપર સંપાદન કરી છે. તેથી મેં સ્ત્રીઓને બદલે પુરૂષોને એકઠા કરવાનું ઉચિત ધાર્યું.

હવે જો પુરૂષો એમ કહે કે વિધવા પોતાનો વિવાહ પોતાને હાથે કરી લે, કેમકે એ કામ એમનું છે. વળી નિકાહ પઢતી વખતે હા એ કહેશે અમે કહેવાના નથી, ને સ્ત્રી તરીકે એ રહેશે અમે રહેવાના નથી. તો એનો અર્થ તો એ થયો કે ખુદાએ એમને સંબોધીને કુરાનમાં ફરમાવ્યું તે ખુદાની ભૂલ ( તોબા તોબા ) છે, અથવા ખુદાને અસલ સ્થિતિની ખબર નથી અથવા છે તો તેણે પુરૂષો ઉપર નાહક જુલમ કર્યો છે, અને જે કામ એમણે કરવાનું ન હતું, તે એમની પાસે કરાવવાની ઇચ્છા દેખાડી છે; પણ પુરૂષને લાયક છે, કે જો ખુદા કોઇ ચીજ છે અને કુરાન તેનાંજ વચન છે તો, " તમે તમારી વિધવાઓનાં પુનર્લગ્ન કરી દો " એ વાક્યમાં તેમની સખ્ત પરીક્ષા છે એમ સમજવું જોઇએ. પ્રથમ તો પુરૂષોને સત્તા

છે તેની તો ના પડાતીજ નથી. જો કોઇ ઠેકાણે પુરૂષોની સત્તા ન હોય તોપણ પુરૂષોને સંબોધવાથી ખુદાની ઇચ્છા એવી જણાય છે, કે તેના પર બળાત્કાર કરીને સમજાવો. તેથી પુરૂષોને હું સમજાવું તે કરતાં તેમણે પોતે સમજવું જોઇએ. ઉપલાં વાક્યોમાં ફરમાવ્યું છે તે પ્રમાણે પુરૂષોએ શા રીતે વર્તવું જોઇએ તેનો ન્યાય કરવો જોઇએ. તેમણે સમજવું જોઇએ કે એ વાક્ય નિરર્થક નથી; તેમાં કંઇક મતલબ છે; માટે એ મતલબ ઉપર વિચાર કરી વર્તવું જોઇએ.

મારૂં કામ એટલું હતું કે વિધવાઓની ખરી હાલત, સત્યતા ને નેક નૈયતની સાથે પુરૂષોને દેખાડી આપું, ને તેમને તેમની ફરજનું ભાન કરાવી આપું. એમ કરવાથી ઘણું કરીને વિધવાઓનાં દુઃખોમાં ઘટાડો ને પુરૂષોએ ખુદાને જે જવાબ આપવાનો છે તેમાં કમી થશે. તે પ્રમાણે મેં કર્યું છે ને જે કંઇ કર્યું છે તે ખાસ પ્રભુપ્રીતિએ નિઃસ્વાર્થે કર્યું છે.

હે ખુદા મેં જે કંઇ કર્યું છે તે તારી પવિત્ર ઇચ્છાને અનુકૂળ હોય તો મારી વાતમાં અસર આપ, ને લોકોને એ પ્રમાણે વર્ત્તવાની પ્રેરણા કર. હે ખુદા આખી દુન્યાની વિધવાઓને સુખ થાઓ અને મારા આ અલ્પ પ્રયાસના બદલા તરીકે નહિ બલ્કે કેવળ તારી કૃપાથી અને તેના પ્રતાપે હાલમાં દુન્યાનું જે દુઃખ હું સહન કરૂં છું તેથી મને મુક્તિ આપી મારો અંત સારો લાવ.

લોકો કહે છે, અને હદીસમાં પણ છે કે રાતદિવસમાં એક સમય એવો હોય છે કે માણસ જે કંઇ ઇચ્છે તે થાય છે. જે વખતે આજાદીએ એ પ્રાર્થના કરી તે વખત એવોજ દુઆ કબૂલ થવાનો હશે, કે પરદાની બહાર જેટલા પુરૂષો બેઠા હતા તે બધા પોતપોતાના દિલમાં નક્કી કરીને બેઠા કે કોઇએ વિધવાઓને બેસાડી મૂકવી નહિ (એવુંજ થયું), ને આ તરફ દુઆની સમાપ્તિની સાથેજ આજાદી એકાએક હેડકી આવતાંજ મરણ પામી.



# મુસલમાની ધર્મને લગતા કેટલાક શબ્દોના અર્થ.

અકીકા—બાળકના જન્મ પછી સાતમે દિવસે તેનું નામ પાડી, વાળ ઉતરાવવાની ખુશીમાં કરવામાં આવતું જમણ.

અજીજ—( અ. સ. ) પેગંબર સાહેબનું નામ છે.

અંજુમન—મંડળી, સભા.

અનસી—પેગંબર સાહેબ ( સ. અ. ) ના એક સહાબીનું નામ હજરત અનસ ( ર. અ. ) છે. તેમની સાથે સંબંધ રાખનારા.

અંમા—કુરાનનો છેવટનો $\frac{1}{30}$ ભાગ.

અમામો—મુસલમાન વિદ્વાનો બાંધે છે, તેવી પાઘડી.

અયામા—વિધવા.

( અ૦ ર૦ )—માનવાચક શબ્દ છે.

અલવી—હજરત અલી ( ર. અ. ) ની સાથે સંબંધ રાખનાર. એ પેગંબર સાહેબ (સ. અ.) ના પિત્રાઇ ભાઇ, ચોથા ખલીફા ને જમાઇ છે.

( અ. સ. ) માનવાચક શબ્દ છે. દરેક પેગંબર સાહેબના નામ સાથે લગાડાય છે.

અસહાબ—પેગંબર સાહેબ (સ. અ.) ની પાસે બેસનાર, મિત્ર, મદદગાર.

અસહાબે સુફ્ફા—એ અસહાબો ( રિ. અ. ) પેગંબર સાહેબ ( સ. અ. ) ની પાસે પોતાનું વતન છોડી મદીને આવ્યા હતા. સાથે કોઇ પણ વસ્તુ લાવી શક્યા ન હતા. મદીનાના લોકો એમનું ભરપોષણ કરતા હતા.

આમીન—કુરાનનો પહેલો અધ્યાય પુરો થયા પછી બોલનાર તથા સાંભળનાર આમીન કહે છે. એનો અર્થ "હે ખુદા દુઆ કબૂલ કર" થાય છે.

આયત—કુરાનનું વાક્ય.

આસાર શરીફ—પગલાંનું નિશાન.

ઇદ્દત—વિધવા સ્ત્રીએ ધણીનો શોક પાળો ૪ મહીના ૧૦ દિવસ સુધી ખુણે બેસવું તે.

ઇબાદત—ભક્તિ.

ઇમામ—આગેવાન, ધર્મનો રસ્તો દેખાડનાર, જેની પાછળ નમાજ પઢીએ તે.

ઇમામ અહમદ બિન હંબલ.
ઇમામ અબૂ હનીફા.
ઇમામ માલિક.
ઇમામ શાફઇ.
} ( રિ. અ. ) સુંની મુસલમાનો આ ચાર પૈકી અમુક એક ઇમામ સાહેબના કાયદાઓને અનુસરે છે, ને તે પરથી તેમના પંથનાં નામ પડેલાં છે. જે આગળ આવશે.

ઇમાન—મુસલમાની ધર્મ સ્વીકારવો. અંતઃકરણપૂર્વક ખુદાપર વિશ્વાસ રાખવો.

ઇસા ( અ. સ. ) પેગંબર સાહેબનું નામ છે. ખ્રિસ્તિ ધર્મપ્રવર્તક.

ઉંમતી—એક પેગંબરને માનનારા માણસો.

ઉર્સ—મરણતિથિ.

ઉસ્માની—હજરત ઉસ્માન ( ર. અ. ) ની સાથે સંબંધ રાખનાર. એ ત્રીજા ખલીફા છે.

( ક. અ. ) મનવાચક શબ્દ.

કદમ શરીફ—આસાર શરીફ શબ્દ જુઓ.

કફન—મડદાને જે લુગડાં પહેરાવી દાટે છે તે.

કલમએ શહાદત—મુસલમાની ધર્મને લગતાં વચનો છે, મડદાને દાટવા લઇ જતી વખતે તેની સાથેનાં માણસો એ શબ્દો ધીમે ધીમે બોલેછે.

કલમો—મુસલમાની ધર્મની માન્યતાઓસૂચક અરબી વચનો.

કલમો પઢવો—તાબેદાર થવું. તેનાજ થઇ રહેવું.

કાબા—મક્કામાં એક પવિત્ર ઇમારત છે, ત્યાં આગળ હજ થાય છે.

કાયદો—અરબી ભાષાની પ્રાઇમર, બાળપોથી.

કિયામત—દુન્યાનો નાશ થયા પછી બધાનો હિસાબ જે દિવસે થશે તે દિવસ.

કુત્બ સાહેબ—દિલ્લીમાં પવિત્ર જગા છે.

કુરતો—નીચું પહેરન.

ખાજાબાકી બિલ્લાહ—દિલ્લીમાં પવિત્ર જગા છે.

ખાનકા—મશાઇખ અને દુર્વેશોની બેઠક.

ખિલઅત—સરપાવ. રાજા તરફથી પોશાક વગેરે મળે તે.

ગુલિસ્તાન—શીરાજના પ્રખ્યાત કવિ સઅદી ( અ. ર. ) નું પ્રખ્યાત પુસ્તક.

જકાત—અમુક રકમ ઉપર તેનો $\frac{1}{40}$ ભાગ ધર્મદાનમાં આપવો તે.
જફર—દિલ્લીનો છેલ્લો મુગલ પાદશાહ મહંમદ બહાદુરશાહ બીજાનો તખલ્લુસ.
જબ્બો—મોલવીઓનો પોશાક છે. ઢીલા પહેરન જેવો.
જબૂર—હજરત દાવૂદ ( અ. સ. ) ઉપર ઉતરેલું આકાશી પુસ્તક.
જમલ—એક લડાઇનું નામ છે.
જમાઅત—મુસલમાનો એકઠા થઇ એકને આગેવાન કરી બધા તેની પાછળ નમાજ પઢે તે જમાઅતની નમાજ કહેવાય છે.
જાનમાજ—નમાજ પઢવાનું લુગડું.
જામેમસ્જિદ—જે મસ્જિદમાં ઘણાં માણસો એકઠાં થતાં હોય તે, જ્યાં શુક્રવારની નમાજ પઢાતી હોય તે.
જિબ્રઇલ—( અ. સ. ) ખુદાની તરફથી પેગંબર સાહેબો ઉપર પેગામ લાવનાર ફિરિસ્તો.
તકબીરે ઊલા—ઇમામની પાછળ નમાજ પઢતી વખતે તેની સાથે સાથે, મોડી થયા વિના નમાજમાં શામિલ થવું તે.
તબઅતાબિઇનિ—હજરત મુહંમદ ( સ. અ. ) ને જેમણે જોયા છે તે અસહાબ, અસહાબોમાંથી કોઇને જોયા હોય તે તાબિઇનિ, ને તાબિઇનમાંથી કોઇને જોયા હોય તે તબઅતાબિઇનિ.
તબૂક—લડાઇનું નામ છે.
તયમ્મુમ—પાણી ન મળે અથવા તંદુરસ્તીને નુકસાન કરે એમ હોય તો પવિત્ર માટી ઉપર હાથ ફેરવી વજૂ કરવાની રીત.
તલાક—સ્ત્રીને ફારખતી આપવી તે.
તાબિઇનિ—અસહાબીઓમાંથી કોઇને જોનાર માણસો.
તોબા—ગુનાહથી બચવાનો કરાર.
દરગાહ—કચેરી, સભા, ખિદમત, રોજો.
દહેજદાન—કન્યાને પરણાવતી વખતે માબાપ જે વસ્તુઓ આપે તે.
દીન—મુસલમાની ધર્મ.
દીનદાર—મુસલમાની ધર્મ પ્રમાણે ચાલનાર.

દુઆ—માગણી, વિનતિ.
દુર્રેમુખ્તાર—મુસલમાની ધર્મને લગતું એક પ્રખ્યાત પુસ્તક.
નફલ—જે નમાજ પઢવી જોઈએ તેથી વધારે પઢવી તે. વધારાની નમાજ.
નબી—પેગંબર.
નિકાહ—પરણવું, લગ્ન વખતે કરવામાં આવતા બોધ તથા કરાર.
નૈયત—મનનો ઇરાદો. નમાજનો આરંભ કરવો તે.
પીર—ઘરડો માણસ, બુજુર્ગ પુરૂષ.
પીરાનપીર—મોટા પીર સાહેબ ( ક. સ. ). એમનો રોજો બગદાદમાં છે.
ફજર—સવાર, પરોઢીઉં, સૂર્યોદય પહેલાંનો સમય, પ્રભાત.
ફતાવાએ આલમગીરી—મુસલમાની ધર્મના કાયદાઓનું પુસ્તક. ઔરંગજેબે ( આલમગીર ) ઘણાં પુસ્તકો ઉપરથી સંશોધન કરી તૈયાર કરાવ્યું.
ફારૂકી—હજરત ઉમર ( ર. અ. ) નો ખિતાબ છે. એઓ બીજા ખલીફા થયા છે. જ્યાં સુધી એ મુસલમાન થયા ન હતા, ત્યાં સુધી તે વખતના મુસલમાનો, છુપી રીતે ઇબાદત કરતા હતા. એમણે મુસલમાન થઇ છચોક ઇબાદત કરવા બધાને તૈયાર કર્યા. ત્યારથી જુના ને નવા ધમમાં ફરક જણાયો માટે એમનું નામ ફારૂક એટલે "ફરક કરનાર" પડયું. તે ઉપરથી એમની સાથે સંબંધ રાખનાર તે ફારૂકી.
ફિકા—મુસલમાની શરેના હુકમ સંબંધી વિદ્યા.
ફિરઓન—મિસરમાં હજરત મૂસા ( અ. સ.) ના વખતમાં એક બાદશાહ હતો જે કહેતો હતો કે " હું મોટો ખુદા છું. "
ફિરિસ્તા—પ્રકાશિત ચહેરાવાળા ખુદાના દૂત.
બરકત—વધારો, નેકબખ્તી, ભલાઇ.
બસોરીઆ—બનાવટી રડનાર.
બિસ્મિલ્લાહ—મુસલમાનોમાં જ્યારે બાળક ૪ વર્ષ, ૪ મહીના ને ૪ દિવસનું થાય, ત્યારે તેને કુરાનનો પહેલો અધ્યાય પઢાવી જમણુ વગેરે કરે છે તે.

બુખારી—હજરત ઇમામ ઇસ્માઇલ (અ. ર.) જેઓ બુખારાના રહેનાર હતા. તેમણે મુસલમાની ધર્મનું એક પુસ્તક લખ્યું છે તે.

બોટણુ—જ્યારે બાળક ૪ મહીના ને ૪ દિવસનું થાય છે ત્યારે તેને પહેલવહેલું અન્ન ચખાડવામાં આવે છે તે ક્રિયા.

બાવા આદમ—પહેલવહેલા પેગંબર. જેમની આખી દુન્યા ઓલાદ છે તે.

બાંગ—નમાજ પઢનાર એકઠા થાય તે માટે મસ્જિદોમાં રાતદિવસમાં પાંચ વખત જે શબ્દો જોરથી મુલ્લા કે બીજો કોઇ બોલે છે તે.

મકતબ—મુસલમાની ધર્મની વિદ્યા શીખવવાની નિશાળ.

મકિબર—(મુકબ્બર) જુમા મસ્જિદ અને બીજી દરેક મોટી મસ્જિદમાં મિંબરની પાસે એક ચોરસ બેઠક હોય છે તે.

મજહબ—ધર્મ. મુસલમાની ધર્મ.

મજલસ—બેઠક, મંડળી. ઘણા માણસો એકઠા થઇ બેઠા હોય તે.

મરસીયા—શોકની કવિતા.

મરિયમ—( અ. સ. ) હજરત ઇસા (અ. સ. )નાં મા.

મહેર—પુરૂષ, પોતાની સ્ત્રીને પરણેતરના બદલામાં જે વસ્તુ કે રૂપીઆ આપે તે.

માલકી—હજરત ઇમામ માલિક (અ. ર.)ના કાયદાઓને અનુસરનાર સુંની મુસલમાનો.

મિંબર—મસ્જિદમાં વચલી કમાનની જમણી બાજુએ પછીત સાથે નીસરણી હોય છે તે. પત્થરની કે ઇંટની ચણેલી કે લાકડાની બનાવેલી. એના ઉપર ઉભા રહીને ખુત્બો પઢે છે.

મુંડણુ—બાળકના પેટના વાળ મુંડાવવાની ક્રિયા.

મુરીદ થવું—ધાર્મિક શાગિર્દ, ચેલા, શિષ્ય. કોઇના જજમાન થઇને રહેવું તે.

મુશ્રિક—ખુદાની સાથે બીજાને શરીક કરનાર.

મૂસા—( અ. સ. ) એક પેગંબર સાહેબનું નામ છે. યહૂદીઓના ધર્મપ્રવર્તક.

મોલવી—મુસલમાની ધર્મ સંબંધી જ્ઞાન હોય તેવો માણસ. સરદાર.

યહુદી—હજરત મૂસા (અ. સ.)ના ધર્મને માનનારા.

**યાકૂબ**—( અ. સ. પેગંબર સાહેબનું નામ છે. હજરત ઇસ્હાક (અ.સ)ના દીકરા ને હજરત યસુફ ( અ. સ. )ના પતા.

**યૂસુફ**—એમને એમના ઓરમાન ભાઇઓ કુવામાં નાખી આવ્યા હતા, ને પિતાને કહ્યું કે તેમને વરૂએ ફાડી ખાધા. તે પછી કેટલેક વર્ષે ઘેર આવ્યા. એ ઘણાજ રૂપાળા હતા. એમની જુદાઇમાં એમના પિતા એટલું રડયા હતા કે આંધળા થઇ ગયા હતા.

**( ર. અ. )**—માનવાચક શબ્દ. પેગંબર સાહેબના અસહાબોના નામને લગાડવામાં આવે છે.

**રકાત** (રકૂઅત)—નમાજનો ભાગ.

**રમજાન**—મુસલમાની ચાંદ્રવર્ષનો નવમો મહીનો. રોજા મહીનો.

**રસૂલ**—મોટા પેગંબરો. જેમના ઉપર આકાશી પુસ્તક ઉતર્યું હોય તે.

**રાહિબ**—ખ્રિસ્તિ ધર્મના સાધુઓ. એકાંતવાસી.

**( રિ. અ. )** માનવાચક શબ્દ ર. અ. નું બહુવચન.

**રૂકૂઅ**—નમાજમાં કરવામાં આવતી એક ક્રિયા. ઘુંટણપર હાથ મૂકી વાંકા વળવું (૨) કુરાનનો પેરેગ્રાફ.

**રોજો**—ઉપવાસ.

**લેલામજનૂન**—લેલા સ્ત્રીનું નામ છે. મજનૂન (ગાંડો) એક પુરૂષ કેસ નામે હતો. તે લેલાની પાછળ દીવાનો થયો હતો.

**વજીફો**—નમાજ પઢી રહ્યા પછી માળા ફેરવવી કે કંઇ બીજું પઢવું તે.

**વજૂ**—નમાજ પઢવા માટે હાથ પગ, મોં વગેરે ધોવાની ક્રિયા.

**વહ્ય**—પેગંબર સાહેબો પર ખુદાની તરફથી જે સંદેશો આવતો હતો તે.

**વહાબી**—મુહંમદ બિન અબ્દુલવહ્હાબને માનનારા મુસલમાનો.

**વાઅજ**—કથા, ધર્મની કથા. વ્યાખ્યાન.

**શબેબરાત**—એક તહેવાર છે. મુસલમાની ૮ મા મહીનામાં આવે છે.

**શયતાન**—અપવિત્ર આત્મા. પહેલાં ફિરિસ્તો હતો પણ ખુદાનો હુકમ ન માનવાથી તિરસ્કારપાત્ર થયો.

**શરે**—મુસલમાની ધર્મ.

શાફ઼ઇ—ઇમામ શાફ઼ઇ (અ. ર.)ના કાયદાને અનુસરનારા સુંની મુસલમાનો.
શીરીનફ઼ર્હાદ—લેલામજનૂનની પેઠે આ યુગ્મ પણ પ્રખ્યાત છે.
( સ. અ. )—માનવાચક શબ્દ. મુસલમાનો ફ઼કત પોતાના પેગંબર સાહેબના નામની સાથે લગાડે છે.
સજ્દો—નમાજમાં કરવામાં આવતી એક ક્રિયા. માથું જમીન પર મૂકવું તે.
સદકો—ખુદાના નામ પર ફ઼કીરોને આપવામાં આવે તે.
સનમ—મૂર્ત્તિ, પુતળું, પ્રિયા.
સફ઼રની નમાજ—વતનમાં આરામથી હોઇએ ત્યારે પુરી નમાજ પઢવી જોઇએ. પણ સફ઼રમાં સાથીઓ જતા રહેવાની ધાસ્તી વગેરે કારણથી થોડી નમાજ પઢવાનો હુકમ છે તે.
સહનક—નાની રકાબી.
સહાબી—પેગંબર સાહેબના મિત્રો, એમની સાથે બેસનાર.
સિદ્દીકી—હજરત અબૂબક (ર. અ.) સિદ્દીક (સાચા)ના નામથી પ્રખ્યાત છે. એ પેગંબર સાહેબના ૧ લા ખલીફ઼ા ને સસરા થાય છે. એમની સાથે સંબંધ રાખનાર તે સિદ્દીકી.
સિહાહે સિત્તા—હદીસની પ્રખ્યાત ૭ કિતાબો. જેમાં ઘણી હદીસો ખરીજ છે. તેમનાં નામ, (૧) બુખારી, (૨) મુસ્લિમ, (૩) તિર્મિજી, (૪) અબૂદાવૂદ, (૫) ઇબ્નેમાજા ને (૬) નિસાઇ.
સીપારો—કુરાનનો $\frac{1}{30}$ ભાગ. સી=૩૦ ને પારા=કડકો. ૩૦ મો ભાગ.
સુલ્તાનજી—દિલ્લીમાં પવિત્ર જગા છે.
સુબ્હાનલ્લાહ—સ્તુતિવાચક શબ્દ છે.
સૂફ઼ી—ઊનનાં લુગડાં પહેનાર. ખુદા સિવાય બીજાની યાદને ભૂલી ગએલો, દુર્વેશ.
સૂરએ ઇખ્લાસ—કુરાનનો ૧૧૨ મો અધ્યાય.
સૂરએ ફ઼ાતિહા—કુરાનનો ૧ લો અધ્યાય.
સૂરએ બકર—કુરાનનો ૨ જો અધ્યાય.
સૂરએ યસુફ઼—કુરાનનો ૧૨ મો અધ્યાય.

હજરતઅલી—( ર. અ. ) પેગંબર સાહેબ (સ. અ.)ના પિત્રાઇ ભાઇ, જમાઇ, ને ૪ થા ખલીફા.

સૈયદ હસન રસુલનુમા—દિલ્લીમાં પવિત્ર જગા છે.

હજ્જ—નક્કી કરેલા દિવસોએ મક્કે જઇ કાબાનાં દર્શન કરી હજ્જ માટે ઠરાવેલા બધા નિયમો પાળવા તે.

હદીસ—પેગંબર સાહેબ (સ. અ.) નાં વચનો, તથા કૃત્યો, અથવા પોતાની સામે કંઇ કામ થયું ને તે માટે મના ન કરી હોય તે કામો.

હનફી—ઇમામ અબૂહનીફા ( અ. ર. ) ના કાયદાઓને અનુસરનાર સુંની મુસલમાનો.

હંબલી—ઇમામ અહમદ બિન હંબલ (અ. ર. ) ના કાયદાઓને અનુસરનાર સુંની મુસલમાનો.

હરમ—પરણેતર સ્ત્રી. ઘરમાં દાખલ કરી લીધેલી લોંડી.

હારૂન—(અ. સ.) હજરત મૂસા (અ. સ.)ના ભાઇ. એ પણ પેગંબર છે.

હિદાયા—મુસલમાની કાયદાને લગતી ફિકાની કિતાબ છે.

હુરેરી—હજરત પેગંબર સાહેબ ( સ. અ. ) ના મિત્રોમાં એક હજરત અબ હુરેરા ( ર. અ. ) હતા તેમની સાથે સંબંધ રાખનાર.

હૂર—કાળી આંખોવાળી જંનતની ખૂબસૂરત સ્ત્રી.

## વિશેષ નામો.

આજાદ—સ્વતંત્ર.

છીલાવા—ચપળી.

મુક્તદા—આગેવાન.

મુશ્તાક—ચાહનાર, જિજ્ઞાસુ.

હાદી—માર્ગ દેખાડનાર, ભોમીઓ.

નાજુક અંદામ બેગમ—સુકુમાર

આજાદી—સ્વતંત્રતા.

નાજુકઅંદામ બેગમ—સુકુમાર શરીરવાળી સ્ત્રી.

મુસ્તજાબ—જેની મનકામનાઓ પુરી થઇ છે તે.

# ગુજરાત વર્નાકયુલર સોસાઇટીમાં મળતાં જીવનચરિત્રનાં પુસ્તકોની યાદી.

## જીવન ચરિત્ર.

૧ **અકબરચરિત્ર.** કર્તા રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ સી.આઇ.ઇ. મુંબઇ ઇલાકાના કેળવણી ખાતા તરફથી લાઇબ્રેરી અને ઇનામ માટે મંજુર. આવૃત્તિ છઠ્ઠી પૃ. ૧૯૨. કીંમત આઠ આના.

૨ **આલફ્રેડ.( મહાન )નું જીવનૃચરિત્ર.** તૈયાર કરનાર રા. રા. ચુનીલાલ બાપુજી મોદી. ઇનામ માટે મંજુર. આવૃત્તિ પાંચમી. પૃ. ૭૬ કીંમત પાંચ આના.

૩ **ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર.** સુપ્રસિદ્ધ બંગાળી સુધારકનું જીવનચરિત્ર. બંગાળી પરથી અનુવાદ કરનાર. રા. રા. કૃપાશંકર દોલતરામ. પૃ. ૨૧૦ કીંમત નવ આના.

૪ **ઉદ્યોગી પુરૂષો.** દુનિયાના જાણીતા મહાન પુરૂષોનાં સંક્ષિપ્ત જીવન વૃત્તાંત. લેખક નારાયણ હેમચંદ્ર પૃ. ૯૦ કીંમત ચાર આના.

૫ **એલ્ફિન્સ્ટન.** ( માઉન્ટ સ્ટુઅર્ટ ) મુંબઇના માજી ગવર્નર સાહેબનું જીવનચરિત્ર. રૂલર્સ ઓફ ઇંડિયા સીરીઝમાંનું ભાષાન્તર. કર્ત્તા ચુનીલાલ માણેકલાલ ગાંધી બી. એ. એલ. એલ. બી. ઈનામ અને લાઇબ્રેરી માટે મંજુર. પૃ. ૨૬૦ કીંમત બાર આના.

૬ **કુમારી કાર્પેન્ટરનું ચરિત્ર.** જન સેવામાં પોતાનું જીવન અર્પણ કરનાર ઈંગ્રેજ બાઇનું રસિક અને બોધદાયી જીવનચરિત્ર. લેખક દેવરામ શીવરામ ત્રિવેદી પૃ. ૧૪૪ કીંમત ત્રણ આના.

૭ **જાવજી દાદાજી ચોધરીનું ચરિત્ર.** મુંબાઇના નિર્ણયસાગર પ્રેસનામાલેકનું ચરિત્ર. રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ. પૃ. ૪૦ કીંમત બે આના.

૮ **ડીમોસ્થનીસનું ચરિત્ર.** મરાઠી ઉપરથી ભાષાંતર કરનાર. પરમાનંદદાસ ભોળાભાઇ પારેખ. પૃ. ૮૬ — કીં. ૧ આનો

૯ **ધાર્મિક પુરૂષો.** હિન્દુસ્તાનના પ્રસિદ્ધ આચાર્યો અને સાધુ સંતોનાં સંક્ષેપ જીવન વૃત્તાંત. લેખક નારાયણ હેમચંદ્ર. પૃ. ૯૬. — કીંમત ચાર આના.

૧૦ **નામાંકિત નારીઓ.** યુરોપની પ્રસિદ્ધ સ્ત્રીઓનાં જીવન ચરિત્ર. ઈંગ્રેજી-પરથી રચનાર દાવર બહેનો. પૃ. ૧૧૨. — કીંમત છ આના.

૧૧ **પ્રેસિડન્ટ લિંકનનું ચરિત્ર.** અમેરિકાના પ્રજાસત્તાક મંડળના પ્રેસિડન્ટનું બોધદાયી ચરિત્ર. લેખક સુપ્રસિદ્ધ સાક્ષર મણિશંકર રત્નજી ભટ્ટ. બી. એ. પૃ. ૨૦૪ — **કીમત બાર આના.**

૧૨ **પાર્વતી કુંવરચરિત્ર.** ગુજરાતના મહાન્ સુધારક રા. સા. મહીપતરામભાઇનાં પત્નીનું સુબોધ જીવન વૃત્તાંત, લેખક સુપ્રસિદ્ધ કવિ ગણપતરામ રાજારામ ભટ્ટ. ઇનામ અને લાયબ્રેરી માટે મન્જુર. આવૃતિ બીજી પૃ. ૬૦ — કીંમત ત્રણ આના.

૧૩ **ફાર્બસ જીવનચરિત્ર અને ફાર્બસ વિરહ.** રાસમાળાના લેખક, વર્નાક્યુલર સોસાઇટીના સ્થાપનાર કર્ત્તા-સુપ્રસિદ્ધ વિદ્વાન સાક્ષર મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર. પૃ. ૮૦ — કીંમત છ આના,

૧૪ **ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર.** ઇંગ્લાંડના મહાન્ તત્વચિંતક અને ઇલીઝાબેથ રાણીના ચાન્સેલર-સુપ્રસિદ્ધ વિદ્વાન બેકનનું વૃતાંત. ઇંગ્રેજી પરથી લખનાર. મોતીલાલ છોટાલાલ દેસાઇ. બી. એ. એલ. એલ. બી. લાઇબ્રેરી માટે મંજુર. પૃ. ૩૯૩ — કીંમત સવા રૂપિયો.

૧૫ **બેન્જામીન ફ્રાંકલીનનું ચરિત્ર.** અમેરિકાના મહાન પુરૂષનું વૃત્તાંત. કર્તા રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર. આવૃતિ. બીજી પૃષ્ટ. ૩૫૨ — **કીંમત એક રૂપીયો.**

૧૬ બોધક ચરિત્ર. સદાચરણી પુરૂષોનાં વૃત્તાંતો. ચરિત્રશાળી પિંગાળ, ચાર્લસ ડોમેટ, મૂળરાજ, વગેરેના ચરિત્રો. લેખક નારાયણ હેમચંદ્ર
પૃ. ૨૪૦ કીંમત ચાર આના.

૧૭ મિસ ફ્લોરન્સ નાઇટીંગેલ. દુઃખી માણસનું દુઃખ નિવારનાર અને દર્દી માંદા મનુષ્યોની સારવાર માટે જાણીતી વિદુષી બાઇનું જન્મ વૃત્તાંત. લેખક, સૌ. શારદા મહેતા. બી. એ. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર. પૃ. ૧૦૪
કીંમત ચાર આના.

૧૮ રણજીતસિંહ. પંજાબના સિંહનું ચરિત્ર. (રૂલર્સ ઓફ ઇંડિયા સિરિઝનું ભાષાંતર ) કર્તા ડાહ્યાભાઇ પી. દેરાસરી. બાર. એટ. લૉ. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર. આવૃત્તિ બીજી. કીંમત બાર આના

૧૯ રાજા રામમોહનરાયનું જીવનચરિત્ર. બંગાળના આદિ સુધારક બાબુ રામમોહનરાયનું જીવન વૃત્તાંત. કર્ત્તા કૃપાશંકર દોલતરામ ત્રવાડી. પૃ. ૨૫૬ કીંમત એક રૂપિયો.

૨૦ લોર્ડ લારેન્સ. ( રૂલર્સ ઓફ ઇંડીયા સિરિઝમાંનું ભાષાન્તર ) કર્તા વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય. બી. એ. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર
પૃ. ૨૩૨ કીંમત બાર આના

૨૧ સર વિલિયમ વોલેસ. સ્કોટલાંડના દેશાભિમાની નરનું જન્મ વૃત્તાંત લેખક રા. રા. જગજીવનભાઇ ભવાનીશંકર કાપડીઆ. પૃ. ૧૦૪
કીં. બે આના

૨૨ સદ્‌ગુણી સ્ત્રીઓ. ઇંગ્રેજીપરથી અનુવાદ કરનાર સ્વ. સૌ. બ્હેન સુમતિ.
પૃ. ૧૧૨ કીંમત ચાર આના

૨૩ સીતા દમયંતિનાં આખ્યાન. લખનાર શાસ્ત્રી નાગેશ્વર જેષ્ટારામ. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર આવૃત્તિ સાતમી. પૃ. ૬૮ કીંમત અઢી આના.

૨૪ **સ્ત્રી બોધક સતી ચરિત્રો.** કર્તા. સૌ. સગુણા. ભાનુસુખરામ નિર્ગુણ-રામ. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર. પૃ. ૧૦૮ કીંમત ત્રણ આના.

૨૫ **શેઠ હરીવલ્લભદાસનું જીવન ચરિત્ર.** સુરતના સખી ગૃહસ્થ અને પોતાની સર્વ મિલ્કત સાહિત્ય પ્રચાર અને ખીલવણી અર્થે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને બક્ષિસ કરનાર ઉદાર પુરૂષનું જન્મ વૃત્તાંત (સચિત્ર) કર્તા. એક સ્નેહી પૃ. ૯૨. કીંમત છ આના.

૨૬ **હિન્દનાં મહારાણી અને તેમનું કુટુંબ.** લેખક રા. રા. જગજીવનદાસ ભવાનીશંકર. પૃ. ૧૦૪ કીંમત બે આના.

૨૭ **હેન્રી ફોસેટનું જીવન ચરિત્ર.** કર્તા. રા. રા. જીવાભાઇ રેવાભાઇ પટેલ, બી. એ. એલ. એલ. બી. એ. લાઇબ્રેરી માટે મંજુર. પૃ. ૨૬૦. કીંમત બાર આના.

---

આનાથી મોટું સૂચિપત્ર, જેમાં સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોની વિસ્તારથી હકીકત આપવામાં આવી છે—તે આસિ. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, ભદ્ર, અમદાવાદ એમને એક પત્ર લખેથી મફત મોકલી આપવામાં આવશે.